વડોદરા રાજ્યમાં ચાલતાં હાલનાં નવાં ધોરણો પ્રમાણે

# ચોથા ધોરણની સંક્ષેપ નોટ.

જેની અંદર ચોથી ચોપડીના અર્થ, બોધ, કવિતાના અર્થ,
ડિકટેશન, વ્યાકરણ, વડોદરા રાજ્યનો ઇતિહાસ,
રાજ્ય બંધારણ સાથે, ભુગોળ, કોઠકો,
લેખાં, ઇબારત ચીઠ્ઠી અને કાગળ લખવાં
તથા સાદી અરજી, અને સૃષ્ટિ
જ્ઞાનના વિષયો આવેલા છે.

---

રચનાર,
**મણિલાલ મુગટજીભાઇ ઉપાધ્યાય.**
બુકસેલર: પેટલાદ (પ્રાંત વડોદરા).

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**મણિલાલ મુગટજીભાઈ ઉપાધ્યાય.**
બુકસેલર, પેટલાદ (પ્રાંત વડોદરા).

---

આવૃત્તિ ૨ જી.　　　　　　　　　　પ્રત
સંવત ૧૯૭૩.

---

કિંમ

વડોદરા રાજ્યમાં ચાલતાં હાલનાં નવાં ધોરણો પ્રમાણે

# ચોથા ધોરણની સંક્ષેપ નોટ.

જેની અંદર ચોથી ચોપડીના અર્થ, બોધ, કવિતાના અર્થ,
ડિકટેશન, વ્યાકરણ, વડોદરા રાજ્યનો ઇતિહાસ,
રાજ્ય બંધારણ સાથે, ભૂગોળ, કોષ્ટકો,
લેખાં, ઇબારત ચીઠ્ઠી અને કાગળ લખતાં
તથા સાદી અરજી, અને સૃષ્ટિ-
જ્ઞાનના વિષયો આવેલા છે.

---

રચનાર,
**મણિલાલ મુળજીભાઇ ઉપાધ્યાય.**
બુકસેલર; પેટલાદ (પ્રાંત વડોદરા).

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય.**
બુકસેલર, પેટલાદ (પ્રાંત વડોદરા).

---

આવૃત્તિ ૨ જી. પ્રત ૩૦૦૦.
સંવત ૧૯૭૩. સને ૧૯૧૭.

---

કિંમત ૦-૯-૦

# પ્રસ્તાવના.

વડોદરા રાજ્યનાં હાલનાં ચાલતાં નવાં ધોરણોમાં દાખલ કરેલા વિષયો વિદ્યાર્થીઓને જરા કઠિન લાગતા જણાય છે. જુદા જુદા વિષયોનું જ્ઞાન એકજ પુસ્તકમાંથી ઘણીજ સહેલાઇથી વિદ્યાર્થીઓને મળી શકે, તે હેતુથી આ નોટ પ્રગટ કરવામાં આવી છે.

આ ધોરણના ઘણા ખરા વિષયો નાની વયના બાળકોને સમજવા મુસ્કેલ છે. કુમળાં મગજમાં આ ગહન વિષયો સહેલથી ઉતરી શકે, તેટલા માટે તેમાં આવેલા દરેક વિષયો સાદી અને સરળ ભાષામાં સમજાય તેવી ખાસ યોજના કરી અનુભવી સીનીઅર શિક્ષકોની દેખરેખ નીચે આ નોટ તૈયાર કરાવવામાં આવી છે. ચોથા ચોપડીના પાઠોના કઠણ શબ્દોના અર્થ તથા આખા પાઠના ટુંકા સાર આ નોટમાં આપેલા છે. વળી કવિતાની સમજુતી અર્થ સાથે એવી તો ઉત્તમ પદ્ધતિથી ગોઠવેલી છે કે બાળકો સહેલથી તેનું વિવરણ કરી શકે.

પુસ્તકનો બહોળો ફેલાવો થવા માટે પ્રમાણમાં કિંમત ઘણીજ ઓછી રાખી છે. આશા છે કે આ નાનકડું પુસ્તક સર્વ વિદ્યાર્થીઓને શિક્ષક રૂપ અને શિક્ષકને મદદગાર રૂપ થઈ પડશે.

પેટલાદ. | મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય.

તા. ૫-૯-૨૭ | બુકસેલર—પેટલાદ.

# ચોથી ચોપડીના અર્થ.

પાઠ ૧ લો.

માજી=અગાઉના; જુના
સંગીન=બળવાન
પુરાતન=ઘણું જુનું; પ્રાચીન
કુળ=ઓલાદ; વંશ
વડીલ=મોટા
ભાગ્યશાળી=સારા નશીબવાળા
ચરિત્ર=જીંદગીનો હેવાલ
સ્વર્ગવાસી=દેવલોક પામેલા
દરિયા પારના=સમુદ્રની પેલી તરફના
જ્યેષ્ટ=મોટા
ઇલકાબ=ખિતાબ; હોદ્દો
શિક્ષણ=તાલીમ, ભણતર
શિક્ષક=કેળવણી આપનાર
ઉત્સાહ=ઉમંગ; હોંશ
અજ્ઞાન=સમજ વગરના
મમતી=હોંશથી કરનાર
ઉત્તમ=સૌથી સારા; શ્રેષ્ટ
અયોગ્ય લાડ લડાવવાં=ગેરવ્યાજબી રીતે ચાલવા દેવું તે.
નિખાલસ=ચોખ્ખા દીલના; કપટ વગરના
હસમુખા=આનંદી.
પ્રથમથી=મુળથી; પહેલેથી
તરૂણ=જુવાન
શાહજાદો=બાદશાહનો કુંવર
દાઝ=અંતરની લાગણી
સાદાઇ=ઠાઠમાઠ કે દમાક વગર
ટેવ=આદત; હેવા;
નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવાની કળા
યોજના=ગોઠવણ
પરસ્પર=એક બીજાને
સભ્યતા=વિવેક, નમ્રતા
સામાન્ય=સાધારણ
સાથીઓ=સોબતીઓ
ઇરાદો=વિચાર
પ્રવાસ=મુસાફરી
વખત વિચારી=સમય વર્તી; પ્રસંગ ઓળખી
વેરભાવ=દુશ્મનાવટ

ઉત્તેજન=મદદ; આશરો; સહાય
મરદાની=પુરૂષને છાજે તેવી; બહાદુરીની
છાજે=ઘટે; શોભે
મોજમઝા=અયોગ્ય સુખ માણવું તે
સફર=મુસાફરી
ધર્મના રક્ષક=ધર્મનું રક્ષણ કરનાર
સંપ્રદાય=પંથ; ધર્મનો માર્ગ
અટકાવ=મના; બંધ પાડવું
પ્રદક્ષિણા=પૃથ્વીની ચોતરફ ફરવું તે
દરમિઆન=અરસામાં
પદવી=અધિકાર
વડા=મોટા; તિલાટ; પાટવી
માહીતી=અનુભવ
પ્રવીણ=માહીતગાર
નિર્ણય=નક્કી ઠરાવ
ક્રમે ક્રમે=એક પછી એક
ભારે મંદવાડ=સખ્ત માંદગી
બાંધો=બંધારણ; કાઠું
નાજુક=કોમળ
સપડાયા=કબજે આવ્યા
નિર્માણ=નક્કી; મુકરર; ઠરાવેલું
બનાવ=સંજોગ
જોખમદારી=જવાબદારી
સંબંધ=મેળાપ
યુવરાજપદ=પાટવી કુંવરનો હોદ્દો
આદરસત્કાર=સન્માન; આગતાસ્વાગતા
તબીયત=તંદુરસ્તી
લથડવા=બગડવા
દેહ છોડયો=મરણ પામ્યો
દબદબો=ઠાઠમાઠ
રાજ્યાભિષેક=રાજગાદી ઉપર બેસાડવાની ક્રિયા
ક્રિયા=વિધિ
ઉજવવા=મહોત્સવ કરવા
પાયતખ્ત=ગાદીનું સ્થળ
ધામધુમ=મોટા આડંબરથી
રાજ્યભક્તિ=રાજાની સેવા
વફાદાર=સત્યતાથી નિમકહલાલીપણે રહેવું તે
ધર્મ=ફરજ
જગજાહેર=દુનિયામાં પ્રસિદ્ધ
આબાદી=ચઢતી
પ્રાર્થના=સ્તુતિ; બંદગી

**સાર**—હિંદના ચક્રવર્તી બાદશાહ પાંચમા જ્યોર્જ પ્રત્યે આપણો ખરો ધર્મ સમજી તેમની સાથે વફાદાર રહેવું.

## પાઠ ૨ જો.

સ્વામી ભક્તિ=પોતાના ધણીની સાચા દીલથી સેવા કરવી તે
ઘેરો ઘાલવો=ચારે બાજુથી આંતરવું તે
બચાવ=રક્ષણ
સંભવ=આશા; ભરોંસો
આશ્રય=મદદ; સહાય
શરણે=આશરે; ઓથે
દિવાલ=ભીંત
મુકામ=પડાવ
જાતે=પંડે
કપટી=દગલબાજ
કેદ કરી લેવા=પકડવા
મુલાકાત=મેળાપ
શરણાંગત=આશરે આવનાર; શરણે આવનાર.
મુખ્ય ધર્મ બાજુએ મૂકયો=પોતાની ખરી ફરજ છોડી દીધી.
સપડાત=ઝલાત
ગુપ્ત=છાની
બજાવી=વાપરી; અદા કરી
ખાસ વિશ્વાસુ=ખરેખરો ભરોંસાદાર
ઝપાઝપી=બાઝાબાઝી
જોખમ=નુકસાન
સોગન=સમ; કસમ
ભેટયા=બાથમાં ઘાલી મળ્યા
કુશળતા=આરોગ્યતા
સમાચાર=ખબર
પ્રસંગ=અવસર; વખત
ચેત્યો=સમજ્યો
મોંઢું ફેરવી પુછયું=મરમમાં કહ્યું
શબ્દ કાને પડતાં=બોલ સાંભળતાં
ખંજર=કટાર જેવું હથિયાર
ક્ષેમકુશળ=સહીસલામત; સુખરૂપ
ભોંકી=ખોસી; મારી
નમ્રતા=નરમાશ; વિવેક
મુજરો=સલામ
વિશ્વાસઘાતી=ભરોંસો તોડનાર
લાગણી=અસર
ઉદાહરણ=દાખલો; દૃષ્ટાંત
નીમકહલાલ=રજક ખાઇને ધણીનું સારૂં કરનાર
આશા=ઇચ્છા; ઉમેદ
ફોકટ=નકામી; ખાલી

સાર—નીમકહલાલ માણસો મોતની પણ દરકાર ન રાખતાં હમેશાં પોતાના ધણીનું સારૂં તાકે છે.

## પાઠ ૩ જો.

ઉદારપણું=મોટું મન
સિસોદીઆ=રજપુતોની એક જાત
કુળવાન=આબરૂદાર; ઉંચા કુળના
સૂર્યવંશી=સૂર્ય ઉપરથી નીકળેલા કુળમાં પેદા થયેલાં
પ્રખ્યાત=જાણીતા
અંતર=છેટું
રિવાજ પ્રમાણે=ધારા મુજબ
ભાવ=હેત; પ્રીતિ.
બેઠક=બેસવાની જગા
માઠું=ખોટું
ધાસ્તી=બીક; ડર
પક્ષપાત=તરફદારી; વગ
ધકકો=નુકસાન=હાની
ખેદ=અફસોસ; દિલગીરી; બળાપો
ટંટો=કજીઓ
યુક્તિ=તદબીર; હિકમત
મ્યાન=તરવાર રાખવાનું લાકડાનુંઘર
પાયમાલ=ખુવાર; નાશ
ઉપયોગ=વાપર
સોસવું=ખમવું; ફિકરમાં પડવું
પાણી પાણી થઇ ગયું=નરમ થઇ ગયું.
ઝળઝળીઆં=આંસુ
ગોઠવણ=વ્યવસ્થા
નિરાંત=જંપ; શાંતિ
પણ=બોલેલું વચન પાળવું તે
ભૂમિ=સ્થળ; ઠેકાણું
જન્મભૂમિ=જે ઠેકાણે જન્મ થયો હોય તે સ્થળ
ક્ષણે=વખતે
ખીજમતદાર=ચાકર
આદરસત્કાર=સન્માન; આદરમાન
છેલ્લી નજર=છેવટનું જોવું તે
નીમણુક=ગોઠવણ
કામગીરી=નોકરી
વીત્યા=ગયા
દેહ=શરીર
ઝળહળે છે=પ્રકાશે છે
ધન્ય=શાબાશ
ટેક=બોલેલું વચન પાળવું તે; પ્રતિજ્ઞા.

**સાર**—હરેક માણસે પોતાને થતું નુકસાન વેઠીને પણ ઉદાર સ્વભાવ રાખવો, અને મરતાં સુધી પણ પોતાનો ટેક છોડવો નહિ.

---

## પાઠ ૪ થો.

હુકમ=આજ્ઞા
તૈયારી=જોઇતો સામાન લઇ નીકળવું તે
સંઘાતે=સાથે
માનવું=કબુલ કરવું
ઉપવાસ=ભુખ્યા રહેવું તે
વેઠવો=સહન કરવો
વિકરાળ=ભય ઉપજાવે એવાં
નિશ્ચય=દૃઢ વિચાર
નક્કી=ચોક્કસ
ઉડી ગઇ=જતી રહી
એકાએક=અચાનક; અણધારી
કોપ=ક્રોધ; ગુસ્સો; રીસ
પૂર્ણ કરીશ=પાળીશ
આશિષ=સારી દુવા; આશિર્વાદ
વિજોગ=છુટા પડવું
વીતી જશે=જતાં રહેશે
સાજો તાજો=સહી સલામત; ક્ષેમ કુશળ
રક્ષા=સંભાળ; જતન.
સુઝાવું=અકળાવું
કોમળ=નાજુક
વસમાં=ઘણાં આકરાં; ખમી શકાય નહિ એવાં
આરો=છેડો
હઠ=જીકર; જક
દુખમાં ભાગ લેવા દો=દુઃખના વખતમાં સાથે રહી ધીરજ આપવા દો
આગ્રહ=ભાવ; બળાત્કાર
અવસ્થા=હાલત
ખાસ=જરૂર
વિનંતિ=અરજ
ઇલણુ=ઉપાય
ઝૂરી ઝૂરીને=કલ્પાંત કરીને; વલોપાત કરીને
હૈયું ભરાઇ આવ્યું=મન ગભરાટમાં પડયું
વન વેશ=વનમાં પહેરવાનાં લુગડાં
ધારણ કરવો=પહેરવો
મૂર્છા=ચકરી, તમર; બેભાન થવું
તિરસ્કાર=ધિક્કાર; તુચ્છકાર; ફિટકાર
અધર્મ=અન્યાય; ગેરવાજબી
ખરે=નક્કી; ખચિત
વિદાય કીધાં=રવાના કર્યાં; વળાવ્યાં
બેશુદ્ધ=બેભાન
પ્રાણત્યાગ કીધા=દેહ છોડયો; મરી ગયા

**સાર**—રામચંદ્રની વાત ઉપરથી પુત્રોએ માતા પિતાની આજ્ઞા પાળવી; લક્ષ્મણજીની વાત ઉપરથી ભાઇઓએ માંહોમાંહે સંપ તથા બંધુ પ્રેમ રાખવો, અને સીતાજીની વાત ઉપરથી સ્ત્રીઓએ પોતાના પતિના સુખ દુઃખમાં ભાગીઆણુ થઇ પતિ સેવા કરવી.

## પાઠ ૫ મો.

દુકાળીઆ=દુકાળને લીધે ભૂખ મરાથી શરીર નબળાં થયાં હોય એવા લોકો
દુબળા=શરીરમાં લોહી વગરના; બળ વગરના
પેટપુર=પેટ ભરીને
ખોરાક=ખાવાનું
એંજીન=વરાળથી ચાલતો સંચો
કુદરતી=સ્વભાવિક
કાયમ=જારી; હમેશને માટે
માપવું=હિસાબ કાઢવો
ધરી=પૈડું જે દાંડી ઉપર ફરે છે તે
નિરંતર=હમેશાં; દરરોજ
ઉછળે=ધબકે
અંગ=શરીરના ભાગ
સમાર=દુરસ્તી; પોષણ
વજન=ભાર; તોલ; વક્કર
શક્તિ=બળ; સત્તા
દુરસ્ત=સારા; સાફ
પાચન રસ=પચાવવાને ઉપયોગી રસ
ક્ષાર=ખારો પદાર્થ
સાફ=ચોકખું.
પુષ્ટી=મજબુતી
શ્રેષ્ટ=ઉત્તમ
વાની=જાત

**સાર**—માફકસર ખોરાક લેવો જોઇએ; શરીરનું લોહી સાફ કરે, ગરમી ઉત્પન્ન કરી પાચન શક્તિ વધારે, અને હાડકાંને મજબુત બનાવે એવો ખોરાક લેવો જોઇએ.

## પાઠ ૬ ઠ્ઠો.

રળવા=કમાવા
ન્યાય=ઇનસાફ
સખત મજુરી=ઘણીજ સખત મહેનત.
થાકી પાકી=કાયર થયેલી; મજુરી કરીને નરમ થયેલી
નિસાસા=દિલગીરીમાં શ્વાસ નીચો મુકવો તે

બકવાટ=બૂમાટ; લવારો
દોષ=વાંક
અગરીઆ=મીઠું પકવનાર
અગર=મીઠું પકવવાની જગા
સમારવા=સુધારવા
પાળી=છરી
ગુંછળીઓ=આંટીઓ
વણકર=લૂગડાં વણનાર
નિર્માણ=ઠરાવેલું; નક્કી કરેલું
ગરજ સારે=કામ પાર પાડે; તંગી મટાડે
સમાધાન=ગુંચવણ કે ચિંતાનું મટવું તે

**સાર**—દુનીઆમાં માણસો પોતપોતાનું કામ કરીને બીજાને ઓછી વત્તી મદદ કરે છે; એક નહિ તો બીજે રસ્તે એકની મહેનત બીજાને ઉપયોગી થાય છે.

### પાઠ ૮ મો.

અવલોકન=બારીક તપાસ
ખોડું=લંગડું, લુલું
મેર=બાજુ; તરફ
લાધ્યું=બાંધ્યું
ધારી=તપાસી
પારખ્યું=ઓળખ્યું
જવાહીર=હીરા, માણેક, મોતી વગેરે ઝવેરાત.
ઝાડો=તપાસ; ઝડતી
સાક્ષી=પુરાવો, સાહેદી
જાદુગર=ગારૂડી; ઇલમી; મંતર મંતર કે ખુબી ભરેલા ખેલ કરનાર.
નવાઇ=અચંબો
ગમ=બાજુ; તરફ
આછું=થોડું દેખાય તેવું
અનુમાન=અટકળ; ધારણા; કલ્પના
શાબાશી=ધન્યવાદ
ખરી રીત=જોઇએ તે પ્રમાણે
વાપરતાં=કામમાં લેતાં
ફેર=તફાવત; ફરક

**સાર**—તપાસીને જોવાની તથા હરેક બાબતનો વિચાર કરવાની ટેવ ઘણી કામની છે.

### પાઠ ૯ મો.

ભલામણ=સિફારસ; વગ
ઉમેદવાર=નોકરીની આશા રાખનાર
મહેતો=મુનિમ; ગુમાસ્તો
લાયક=યોગ્ય

વર્તમાન પત્ર=ચાલતા વખતથી ખબર આપનારૂં ન્યુસપેપર
પસંદગી=પાસ કરવા તે
નક્કી કરી=ઠરાવી
રજા આપી=ના કહી
અવસ્થા=સારી ગોઠવણ
સ્વચ્છતા=ચોકખાઇ; સુઘડતા
સવાલો=પ્રશ્નો.
વિનય=વિવેક; મરજાદ
રીતભાત=ચાલચલગત
સભ્યતા=લાયકી
ઓળંગી=ઉલંઘી, ટપી
અગાડી=આગળ
સહેજ=તરત; ઝટ
ચોકસ=સાવધ
કાળજી=ચીવટ
પ્રયત્ન=પ્રયાસ; મહેનત
ગૃહસ્થાઇ=ખાનદાની; કુળવાનપણું
લક્ષણ=આચરણ; ગુણ
મરોડદાર=દીપે એવા; સારા વલણવાળા
કાંટા=ડાઘા; લબકા
રેતદાની=રજીયું
સાવધ=સાવચેત.
ખુલ્લું=ઉઘાડું
તોલ=સરખામણી; તુલના
ખાતરી=ચોકસાઇ
કીમતી=જરૂરી

**સાર**—માણસની કીંમત તેના ગુણ અને આવડત ઉપર આધાર રાખે છે.

## પાઠ ૧૦ મો.

પ્રમાણિકપણાનો બદલો=નીતિ રાખવાથી ફાયદો થાય છે તે
ઉછેરી=પાળીપોષી
ગુજરાન=ભરણપોષણ
સાધન=સવડતા
ઓળખીતો=જાણીતો
સમયે=વખતે
ઉદ્યમે=ધંધે; કામે.
જીંદગીપર્યંત=જીવતાં સુધી
આભાર=ગુણ; ઉપકાર
ભાષણ=બોલ; વચન.
ભાવ=ચાહના; પ્રેમ
વિરૂદ્ધ=સામી; ઉલટી
ચાડી=ચુગલી; ખોટું ખોટું કહેવું તે
કસોટી=પરીક્ષા
સોદો=માલ

બાવતાલ=મૂલ, કીંમત
ચોકસી=ખાતરી
ખરીદ કરી=વેચાતો લઇ
હિસાબ=નામું
રવાદારગી=છાની દલાલી કાઢવી તે
કીમતી=મૂલ્યવાન
હાથમાં આવી=જડી
સરખે ભાગે=અરધો અરધ ભાગે
હળદર=ગરીબાઇ
ફિટાડી=મટાડી
બોધ=ઉપદેશ
ફેરવવા=ડગાવવા, ફેરવી નાંખવા
મિલ્કત=પુંજી
વારસ=માલિક; ધણી
સાર—પ્રમાણિકપણાનો બદલો મલ્યા વગર રહેતોજ નથી.

પાઠ ૬૧ મો.

સંસારત્યાગ=દુનિયાનો તહેવાર છોડવો તે
એકાંત=એકલા; કોઇ ન હોય તેવી જગાએ
તાણ=તોટો; તગી
સારવાર=સંભાળ; બરદાસ
આખર અવસ્થા=વૃદ્ધાવસ્થા
દિલાસો=શાંતિ; હિમત, ધૈર્ય
એકાંતવાસ=એકાંત જગાએ રહેવું તે; કોઇનો અવરજવર ન હોય તેવી જગા
નામીચો=પ્રખ્યાત
બદમાસ=હરામખોર; લુચ્ચો માણસ
ટોળી=મંડળી
સંખ્યાબંધ=ઘણા; પુષ્કળ
ગુલામ=વેચાતો લીધેલો મણુસ
સંગ્રહ=ભેગું કરવું
પવિત્ર=કપટ વગરની
કૃત્ય=કામ
લાગણી=અસર
દુરાચરણ=ખોટી ચાલ, નઠારા લક્ષણ
ધર્મિષ્ટપણાની=ધર્મ પ્રમાણે ચાલવાની
અમર=કાયમ રહે તેવું; નાશ ન પામે તેવું
રસ્તો=ઉપાય; માર્ગ
અશક્ય=બની શકે નહિ તેવું; મુસ્કેલ
ભાર=બોજો; વજન
સહેલાઇથી=થોડી મહેનતે
પ્રકાર=જાત
નડે=હેરાન કરે; કનડે; દુઃખ દે

છુટા=મોકળા; ફારગત
ફરમાન=હુકમ; આજ્ઞા
માથે ચડાવી=માની; કબુલ કરી
વર્તણુંક=ચાલચલગત
બદલી=ફેરવી

**સાર**—ખરૂં સુખ મેળવવું હોય તો પાપનાં કામ કરવાનાં છોડી દઇ પ્રમાણિકપણે ચાલો.

### પાઠ ૧૨ મો.

ખોટા વહેમ=જુઠી શંકા
અજ્ઞાની=અણસમજુ.
માંદુ=બિમાર; આજારી.
ધારે=માને
ઓડઝપટ=વળગણ
લગનસરા=વિવાહગાળો; લગનગાળો
અરસામાં=વખતમાં; તકમાં
ભમી=ફરી
વાસ=ગંધ; સુગ
કડક=સખત; આકરો
કરડી=સખત; આકરી
નજર=દ્રષ્ટિ
અંગારા=સળગતા કોયલા; દેવતા
મંદવાડ=રોગ; બિમારી
પ્રયોગ=અજમાયશ; અખતરો; અમુક સાધનવડે કરી બતાવવું તે
નજર બાંધે=છાણ પાણી ભેગાં કરી થાળી જોડે વાડકો ચોટાડેછે તે
સોડે=ગંધાય
ઉતરી જાય=બગડી જાય
ઉકળવા=ઉનું કરવા.
સ્પર્શ=પાસ; પટ; અડકવું તે, લાગવું.
ઉતરી=પોચી પડી; બગડી
પડછાયો કે ઓળો=આભડછેટ
કસર=ખામી; કચાસ
પુરતું=પૂરેપૂરૂં
બરાબર=જોઇએ તેવી રીતે
જુક્તિથી=તદબીરથી
ભિનાશ=ભેજ
નજીક=પાસે
આપોઆપ=પોતાની મેળે.

### પાઠ ૧૩ મો.

સળો=જીવાત પડવી
અદાવત=વેર; દુશ્મનાવટ
ચકલામાં=પોળ કે શેરીના નાકામાં
ઉતાર=વળગણ કાઢવા માટે માથે ઉતારેલી ચીજો ચકલાક્ષાં મૂકે છે તે

ધુપ=લોબાન, ગુગળ જેવી વસ્તુ-
ઓનો ધુમાડો કરવો તે
ઠગી=છેતરી
રતનજોત=વિલાતી કપાસ
ભોપાળું=પોકળ; તરકટ
ફાંદો=જાળ; પાસો; કપટ.
ફસાય=લપટાય
મસાણ=સ્મશાન; મુડદાં બાળવાની
જગા.
વાસ=રહેઠાણ; મુકામ
ધડકે=થડકે; ફટકે
પગ મુકતા નથી=અંદર જતા નથી
જીવ લઇ નાસે=ઘણોજ બીએ.
અવાજ=ખડખડાટ
શોરબકોર=બુમાટ.
વિગત=વાત; બિના; હકીકત
વિખ્યાત=જાણીતી
અપશુકન=નઠારા શુકન
મંછા=ઇચ્છા; મનની ઇચ્છા
શંકા=વહેમ; શક
વશીકરણ=વશ કરવાની વિદ્યા, મંત્ર

સાર—ભૂત, પ્રેત, ડાકણ, સાકણ, વશીકરણ, શુકન, અપશુકન એ બધા મનના ખોટા વહેમ છે, અને વહેમ એ મનની બીક છે, માટે કોઇ પણ પ્રકારના વહેમ લાવવા નહિ.

## પાઠ ૧૪ મો.

ભણી=તરફ, બાજુ
તાગ કે છેડો=અંત; પાર.
અપાર=જેનો છેડો આવે નહિ એવું
વાવાઝોડું=પવનનું મોટું તોફાન.
કાટકા=ગડગડાટ; કડાકા
અતિ વૃષ્ટિ=ઘણો વરસાદ
હિમ=ઘણી ઠંડા; ઠાર
ધરતીકંપ=જમીનનું ધ્રુજવું તે
જ્વાળામુખી=બળતો પહાડ
મંદમંદ=ધીમો ધીમો; થોડો થોડો
માફક=અનુકૂળ
અદ્‌ભુત=અચંબો પામીએ તેવું;
ચમત્કારી
ઝીણો વિચાર=ઉંડી ખોળ; બારીક
તપાસ
ચમત્કારી=અજાયબી પમાડે એવું
દીંગ=છક્ક; તાજુબ
ભયંકર=બિહામણાં
અનંત=જેનો છેડો ન હોય તેવાં
ધોડા=મોજાં

ભરતી=પાણીનું ચડવું
સ્વપ્નાવશ=સ્વપ્નમાં આવે તેવી હાલતમાં પડેલાં
ખોળીઉં=દેહ
આત્મા=જીવ
અનુભવ=મહાવરાથી જે જ્ઞાન થાય છે તે
નબળાં=શક્તિ વિનાનાં
નિરાધાર=આધાર વગરનાં
ભયભીત=બીકમાં ગભરાએલા

### પાઠ ૧૫ મો.

સત્તા=શક્તિ; મહત્તા; અમલ
વિસાતમાં=ગણતરીમાં; લેખામાં
અમલ=હુકમ; સત્તા
કબજામાં=સત્તામાં
બ્રહ્માંડ=વિશ્વ; બધી દુનિયાં જેમાં છે કે આવી અનંત પૃથ્વીઓ જેમાં છે તે
સમર્થ=જોરાવર
કાર્યો=કામ
ખાતરી=નિશ્ચય; સાબિતી
વ્યાપી=પ્રકાશી
સર્વવ્યાપી=બધી જગાએ રહેલો
સર્વ શક્તિમાન=બધી શક્તિવાળો
સર્વજ્ઞ=બધું જાણનાર
અમુક=હરકોઇ
નિયમ=ધારો; કાયદો
આધાર=આશરો
ઘડેલા=બનાવેલા
હેતુ=મતલબ; કારણ
નિયમસર=વખતસર
પાળવા=વર્તવા
પૂર્ણ=પુરેપુરૂં
ખરા ભાવથી=સાચા પ્રેમથી

**સાર** — દુનિયાં માંહેલા ઇશ્વરકૃત્ય કામો જોઇને તેની અપાર શક્તિનું આપણને ભાન થાય છે, અને ઇશ્વરી નિયમ પ્રમાણે ચાલનાર હમેશાં સુખી થાય છે.

### પાઠ ૧૭ મો.

ફરજ=ધર્મ; કામ
બજાવવા=અમલમાં લાવવા; અદા કરવા
ભરદરીએ=દરીઆના મધ્યભાગમાં
ખલાસી=વહાણ ચલાવનાર
ખડક=ટેકરો; ખરાબો.
ગાબડું=મોટું બાકું.
કપ્તાન=વહાણ કે આગબોટ ચલાવનાર ખલાસી વગેરેનો ઉપરી.

વારાફરતી=એક પછી એક.
અવકાશ-વખત; ટાઇમ.
બારીક સમય=ઘણી સાવચેતીથી કામ કરવાનો સમય.
ગડબડાટ=ઘોંઘાટ.
પડાપડી=ઝપાઝપી.
તુતક=વહાણમાં કેબીન ઉપર અથવા એક છેડેથી તે બીજા છેડા સુધી સળંગ પાટીયાં જડી લઇ બેસવાનું જે કરેલું હોય તે.
સ્થળ=ઠેકાણું; મુકામ.
બનાવ=એકાએક બનવું તે
ડગ્યા=ખસ્યા; હઠયા
જાન=જીવ; પ્રાણ.
સાહસ=વિચાર વગરનું કામ.
વીર=બહાદુર; પરાક્રમી
જળચર=પાણીમાં રહેનારાં પ્રાણી
યાદગીરી=સ્મરણ; નિશાની;એંધાણી
કીર્તિસ્તંભ=યાદગીરી રાખવાને માટે ચણતરનો ઉભો કરેલો થાંભલો.

સાર—બહાદુર પુરૂષો પોતાની ફરજ બજાવવા અને પરોપકારનાં કામો કરવા સારૂ પોતાના જીવની દરકાર કરતા નથી, અને પોતાને કરવાનું કામ પાર પાડે છે.

## પાઠ ૧૮ મો.

કાબેલ=હોંશીઆર.
મિસ્તરી=મુખ્ય કડીઓ કે સલાટ
ગણકારી=માની.
અજાયબ તરેહનો ખેલ=હેરત પમાડે તેવો ખેલ.
ઉકેલતો=ઉઘાડતો.
ભેદ=મરમ; ગુપ્ત વાત
આખરે=છેવટે.
હીકમત=તદબીર; જુક્તિ.
ઇલમ=જાદુ.
બેશક=નક્કી; જરૂર; ભલે.
આજીજી=નમનતાઇ; કાલાવાલા
અકકલમાં ઉતરી શકતી નથી=ખ્યાલમાં આવી શકતી નથી.
સુખે પાર પાડ=ખુશીથી પુરૂં કર
નિર્ભય=બીક વગરનું
સ્થાનક=જગા.
કબુલાત=કોલ; વચન; કરાર; ઠરાવ, નક્કી હા, ખાતરીથી કહેવું.

સાર—આ પાઠ ઉપરથી બાદશાહે રૈયતના સુખને સારૂ પોતાની બુદ્ધિનો કેવો સારો ઉપયોગ કર્યો છે ?

## પાઠ ૧૯ મો.

ઠગાઇ=છેતરવું તે.
ફળ=ફાયદો.
નામું ઠામું=લેવડદેવડનો હિસાબ
કંટાળો=કાયરપણું.
બીલકુલ=તદન; સમુળગું.
ગમતું=ઠીક લાગતું; ફાવતું
આડું અવળું=જુદું જુદું
આગળ પડવા=વધવા.
ઉંચી જાતનું=કીમતી.
બ્યાજ વટાવ=ધીરેલા રૂપીઆનું ભાડું
બ્યાજ વટાવનો ધંધો=ધીરધાર કરવાનો ધંધો.
ફુટ=કસર
હિસાબ=લેણુદેણુ
ભોળા દીલનો=કપટ વગરનો; વિશ્વાસુ.
ખિન્ન=ખોટું; દિલગીર.
સદ્બુદ્ધિ=સારી બુદ્ધિ.
ફુલાતો=ખોટી બડાઈ મારતો
અયે બનીઆ=હે વાણીઆ
ચલ બે=ચાલ
તત્કાળ=તરત
કીધર=ક્યાં; કઇ તરફ
આનાકાની=રકજક કરવી તે; હા ના પાડવી.
મીજાજ=તબીયત; તોર.
ઓઇ=એ.
જીસકું=જેને.
ફેરવી તોળ=બોલેલું ફેરવી નાંખ
પાગલ=મુર્ખ
કરતા હરતા=કામ ચલાવનાર; ધણી પતા જેવો.
સાખ=ઇજ્જત; આબરૂ; પ્રતિષ્ઠા

સાર—ઠગાઇ કરનારને બુરૂં ફળ મળ્યા વગર રહેતું નથી.

## પાઠ ૨૦ મો.

છાતી=હિંમત
મારે કાને=મારા સાંભળવામાં
ફરિયાદો=રાડો; બુમો.
મોડું=અસુર.
વંકાવું=રીસાવું; મળતાપણું ન રાખવું.
અણબનાવ=કુસંપ, મળતી રાશ ન આવે તે.

બનાવ=મળતી રાશ; સંપ.
દોરી=ચોતરી
મશ્કરી=હાંસી; ચેષ્ટા; ઠેકડી
નિંદા=અદઓઇ; ખોટું બોલવું તે.
ઉતરી ગએલું=ઢીલું પડેલું.
કસુર=ખામી; ભુલ; ગુનો; વાંક
અટકાવ્યો=થોભાવ્યો
હાંસી=મશ્કરી
તજવીજ=તપાસ
શરમ=સિફારસ
આખરે=છેવટે
છાપ=નકલ
કદાપિ=કોઈ વખત
ચાલ=રીતભાત; વર્તણુંક
દુર્ગુણ=અનીતિ

**સાર**—હિંમત રાખીને કોઇની વગ ન રાખતાં જે વાજબી હોય તેજ કરવું.

### પાઠ ૨૧ મો.

ઉમદા=ઉત્તમ; ઉંચી
છંદ=લત, ટેવ
પટાવતો=રાજ્યના મુખ્ય સરદારો
ઠાર મારી=ખુન કરી
વય=ઉંમર
ધાવ=લાલન પાલનથી પોષણ કરનાર
દાવો=હક્ક; માલિકી
રણવાસ=જનાનો, રાણીઓને રહેવાની જગા
હાહાકાર=કોળાહળ, રોકકળ
યોજવા=રચવા, ઘડવા
ઠરાવ=નિશ્ચય
પાતરાં=પાંદડાં
છુપી=છાની
ધીરે સાદે=શાંતતાથી
બાળહત્યા=બાળકને મારી નાંખવું તે
નિર્દોષ=વાંક વગરનો
દયાજનક=દયાની લાગણી પેદા કરે એવા
શબ્દો=વચન, બોલ
પીગળ્યું=નરમ પડયું
ઘાતકી=જુલમી, ક્રૂર
વર્ણન=હેવાલ
વારસ=ગાદીનો માલિક
કલ્પાંત=બહુ કળકળવું; વલોપાત
રાજ્યભક્ત=પોતાના રાજનું અને પોતાના રાજાનું ભલુ ઇચ્છનાર

કઠણ હૈયું=મજબુત મન, ખરી હિંમત રાખવી તે
છાનીમાની=ચુપ ચુપ: કોઇ ન દેખે એવી રીતે
કોસ=ગાઉ
અંતરે=છેટે
બચ્યો=ઉગર્યો
ધાક=બીક
સહેજ=જરા
ભાળ=શોધ
વડીલો=વડવા; ઘરડા
વારો=વખત; તક
બચાવ કરવા=ઉગારવા
ફરજ બજાવવી=કામ કરી, ધર્મ સાચવી
સાર્થક=સફળ
સર્વસ્વ=બધું
કબુલ કર્યું=માન્યું, હા પાડી
સુંપરત=સોંપણી
ચર્ચાય=વાતો ફેલાય
પરિણામ=ફળ
વેઠી=ખમી, ભોગવી
પન્નું=એક જાતનું રત્ન, પાનુ
હદ વાળી=કોઇ ન કરે તેવું કર્યું, ઘણુંજ કર્યું

**સાર**—પન્નાએ રાજ સેવા માટે પોતાના પુત્રનો ભોગ આપ્યો માટે રાજભક્ત બનવામાં પોતાનો પ્રાણ પણ વહાલો કરવો નહિ.

## પાઠ ૨૨ મો.

સુકાની=વહાણ ચલાવનાર
ગફલત=બેકાળજી, બેદરકારી
ઇરાદો=વિચાર
ખપી=વરી; કામ આવી
શરણે=તાબે
નીમ્યો=ગોઠવ્યો
તૈયારી=સાવચેતી
કુટુંબ=પરિવાર
રાહ=વાટ
ખપી ગયું=વપરાયું
આજીજી=કાલાવાલા
બોજો=આધાર; નિભાવ
એકલદોકલ=એકલો
છાતી ભરાઇ આવી=ગળગળો થઇ ગયો
સંસાર માંડયો=ગૃહસ્થાશ્રમ ભોગવ્યો
કોડ=મનોરથ; લ્હાવો; હોંશ
છક=ચકિત, દીંગ, આશ્ચર્ય

બંધુ ધર્મ=ભાઇ તરીકેની ફરજ
સૈકો=સો વરસનો કાળ
માન્ય રાખી=કબુલ રાખી

સાર—ભાઇઓમાં અરસપરસ ખરા પ્રેમથી વર્તવું જોઇએ.

## પાઠ ૨૩ મો.

હરિફાઇ=બરોબરી
અદેખાઇ=કોઇનું સારૂં જોઇને બળવું તે; ઇર્ષ્યા
વર્ગ=ક્લાસ
વખાણતો=તારીફ કરતો
તોલે=બરાબર; સરખામણીમાં
સમાન=સરખો; બરાબર
કલંક=એબ; ડાઘ; ખામી
ગપો=જુઠી વાતો ચલાવવી તે
દિન પરદિન=દિવસે દિવસે
નકલ=કોપી; મત
ખંત=હોંશ
યત્ન=મહેનત; પ્રયાસ
બળિએલ=ખારીલો; ચીઢીઓ
વખોડવા=નીંદવા; અવગણના કરવા
જન્માષ્ટમી=કૃષ્ણ ભગવાનનો જન્મ દિવસ; શ્રાવણ વદી ૮

મેળો=ઘણાં ગાડી, ઘોડાં અને માણસોનો સમુદાય
પંચ=કોઇ પણ બાબતનો ફેંસલો કરવાને પાંચ કે વધારે માણસની મંડળી
કલ્પ્યો=ધાર્યો
કળા=હીકમત
પસંદ પડતું=ગમતું; ફાવતું
તૈયાર=સજ્જ
ટાપુ=બેટ
શરૂ કર્યું=આરંભ્યું
બાળા=સ્ત્રી
નજીક=પાસે; ઢુંકડે
સાંખી=ખમી; વેઠી; સહન કરી
શોભા=સુંદરતા
શાંત થયું=ટાઢું થયું; જંપ વળ્યો
રૂબરૂ=સમક્ષ
ઉઘાડાં=ખુલ્લાં
બહાર આવી=ખુલ્લી થઇ; ઉઘાડી પડી; જાહેર થઇ
છુપી=ઢાંકેલી; છાની
ઠરાવ=કરાર
અભિપ્રાય=મત; વિચાર
નિરાશ=આશાભંગ

વીલે=ઉતરી ગયેલે; ઢીલે
ફાવ્યું=ગમ્યું
મોં બાળો=સામું ન જુઓ

સાર—કોઈ પણ માણસે બીજાની ઇર્ષ્યા કરવી નહિ, પણ બીજાનું સારૂં કામ જોઇને તેનાથી વધારે સારૂં કરવા હરીફાઈ કરવી.

## પાઠ ૨૫ મો.

જાત્રા=તીર્થ
સરકાર વાડો=રાજકુટુંબને રહેવાની જગ્યા
સંધ્યા કાળ=સમી સાંજ
વ્યાઘ્રચર્મ=વાઘનું ચામડું
આરામ=વિસામો
ધમકાવી=બીક દેખાડી
ભાન=સાન; ખબર
મુકામ=પડાવ
સ્થિર=કાયમ; અચળ
ભેદ=તફાવત; ફરક; ફેર
આસન=પાથરણું

સાર—કોઇ પણ માણસ અહીં સદાને માટે રહેવાનું નથી. દરેકમાંથી જુના જાય છે ને નવા આવીને રહે છે.

## પાઠ ૨૬ મો.

વેશ બદલી=બીજો પહેરવેશ પહેરી
નગરચર્યા=શહેરની રીતભાત; નગરમાં થતા બનાવ
મહોલ્લો=શેરી; પોળ
નાકે=પોળને મોઢે
અચ્છેહો=મજામાં છો
તેરા ચલે તો માર ડાલીએ=તારૂં ચાલે તો મારી નાંખજે
પાદરી=ખ્રિસ્તિ ધર્મના ઉપદેશ કરનાર
ફુલાયા=હરખાયા
વાણી=વચન
કથા=વાર્તા
પુરાણી=પુરાણોની કથા કરનાર
રસ=પ્રેમ; ભાવ
શ્રોતા=કથા સાંભળનાર લોકો
પીગળી=ગળી; નરમ થઇ
વહે=ટપકે
ભાવિક=આકીનવાળા; ભાવવાળા; માયાળુ
કોમળ=કુમળું
મોટે સાદે=બૂમો પાડીને

ખરાડા=બૂમો; રાડો
ફીકા=ઝાંખા; શરમીંદા
દસ્તાવેજ-લેખ.
જાગીર=જમીન; ગીરાસ; ઇનામમાં મળેલી જમીન
જપ્ત કરવા=લઇ લેવા
બંદે નવાજ=ગુલામપર મહેરબાની રાખનાર
વતન=ગામ; દેશ; મુલક
કાયમ=સ્થાયી; હમેશનું.
દેશાઇ=વતનદાર

સાર—પહેલાંના પાદશાહો રૈયતની સંભાળ લેવા સારૂ વેશ બદલીને નગર ચર્ચા જોતા હતા.

**પાઠ ૨૮ મો. ભાગ ૧ લો.**

જીંદગી=જીવતર
કુટુંબ=બૈરાં છોકરાં
લોભ=તૃષ્ણા; લાલસા
ખરો ભાવ=સાચી કીંમત
રકઝક=કડાકુટ; આનાકાની
આખું=છેટું
સખત=આકરા
મજલ=ખેપ
હેરાન=દુઃખી
રસ્તે=ઠેકાણે; રીતે
રાન=જંગલ
પડપૂછ=તપાસ; તજવીજ
મફત=કાંઇ પણ કીંમત લીધા વગર
ટંગાઇ=લટકાઇ

**પાઠ ૨૯ મો. ભાગ ૨ જો.**

સોદાગર=વેપારી
લાગલું=તરતજ
રખેને=કદાચ
તાલ=લાગ; દાવ; વખત
ઝીલાતો=ઉંચકાતો
થોભાતું=રહેવાતું
કરગરી=કાલાવાલા કરી
ઉતાવળ=ઝડપ
બુરાં=નઠારાં; ભુંડાં
કહેવત=ઉખાણો

સાર—માણસ હદ ઉપરાંત લોભ રાખવાથી પોતાની પાસે હોય છે, તે પણ ખુએ છે. અતિશે લોભ એ પાપનું મૂળ છે.

**પાઠ ૩૦ મો.**

તળેટી=ડુંગરા કે પર્વતના નીચેના ભાગની જગા
શરણે=તાબે

કુળ=વંશ, ઓલાદ
કન્યા=દીકરી
પણ=ટેક; નિયમ
ઠરાવ=દૃઢ નિશ્ચય
પરાક્રમ=શૌર્ય; બહાદુરી
સેના=ફોજ; લશ્કર
તૂટી પડતો=ઓચિંતો છાપો મારતો
ગુફા=ઉંડી બખોલો; ખો.
ટળવળતાં=વલવલતાં
જાસુસ=બાતમીદાર
બયાન=વર્ણન
ઠાઠ=ભભકો; દબદબો
દરજ્જે=હોદ્દો; મોભો
ગ્રંથકાર=પુસ્તક બનાવનાર
ખાનદાન=ઉંચા કુળનો
તંગી=ખોટ; તાણ
બારીક સમય=મુશ્કેલીનો વખત
નિભાવ=નિર્વાહ; ગુજરાન
ભૂમિ=જમીન
ઉશ્કેરાઇ=ઝનુનમાં આવી
સાથી=સોબતી; જોડીઆ
ગુમાવેલા=ખોએલા
અકળાતો=મુંઝાતો
ખાતરી=સાબિતી

સ્વતંત્ર=કોઇના તાબામાં ન હોય તે; છુટો
દેશદાઝ=દેશના ભલાની લાગણી

સાર—પોતાના દેશ પ્રત્યે પ્રીતિ રાખી દેશભક્ત થવું, અને ગમે તેવાં દુઃખો સહન કરીને પણ પોતાના દેશનો ઉદ્ધાર કરવો.

### પાઠ ૩૬ મો.

નિયમસર=ધોરણ પ્રમાણે; વખતસર
પોષણ=ગુજરાન
વસ્તી=આબાદી
ગોઠવણ=બંદોબસ્ત
ગોટાળો=ગુંચવાડો
આરંભવું=શરૂ કરવું
ખલેલ=હરકત; નુકસાન; વચમાં કાંઇ આડું આવવું તે
મુદત=વખત
ભંગ=નાશ
છુપાવવા=છાનો રાખવા; સંતાડવા; ઢાંકવા
ગેરહાજર=હાજર નહિ તે
બહાનાં=કારણો; મીશ
મુશ્કેલી=અડચણ; મુસીબત
સહેલાઇથી=થોડી મહેનતે

અણુગમતી=ફાવે નહિ એવી
કીંમતી=ઉપયોગી
નિયમિતપણે=ઠરાવેલા વખત પ્રમાણે
મુકરર=નક્કી; ચોક્કસ
વખતસર=ટાઇમસર
કોશીશ=મહેનત; યત્ન; પેરવી
ઉંધુ વળે=બગડે
વહેવાર=લેવડદેવડ
ઇતરાજી=નાખુશી;ગુસ્સો;કરડીનજર
અમૂલ્ય=કીંમતી; ઘણી કીંમતનો
અગત્ય=જરૂર
સાધનો=સાહિત્યો
સસ્તાં=સોંઘાં
આસુરા=મોડા
નડતર=હરકત
ઠરાવેલ=નીમેલે; નક્કી કરેલે

**સાર**—નિયમસર કામ કરનારને કોઇ પણ કામ અઘરૂં નથી.

## પાઠ ૩૨ મો.

સંગીન=મજબુત
પુરાતન=ઘણું જુનું
વડીલ=મોટા
પાટવી=તિલાટ; સૌથી મોટા
અકાળ મોત=ઓચિંતુ મરણ.
નિર્માણ=નક્કી
યુવરાજ=મોટો કુંવર; પાટવી
ઇલકાબ=ખિતાબ
નૌકાસૈન્ય=દરીઆઇ લશ્કર
તાલીમ=કેળવણી; શિક્ષણ
પ્રદક્ષિણા=પૃથ્વીના મોટા ભાગમાં મુસાફરી કરવી તે
ભવિષ્ય=આવતો વખત
નિખાલસ=કપટ વગરના; ચોકખા દીલના
મશહુર=પ્રખ્યાત; પ્રસિદ્ધ
ગુમાવતાં=ગાળતાં; કાઢતાં
હસમુખાં=આનંદી

**સાર**—બાદશાહી કુટુંબનાં માણસો પણ રાજવૈભવના મોટા સુખમાં પડયા છતાં મોજમઝા ને આળસમાં પડી પોતાનો વખત નકામો કાઢતાં નથી.

## પાઠ ૩૩ જો.

ખોડ=શરીર સંબંધી કાંઇ પણ ખામી
મજાક=હાંસી
ઠીંગણો=દેખાવમાં નીચો; ગટ્ટો
દોષ=વાંક; ગુન્હો

વરવો=બેડોળ; કુરૂપ
શેખી=બડાઇ
વીસરી=ભૂલી
વાજબી=ઘટીત; લાયક; યોગ્ય
સહેજ=તરત; જરા
આતુર=હોંશીલો; અધીરો
કાયર=હેરાન
અન્યાય=ગેરઇન્સાફ
હક્ક=માલીકી
અવયવ=શરીરના ભાગ
ખામી=કચાશ
કૃતિ=કામ
રચના=બનાવટ
મલણુ=બળ; વકકર

**સાર**—કોઇની ખોડખાંપણુ જોઇને મશ્કરી કરવી નહિ.

## પાઠ ૩૪ મો.

વિનોદી=આનંદ ઉપજાવે તેવો; હસમુખો
ચતુરાઇ=ડહાપણુ
હાજરજવાબી=તરતજ જવાબ દેનારો તર્કબાજ
વિદાય કર્યા=રજા આપી
જહાંપનાહ=જગતની રક્ષા કરનાર પાદશાહ
અસંખ્ય=ઘણાંજ
ડુંગર જેટલો=ઘણો મોટો
મધ્યમ=સાધારણુ
વર્ગ=જાત
પાર=છેડો; અંત
ઉંચા દરજ્જાવાળો=મોટા હોદ્દાવાળો
સડ=છક; દીંગ; તાજુબ
ખંચાતો ખંચાતો=અચકાતો અચકાતો
ખુદ=આપ; પોતે
નામદાર=માનવંતા
બંદે નવાજ=ગરીબોનું રક્ષણુ કરનાર બાદશાહ
બેઅદબી=અવિવેકી
માફ=દરગુજર; ક્ષમા
જાન=જીવ; પ્રાણુ
તત્કાળ=તરતજ
રદ કર્યો=ફેરવી નાંખ્યો; બંધ કર્યો

**સાર**—સમયસૂચકતાવાળી બુદ્ધિથી માણુસના જાન બચે છે તથા ઘણાં કામો સુધરે છે.

---

### પાઠ ૩૫ મો.

વર્ગ=ભાગ
ચહેરો=ઘાટ; મોંનો આકાર
પહેરવેશ=પોષાક
પરખાઈ=ઓળખાઇ
વર્ણ=જાત
રીતરિવાજ=ધારો; દસ્તુર; ચાલ
અનુસરતા=લગતા
ભેટ બાંધે=કેડ ઉપર લાંબુ કપડું વીંટાળે
ઇજાર=એક જાતનો લેંઘો; પગથી તે કેડ સુધી પહેરાય તેવું ઝુલતું શીવેલું કપડું.
લાજ=ઘુમટો
પડદે=ઓઝલમાં
સુરવાળ=ચોરણો
સદરા=છેક ટુંકી બાંયનું પહેરણુ
કસ્તી=સુતરના ધોળા દોરા જેવી જનોઇ
રિવાજ=ચાલ
નાત બહાર=જ્ઞાતીથી દૂર
હાથે વાળે=વર પરણુવા માટે જઇ કન્યાનો હાથેહાથ મેળવે છે તે
ખાંડુ=કન્યાને માંડવે વર ન જતાં વરની તરવાર મોકલવામાં આવે છે તે
વિધવા=રાંડેલી; ધણી વગરની; જેનો ધણી મરી ગયો હોય એવી
પુનર્લગ્ન=ફરીથી પરણવું તે
બાધ=હરકત; અટકાવ
ખરચ=વેરો.
માટી=માંસ; ઘોસ
શબ=મડદું
ભાકર=રોટી; રોટલી

**સાર**—અગાઉના અને હાલના રીત રીવાજોનો મુકાબલો કરીને નઠારા રીવાજો બંધ કરવા અને સારા દાખલ કરવા.

### પાઠ ૩૬ મો.

જાણીતાં=પ્રસિદ્ધ
ક્ષત્રિય=રજપૂત
આશ્રમ=રહેવાનું સ્થળ
વાની=ચીજ; જણસ
ઉત્તમ ભોજન=ઉંચા પ્રકારનું જમણુ
મૃગયા રમવા=શિકાર કરવા
કામધેનુ=જે ઇચ્છીએ તે આપે એવી દેવતાઇ ગાય
ડગી=ખસી
બળાત્કારે=જોર જુલમથી
અગણિત=ઘણા

ઝંખવાઇ=શરમાઈ
તપોબળ=તપ કરવાથી જે શક્તિ પ્રાપ્ત થાય છે તે
પદવી=દરજ્જો; અધિકાર
ભુલથાપ=ભુલાવો
બ્રહ્મર્ષિ=બ્રાહ્મણ ઋષિ થયો હોય તે
રાજર્ષિ=ક્ષત્રિય કુળમાંથી જે પુરૂષ તપ કરી ઋષિ થયો હોય તે
નિર્મળ=ચોકખું; પવિત્ર
ભારે શ્રમ=ઘણોજ પ્રયાસ
સિદ્ધિ=મેળવવાને કઠણ એવી વસ્તુ કે શક્તિ; અદ્દભુત બળ
માન=ગર્વ; અહંકાર
ઉંચો=મોટો; કીંમતી

**સાર**—જ્યાં સુધી મનમાંથી માન ને ક્રોધ ગયાં નથી, ત્યાં સુધી ઉંચા ગુણો અને સિદ્ધિની પ્રાપ્તી થતી નથી.

### પાઠ ૩૭ મો.

વિઘ્ન=અડચણ; હરકત
બાયલો=બીકણ; હિંમત વગરનો
પરવા=દરકાર
વખત વિચારી=સમય ઓળખી
જારી=શરૂ; ચાલતું
ખરા નિશ્ચયવાળો=ચોકસ વિચારવાળો
સંયોગી ભૂમિ=જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ભાગ
મહાભારત=જંગી; મોટું
ખ્યાલ=તક; વિચાર
તોડ=નિકાલ
નાણું=ધન
ફેડયાં=કાપ્યાં; મટાડયાં
સીદ્દી=હબશી નામે એક જાતના આફ્રીકાનીઆ દેશના લોકો
અગર=અથવા
દુષ્ટ=નઠારો; ખરાબ
ગુલામગીરી=ગુલામ કરવાનો ચાલ
સફળ=ફળીભુત; સિદ્ધ
તરીકે=પેઠે; રીતે
પાધરાં=પાંસરાં; સીધાં
બેશક=નક્કી; ખરેખર
છુટા થઇ ગયા=છુટી ગયા

**સાર**—ગમે તેવું અઘરૂં કામ હોય તો પણ તે હિંમતથી પાર પડે છે. કહેવત છે કે હિંમતે મરદા તો મદદે ખુદા.

### પાઠ ૩૮ મો.

પરોવાયું=ગુંથાયું
શાણી=ડાહી; સમજુ
ચાતક=બપૈયા
પ્રતિદિન=રાત દિવસ; અહોનીશ
ખર=ગધેડો
નિજ=પોતાના
વાસ=રહેઠાણ
સુખે સૂએ=શાંતિથી સુખી રહે.
બપૈયા, ચકવા અને ચંચળ પુરૂષો એ બધા રાત દહાડો ઉદાસ રહે છે, પણ ગધેડો, ઘુઅડ અને મૂર્ખ માણસ એ તો પોતાને ઠેકાણે સુખી રહે છે.
હરાયો=બીજાનો; પારકો; હરામનો
જતન=રક્ષણ
વિસ્તારી=લંબાવી; વિસ્તાર કરી
પત્ર=લખેલો કાગળ
દી=દિવસ
ભે=ડર; બીક
આકળા=અધીરા
દીનોનાથ=ગરીબનો બેલી; પરમેશ્વર
ખેલવા=રમવા
પટ=દાવ, ખેલ, આળોમેલો કકડો
લહાવો=ઓરીઓ; લાભ
દાવો=હક; માલિકી
રણસંગ્રામ=લડાઇનું સ્થાન
પાણી=તેજ, પરાક્રમ, શૌર્ય; બળ
બાણ=તીર
ચોટ=મૂક; દાવ; ઘા
કાચી=ઓછી
ભાગ્યે=જવલ્લે; કદાચ
પલોટાયા=કેળવાયા
અભાગણી=ભાગ્યહીન; કમનસીબ; નિર્ભાગી
ખાળો=રોકાણ; અટકાવ
કાળજાં ફાડે=થરથરાવે; કંપાવે
સંતાપ=દુઃખ
શેતરંજ=બુદ્ધિ ખીલવવાની રમત
વિલાસ=સુખ અને આનંદ ભોગવવાને
પ્રતિદિન=દરરોજ

**સાર**—ચતુર પુરૂષને પોતાના કામની ફિકર અહોનીશ રહ્યાં કરે છે.

### પાઠ ૪૦ મો.

અક્કલનો તો છાંટાએ નહોતો=જરાએ બુદ્ધિ પહોંચતી નહોતી.

ઉદ્ધત=મરજી પ્રમાણે ગમે તેમ ચા-
લનાર; સ્વછંદી
બહાનાં=ખોટાં કારણો
આતુરતા=ઇંતેજારી
શરત=ઠરાવ; કરાર
રાહ=વાટ
પ્રતિબિંબ=પડછાયો
પહેરો=ચોકી
પળાતી=અમલમાં આવતી
હજુરી=ખીજમતદાર; હજુરમાં ર-
હેનાર

**સાર**—બુદ્ધિવાન માણસો પોતાની અક્કલથી અણસમજુ મા-ણસને કેવી રીતે સમજાવે છે, અને પોતાનો સ્વાર્થ કેવી રીતે સાધી લે છે, તે અક્કલબાજની વાત ઉપરથી સમજાય છે.

### પાઠ ૪૧ મો.

મધરાતે=અરધી રાતે; રાતના મ-
ધ્ય ભાગમાં
શુમારે=આશરે
ફેરણી=ફેરો; ચોકી
ફડાફડ=તડોતડ
ફૂંધાઇ=મુંઝાઇ; અકળાઇ; મુંઝાઇ
છેક=તદ્દન, સાવ
તાજા=ચોકખા; ખુલ્લા
જાગૃતિ=ભાન; હુશીઆરી, શુદ્ધિ
પાધરો=લાગલોજ; ઝટ
બેભાન=શુદ્ધિ વગરનો
અણીશુદ્ધ=હતાં તેવાં; સાજાં તા-
જાં; ઇજા વગરનાં
આંકડી=ખેંચીને તોડવાનું લાકડા-
વાળું હથિયાર
આગ=લાય
બોલવાઇ=બુઝાઇ

**સાર**—મિત્રની પરિક્ષા દુઃખ-ના વખતમાંજ થાય છે.

### પાઠ ૪૨ મો.

કરડા=આકરા; સખત
પાધર પ્રદેશ=વેરાન મુલક
વિચિત્ર=જુદી જાતનો
આબેહુબ=અસલ હોય તેવું; અસ-
લની ખરી નકલ
મૃગજળ=પાણી નહિ છતાં છેટેથી
પાણી જેવો ભાસ થાય તે
ભર ઉનાળામાં=સખત તાપમાં;
ઉનાળાના વચલા ભાગમાં
લાલચે=આશાએ
દેખાવ=આભાસ

માહીતગાર=અનુભવી
ભોમીઓ=માર્ગ બતાવનાર
ચકિત=વિસ્મય; તાજુબ; દીંગ
પ્રવાસી=મુસાફર
નિરાશ=નાઉમેદ; આશાભંગ

**સાર**—મૃગજળ અગર ઝાંઝવાનું પાણી એ ખરૂં જળ નથી, પરંતુ સૂર્યના તાપથી રેતીના રણમાં અથવા ખારાપાટના સપાટ મેદાનમાં જળ જેવો ભાસ થાય છે.

### પાઠ ૪૩ મો.

મહિમા=મહત્તા; ખુબી
નજરમાં=મરજીમાં; ધ્યાનમાં
કોહલો=શિઆળ
બંદોબસ્ત=ગોઠવણ
લુચ્ચો=દગાબાજ; કપટી
વખત ચૂકવી=તક ભૂલવી
આંતર્યો=આવતાં અટકાવ્યો
પરવાનગી=રજા
માથાથી પગ સુધી ઝાળ ઉઠી=ઘણો-
જ ક્રોધાયમાન થયો
અપમાન=ગેરઆબરૂ; માનભંગ
અબઘડી=હમણાને હમણા
ખબર લઉં=તપાસ કરૂં
પીસ્યા=કચર્યા
ગર્જના=મોટી ત્રાડ; ચીસ પાડવી
ઘોષ=પડછંદો, સામો અવાજ;પડઘો
બાથ ભીડવા=લડવા
ઉપાય=યુક્તિ; ઇલાજ
મન મેળવવું=પરસ્પર સ્નેહ કરવો
બુદ્ધિ આગળ બળ પાણી ભરે=બળ
કરતાં બુદ્ધિ વધે

**સાર**—ગમે તેટલું બળ વાપર્યાથી કોઇ કામ પાર પડતું નથી, પણ બુદ્ધિનો ઉપયોગ કરવાથી હરકોઇ કામ પાર પાડી શકાય છે. અક્કલ ચાહે તે પ્રમાણે કરી શકે છે.

### પાઠ ૪૪ મો.

વસ્યો=રહ્યો.
જન્મારામાં=જીંદગીમાં
ઠેર ઠેર=ઠેકાણે ઠેકાણે
ખુટતું=ઓછું થતું; ઘટતું
જવલ્લે=ભાગ્યેજ; કદાચ
ગોઠવણ=વ્યવસ્થા; રચના
તીકમ=ચાંચવો
ઓજાર=હથીઆર
પેચ=સ્ક્રૂ

સકાવો=પેચ
ટોટી=ચકલી
સુધરાઇ ખાતુ=મ્યુનિસિપાલીટી ખાતુ
સગવડ=ગોઠવણ; સોઇ
સ્થળે=ઠેકાણે
જંગી=ઘણી મોટી
આપદા=દુઃખ; પીડા
નિયમ=સ્વભાવ
જમાનો=સમય; વખત
બોધ=જ્ઞાન; સમજ

**સાર**—નળ વડે થોડી મહેનતે બધા ગામને પાણી પૂરૂં પડે છે. એથી પૈસાનો, વખતનો અને મહેનતનો બચાવ થાય છે.

**પાઠ ૪૫ મો.**

પ્રમાણ=સરાસરી સંખ્યા; માપ
સુખાકારી ખાતાના=શરીરની આરોગ્યતાના
અમલદાર=અધિકારી
તંદુરસ્તી=આરોગ્યતા
સબળ=મજબુત
બિમારી=માંદગી
મરડો=પેટમાં દુખાવો કે આંકડી આવીને ઝાડે જવું પડે તે
સંગ્રહણી=વારંવાર ઝાડે ફરવા જવું પડે તે
અભાવ=અરૂચી; અપ્રીતિ; ઇચ્છા નહિ તે
મધુરૂં=ઝીણું ઝીણું
ખુલાસો=હેવાલ
ખાટલે પડેલા=ઘણા માંદા
ચાંપતા=લાગુ પડતા
લાગણી=દીલગીરી
કાસળ=મૂળ
ભર=ખીચોખાચ; ઘણી
જાજરૂં=ઝાડે ફરવાની જગ્યા; પાયખાનું
મરી=પચી; કીતરી
જંતુ=ઝીણાં જીવડાં
કોઢ=ઢોર બાંધવાની જગા
ગંદી=દુર્ગંધવાળી
વિદાય થયા=ગયા

**સાર**—પાણી અને દૂધ ચોકખાં ન વાપરવાથી શરીરમાં રોગ થાય છે.

**પાઠ ૪૭ મો.**

અવયવો=શરીરના ભાગો
વર્તણુક=રીતભાત
પ્રમુખપદ=સભાનું ઉપરીપણું

હજુર=સમક્ષ; રૂબરૂ
રજુ=દાખલ
શ્રમ=મહેનત
પરવડતી=પાલવતી; પોસાતી;રૂચતી
ફરિયાદ=અરજ; રાવ
તસ્દી=મહેનત
વૈતરું=મજુરી
જૂલમ=અન્યાય; કેર
મીઠું મરચું ભભરાવી=વાત વધા-
રીને કહેવી તે.
મધુર=સુંદર
ટહુકો=અવાજ
ઘોર=ભયંકર
ગાંડપણ=મૂર્ખાઈ
નભી=ટકી
આવેશ=જુસ્સો
પરિણામ=ફળ; લાભ
સૂકાતા=લેવાતા
અવસ્થા=હાલત
ટટાર=હતા તેવા, તાજા

**સાર**—એક બીજાની સહા-
યતા વગર કોઇ પણ કામ સારૂં
થતું નથી.

## પાઠ ૪૮ મો.

રળિઆમણાં=શોભિતાં
નકશી=કારિગરી
મોહ=અચરજ; તાજુબી; નવાઇ
સુગમ=પહેલું, સુતર
વાહન=બેસવાનું સાધન
છાવણી=લશ્કરનો મુકામ
વિશાળ=મોટું
રમણિય=શોભિતી; સુંદર
આદિનાથ=જૈન ધર્મ સ્થાપનારા
પહેલા તીર્થંકર. (ઋષભદેવ)
બારીક=ઝીણી
વજન=તોલ
રોજ=દહાડાનો પગાર
નેમિનાથ=જૈનધર્મના બાવીસમા
તીર્થંકર
પાર વિનાની=ઘણીજ
ગભારો=દહેરાના જે ઘુમટવાળા
ભાગમાં મૂર્તિ હોય છે તે
સભામંડપ=દેવળ માંહેલો આગલો
ભાગ
નિર્જીવ=જીવ વગરના
પ્રવીણ=અનુભવી; જાણીતા
નજર ઠરી જાય=ગરકાવ થઇ જાય;
તલ્લીન થઇ જાય.

સાર—વસ્તુપાળ અને તેજપાળે ઘણુંજ ધન વાપરી બંધાવેલાં દેહરાંની સુંદરતા જોઇ મન ખુશ થાય છે, અને અગાઉની અદ્દભૂત કારીગરી જણાઇ આવેછે.

### પાઠ ૫૦ મો.

પરદુ:ખભંજન=પારકાનું દુ:ખ ભાગનાર
શ્લોક=એ ચાર ચરણની કવિતા; છંદ
દક્ષિણા=ઇનામ
ઇશ્વરસ્મરણશક્તિ=ઘણીજ યાદશક્તિ
મતલબ=હેતુ; સબબ; કારણ
વડવા=બાપદાદા; ઘરડા
પુરાવો=સાબિતી, સાક્ષી
દેવું=કરજ; ઋણ
બનાવટી=તર્કટી; કપટથી જે નવું બનાવેલું તે
ધારા=નિયમ; રિવાજ
સ્તબ્ધ=સુનસુન; તાજુબ; ચકિત
સાબિત=નક્કી; ચોકસ; ખરૂં
કારણ=મતલબ; હેતુ
પ્રપંચ=તરકટ; છળભેદ.
હાસ=વિસામો; નીરાંત; જંપ
શિરામણ=નાસ્તો; ઠુંગો; ખાવાનું
વૈદકશાસ્ત્ર=રોગ ઓળખવા અને તેની દવા કરવા વગેરે બાબતની વિદ્યા
હાનિ=નુકસાન

સાર—અગાઉના રાજાઓ અદલ ન્યાય કરતા, વેશ બદલીને રૈયતની તપાસ રાખતા અને વિદ્વાનોને આશરો આપતા.

### પાઠ ૫૧ મો.

વસાવવા=નવી વસ્તી કરાવવા
સંબંધ=બાબત
તાણ=તોટો; તંગી; ખોટ
શરૂઆત=આરંભ
ધમણ=પવન ભરાય તેવું નળીવાળું ચામડાનું સાધન
જાતે નર્યા=શરીરે સાજાતાજા; નિરોગી
ખનિજ=ખાણમાંથી ખોદી કાઢેલા
ખજાનો=દ્રવ્યનો ભંડાર
સદ્દગૃહસ્થ=સારો માણસ
આબાદ=સુખી; ચઢતીવાળું

સાર—નવું ગામ વસાવવામાં બધી કોમના માણસોની જરૂર પડે છે.

## પાઠ ૫૨ મો.

નામાંકિત=પ્રસિદ્ધ; પ્રખ્યાત
ભીષ્મ પ્રતિજ્ઞા=ઘણીજ આકરી ટેક
કાંતી=સ્વરૂપ
ઉત્કંઠા=આતુરતા; હોંશ
માગું કીધું=માગણી કરી
સહેજમાં=વગર મહેનતે
વારસ ઠરે=માલિક થાય
એકનો બે ન થયો=માન્યું નહિ
ભયાનક=ઘણી આકરી
ઇચ્છા=ઉમેદ
કૉલ=વચન; વેણ
બ્રહ્મચારી=કુંવારા રહેવાનું વ્રત પાળનાર
ગંભીર=બહુજ ભારે
દાવો કરે=માલીકી ધરાવે
સ્વાર્થ=પોતાની મતલબ કે લાભ

સાર—ભીષ્મ પોતાના પિતાને સુખ આપવા માટે સ્વાર્થનો ત્યાગ કરી સદાય બ્રહ્મચારી રહ્યા; તેવીજ રીતે સ્વાર્થ કોરે મૂકી પિતાની સેવા ખરા અંતઃકરણથી કરવી.

---

## પાઠ ૫૩ મો.

ઇસ્લામી=મુસલમાની
વેરાન=ઉજડ
મંદિર=દેવળ
નૃત્ય=નાચ
ભોગ=દેવને નવેદ ધરાવવું તે
હયાતિ=પ્રસિદ્ધિ; નામના
હલ્લો=હુમલો; ચઢાઇ
ખંડન=નાશ કરવો
જમાવ્યું=ભેગું કર્યું.
કૂચ કરી=પલાયન કર્યું.
પત્ર વહેવાર=અરસપરસ કાગળ લખવાનો રિવાજ
જંગીઓ=તોપની બારીઓ
તાકાત=બળ; સત્તા
ખુનરેજી=કતલ
નામના=ખ્યાતિ: કીર્તિ
વિસારે પડયાં=ભૂલી જવામાં આવ્યાં.
સમરાવ્યું=સુધરાવ્યું
અદ્યાપિ=હજુ સુધી

સાર—પોતાના ધર્મનું રક્ષણ કરવા માટે હિંદુઓએ પ્રાણની પણ દરકાર કરી નહિ.

### પાઠ ૫૪ મો.

બારૂં=વહાણ લંગર કરવાની જગા
દેખાવ=ઠાઠ; ભભકો
સત્કાર=આદરમાન
કાફલો=લશ્કર
હરિફાઇ=સ્પર્ધા
દઢતા=ધીરજ; હિંમત
પોર્ટુગીઝ=પોર્ટુગાલ દેશના રહેવાશી; એમને ફિરંગી પણ કહે છે.
અગ્નિ નૌકા=તરત બળી ઉઠે એવી ચીજો ભરેલી હોય, અને શત્રુઓના વહાણને ભેરવીને બાળી મૂકવાને આંકડીઓ હોય એવું વહાણ
કોલકરાર=અરસપરસકસવ; બોલી
કોઠી=પેઢી; વખાર
રજા=પરવાનગી
બીજ=મૂળ
સર્વત્ર=બધે ઠેકાણે
ફેલાઇ=પસરાઇ
મથક=મોટું ઠેકાણું
વલંદા=હોલાંડ દેશના રહેવાશી; એમને ડચ પણ કહે છે.
કરડી નજરે=વૈરભાવે
નિશાન=એંધાણ
ચઢતી કળા=આબાદી
પડતી દશા=નઠારી હાલત
અરસામાં=વખતમાં

સાર—દૂર દેશના રહેનારા અંગ્રેજ લોકો હિંમત ચલાવી હિંદમાં વેપાર કરવા માટે આવ્યા, અને પોતાના બુદ્ધિબળથી રાજ્યના ધણી થયા.

### પાઠ ૫૬ મો.

સ્થાપન=શરૂ
ટપાલખાતું=કાગળ લઇ જવા લાવવાનું કામ કરનારૂં ખાતું
સવડ=ગોઠવણ
પરબીડીઆં=બીડી શકાય તેવાં કવર
મારફતે=હસ્તુ; વડે
ખેપીઆ=કાગળ કે સંદેશો લઇ જનાર લાવનાર; કાસદ
માનવાચક=આત્કાર આપનાર
તિર્થરૂપ=તિર્થ જેવા પવિત્ર
ચિરંજીવી=વધારે વખત જીવનાર; છોકરાના નામની પહેલાં વડીલ આ શબ્દ વાપરે છે.
સૌભાગ્યવંતી=પરણેલી સ્ત્રી; જેનો પતિ જીવતો હોય તે

ગંગા સ્વરૂપ=આ શબ્દ વિધવા
 સ્ત્રીના નામ પહેલાં વપરાય છે
પત્તો=શોધ; ખબર
સુચના=હકીકત
નમુનો=નકલ
રવાના કરવું=મોકલવું

સાર=માબાપ, અધિકારી; ગુરૂ, મિત્ર વગેરેને પત્રો લખવામાં કેવાં વિશેષણો વાપરવાં તે આ પાઠ ઉપરથી સમજાય છે.

પાઠ ૫૮ મો.

કૈમરે હિંદ=એ નામનો એક ઇલકાબ છે
ઉંચા દરજ્જાનું=મોટા અધિકારનું
દેખરેખ=તપાસ
અવસ્થા=ઉમ્મર; વૃદ્ધાવસ્થા
લાયકાત=યોગ્યતા; ગુણ; લાયકી
નિષ્ઠા=આસ્થા; ભાવ
ઉમદા=ઉંચા; ઉત્તમ
દબદબો=ઠાઠમાઠ
પરગજ્જુ=પારકાની દાઝ જાણનાર
ખુજ=કદર; ગણના
મમતા=માયા; પ્રેમ
તહેનાતમાં=હજુરમાં
હસ્તક=હથુ
જાહેરનામું=સરકાર તરફથી નીકળેલી છાપામાં છપાએલી ખબર
ઢંઢેરો=જાહેર ખબર
સંદેશો=સમાચાર
દાઝ=લાગણી
વિસ્તાર=ફેલાવો
આબાદી=સલાહશાંતિ
પુજ્યભાવ=પવિત્ર લાગણી

સાર—દેવી તુલ્ય મહારાણી વિક્ટોરીઆએ સલાહશાંતથી રાજ્ય ચલાવી હિંદની રૈયતને સુખી કરી

પાઠ ૬૦ મો.

પુરાણ=એ નામના હિંદુઓના ગ્રંથ
યાદવકુળ=એ કુળનો મૂળ પુરૂષ યદુ નામે રાજા હતો, તેના નામ ઉપરથી એ યાદવ કુળ પડયું છે.
ચાલુ=શરૂ
સંગમ=બે નદીઓ ભેગી થાય તે ઠેકાણું
સ્થાપના=શરૂઆત
ધોરી=જાહેર; મોટા

મૂળતત્વો=જે મુદ્દા કે સિદ્ધાંતો ઉપર ધર્મ રચાયો હોય તે
લેખ=દસ્તાવેજ
લિપિ=અક્ષર
ઉકેલતાં=વાંચતાં
હિંસા=વધ, નાશ
શ્રમણ=સાધુ
ઉડાઉ=ખરચાળ; ખપ કરતાં વધારે ખરચ કરનાર
હળીમળી=સંપસંપી
વૃતાંત=ચરિત્ર; હેવાલ
પૌત્ર=દીકરાનો દીકરો

**સાર**—અગાઉના વખતમાં રાજાઓ ધર્મનો મહિમા વધારવા માટે લાંબી મુસાફરી કરતાં ને રૈયતને સુખ આપતા.

### પાઠ ૬૧ મો.

દરમિઆન=અરસામાં
નિડર=બીક વગરનો
એકવચની=ટેકદાર; બોલેલું વચન પાળનાર
સાંખી=ખમી
ખંડેર=ભાગી ગયેલાં મકાન
કતલ=કાપાકાપી
ફોડવો=પોતાના પક્ષમાં લેવા
ધસ્યો=દોડયો
પટાવત=રાજ્યનો મુખ્ય સરદાર
વંશ=પરિવાર; વિસ્તાર
ઓરસ=ભેળો

**સાર**—જયશિખરના શાળા સુરપાળને સામા પક્ષ તરફથી ઘણી લાલચો મળવા છતાં તેણે મરતાં સુધી નિમકહલાલી રાખી ડગ્યો નહિ.

### પાઠ ૬૨ મો.

દેખરેખ=સંભાળ
પુખ્ત ઉંમરનો=જુવાન વયનો.
કાયમ=હયાત; સદાને માટે.
કદાવર=મજબુત; ઉંચો; ભરાઉ
શામળા=કાળા
ત્રાસ=ડર; બીક
ખાલસા=પોતાને કબજે
આણ=દુવાઇ; હુકમ
ઘાતકી=જુલમી
શૈવ=શિવનો ધર્મ પાળનારા
દંત કથા=જોડી કાઢેલી વાત; મોંઢાની વાત
બાધ=અટકાવ; હરકત

યાદ કરે=સંભારે

વૃત્તિ=દાનત; વિચાર

સાર—ડાહ્યા રાજાઓ રૈયતને પોતાના બેટા બેટી પ્રમાણે ગણી રાજી રાખતા.

પાઠ ૬૩ મો.

પ્રતાપી=પરાક્રમી

પાટનગર=રાજગાદીનું સ્થાન રાજધાની

બેગમ=મુસલમાન પાદશાહની રાણી

અઘટિત=ગેરવાજબી

આફત=મુસિબત, દુઃખ; અડચણ

રખવાળ=સાચવનાર

કાવ્ય ગ્રંથ=કવિતાનું પુસ્તક

સાર—કરણ રાજાની ખોટી દાનતથી તેનું રાજ્ય પાયમાલ થયું.

પાઠ ૬૪ મો.

હાકેમ=ઉપરી

પશ્ચાતાપ=પસ્તાવો

અંતઃકરણ=મન

ઘોર=પાપી

અદલ=વ્યાજબી

વાટપાડુ=રસ્તે લુંટનાર

બેશ=સારી

સરહદ=સીમાડો

પ્રવાહ=વહન; વહેણ

સાર—રાજ લેવાના લોભથી અહમદે પોતાના દાદા મુજફ્ફરશાહને મરાવી નાંખ્યો એ બહુજ હલકું કામ કર્યું.

પાઠ ૬૫ મો.

મોજીલો=વૈભવી

ફિતુર=બળવો; બંડ

દાબ=તજન; રોફ

વશ=તાબે.

ચાંચીઆ=દરીઆમાં ચોરી કરનારા

નજરાણો=ભેટ

નકશીદાર=કારીગરીવાળાં

ઉસ્તાદ=તાલીમ આપનાર ગુરૂ

શ્રીમંત=પૈસાદાર

પાઠ ૬૬ મો.

સર કરી=જીતી

લગામ=સત્તા

બચાવી=પચાવી; લઇ બેઠ

અંધેર=ગરબડ; ઘોટાળો

કર=વેરો

દર=નક્કી કરેલો આંકડો

બક્ષ્યા=ભેટ કર્યાં; આપ્યા

ફતેહ=જીત
કેડો=પુઠ; પીછો
હવાલે=તાબે; કબજે
મગરૂર=અભિમાની
આપઘાત=પોતાની મેળે પોતાનો જીવ કાઢવા તે

### પાઠ ૬૭ મો.

ઘટા=ઝાઝાં ઝાડનો જથ્થો
ઘેરાઇ=છવાઇ
ચમકારા=ઝબકારા
ઓછીવત્તી=થોડીઘણી
ભીંજી=પલળી
ઝાકળ=ઓસ; સવારમાં ઠરેલાં પાણીનાં ટીપાં.

### પાઠ ૬૮ મો.

વાંક=ઘેરાવો; વાંકો ભાગ.
આરપાર=સોંસરી.
ફેરો=આંટો.

**સાર**—પૃથ્વી પોતાની ધરી ઉપર પશ્ચિમથી પૂર્વ તરફ ૨૪ કલાકમાં ફરી રહે છે અને તે પૂર્વ તરફ ફરતી હોવાથી સૂરજ પૂર્વથી પશ્ચિમમાં જતો દેખાય છે. પૃથ્વી ધરી ઉપર ફરે છે તેથીજ રાત્રિ દિવસ થાય છે.

### પાઠ ૬૯ મો.

વાર્ષિક=વરસની
દાખલો=દૃષ્ટાંત
ગતિ=ચાલ; ગમન; વેગ
જ્યોત=તેજ; પ્રકાશ
કિરણ=સીધી લીટીમાં પડતો પ્રકાશ
વાંકાં=ત્રાંસાં

**સાર**—પૃથ્વી સૂર્યની આસપાસ લંબ ગોળ માર્ગમાં ૩૬૫ દિવસમાં ફરી રહે છે, તેથીજ પૃથ્વીના જુદા જુદા ભાગો ઉપર જુદી જુદી વખતે શિઆળો, ઉનાળો અને ચોમાસું થાય છે. પૃથ્વી સૂર્યની આસપાસ એ પ્રમાણે ન ફરતી હોય તો જુદી જુદી ઋતુઓ થાય નહિ. પૃથ્વીને બે ગતિ છે. ૧ દૈનિક અને ૨ વાર્ષિક.

### પાઠ ૭૦ મો.

કરાંઠી=કપાસ, તુવર વગેરેના સુકાઇ ગયેલા છોડ
ખુપરાં=જાર, બાજરી વગેરેનાં સુકાં ઠુંઠાં
કાંસ=પાણી જવાનો રસ્તો

ખાતર=કોહી ગયેલો પુંજો છાણ વગેરે
ખરીફ=ચોમાસુ પાક
રવીપાક=શિયાળા ઉનાળામાં કુવાનું પાણી પાઇને તૈયાર કરેલો પાક.
નીંદવું=વાવેતર સિવાયનું ઘાસ ખોદી નાંખવું તે
હેલી=ઘણા દિવસ સુધી વરસાદનું જારી આવવું તે
નિરાંત=ઝંપ; શાંતિ
કોહી=સડી
માફકસર=જોઇએ તેવો; અનુકુળ પડતો
ધમાલ=ધાંધળ; ભીડ
ખળી=અનાજ સાફ કરવાની જગા
કરવી દે=રાંપડી દે
ધારાના=વસુલાતના; વિઘોટીના

**સાર**—ખેડુતને કોઇ દિવસ નિરાંતે બેસવાનો વખત મળતો નથી, હમેશાં કામ હોય છેજ. તે હમેશાં સાદો ખોરાક ખાય છે ને સ્વચ્છ હવામાં રહે છે, તેથી શરીરે મજબુત રહે છે. ખેતીનો ધંધો સર્વ ધંધામાં સર્વોત્તમ ગણાય છે.

### પાઠ ૭૧ મો.

વકીલ=ઇન્સાફની કોર્ટમાં સવાલ જવાબ કરવાને વાદીપ્રતિવાદીએ પોતાના તરફથી ઠરાવેલો મુખત્યાર
સલામ=કોઇ મોટા માણસને માન આપવા માટે હાથ ઉંચા કરી કપાળે લગાડવો તે
સલામતી=હથીઆર નમાવી સલામ ભરવી તે
અધિકાર=હોદ્દો; અમલ
મુલકી=વસુલાતનું; ઉપજનું; રેવન્યુ
રેલ=પુર
ચાંદીકામ=રૂપાનું કામ
રોગિષ્ટ=રોગ થાય તેવી
નિમણુક=ગોઠવણ; બંદોબસ્ત
મંત્રી=પ્રધાન
અદાલત=કચેરી

### પાઠ ૭૨ મો.

ફાંટા=રસ્તા; માર્ગ
વૈભવ=સમૃદ્ધિનો ઝળકાટ; સુખ સાહિત્યનો મોટો ઠાઠ; મોટી સમૃદ્ધિનો ઉપભોગ

વિસ્તાર=ઘેરાવો; લંબાઇ પહોળાઇ ભરતાં જમીનનું જે માપ આવે તે.

દાણ=જકાત

ગીરદી=ભીડ.

## પાઠ ૭૩ મો.

પૂલ=નદી, ખાડી વગેરેને ઓળંગીને જવા માટે તેના ઉપર લાકડાનાં પાટીઆં, લોઢાના પાટ, પત્થર, ઇંટ વગેરેથી બાંધેલો રસ્તો

થાક=વધારે મહેનત કરવાથી શરીરના ભાગો નરમ પડવા તે; શ્રમ

પોઠી=બોજો લાદેલો બળદ

વણઝાર=પોઠીનું ટોળું

કાફલો=જથ્થો; સમુહ.

## પાઠ ૭૪ મો.

સદી=સૈકો

ધાક=ડર; બીક

બે નમુન=ઉત્તમ; શ્રેષ્ઠ; જેનો જોડો નહિ હોય તેવી

બુરજો=તોપ વગેરે મૂકવાને કિલ્લાની બહાર પડતી બાજુએ જે ઉંચું ગોળાકાર પોલું અગર નક્કર ચણેલું હોય તે

## પાઠ ૭૫ મો.

ઝલેલ=ફેલ્લા

વજન=તોલ

ટંકોટંક=છેક ઉપર સુધી

ઉપસી=ફુલી; બહાર આવી

ઘન=નક્કર

પ્રવાહી=જેનો રેલો ચાલે તે

સંકોરી=સમો કરી

પાટોપાટ=એક છેડાથી બીજા છેડા સુધી.

## પાઠ ૭૬ મો.

તદ્દન=બીલકુલ

ઉલટી=જુદી

વાટ=પાટો

ગઠ્ઠો=ગાંગડો

સ્વરૂપ=ખરૂં રૂપ

હુંફાળું=ગરમ; કાકી તું; ઉનું

ઉદાહરણ=દ્દષ્ટાંત; દાખલો

અર્થ=મતલબ

મુકાબલો=સરખામણી.

## પાઠ ૭૭ મો.

તુરૂં=ફીકું

ઉપયોગ=અજમાયશ

ગચરકાં=ઓડકાર
પાસ=પટ
ખડબાદાર=ચોસલાબંધ
રજા=આજ્ઞા
અટકાવવા=મટાડવા

પાઠ ૭૮ મો.

મોરી=ખાળ
કટાણું=કડવું
રદ=નકામાં

પાઠ ૭૯ મો.

મોભ=છાપરાને વચલે ભાગે મોટું
આડું લાકડું નાંખે છે તે
સરપણ=બળતણ; લાકડાં
સંગીન=ઘટ; મજબુત
ફાંકા= મોળા
વૃદ્ધિ=વધારો
ફીસું=ઝટ ફાટે એવું
પરનાળ=નેવાનું પાણી ઝીલવાનું
લાકડા કે લોઢાનું સાધન
ખીચોખીચ=પાસે પાસે; અડોઅડ;
જોડાજોડ
એકાકાર=એકએક; એક સરખું
નીવડે=ટકે
ચીવટ=ચીકણું

ચઢીઆતો=ઉત્તમ, શ્રેષ્ટ; વધે તેવો
આકૃતિ=નમુનો.

પાઠ ૮૦ મો.

સુગંધીદાર=સારી વાસવાળું
ઢાંકણ=પડ
નાજુક=કોમળ
સળંગ=આખો
બીજાશય=બીજ બનવાનું સ્થળ

પાઠ ૮૧ મો.

પોસવા=પોષણ કરવા
માવજત=સંભાળ; ખબર
વિભાગ=જુદા જુદા ભાગ
છડી=ખાંડી
પતી=થઇ; પાર પડી
યોજના=ગોઠવણ

પાઠ ૮૨ મો.

છિદ્ર=કાણું
અંગ=ભાગ
દ્વીદળ=બે ફાડવાળા
સત્વ=કસ
સોસાઇ=ચૂસાઇ
અંકુર=ફણગો
નકામો=ખાલી; ફોકટ

### પાઠ ૮૩ મો.

સૃષ્ટિ=દુનીઆં; પૃથ્વી
અંશ=ભાગ
પ્રાણુરક્ષક=પ્રાણુનું રક્ષણુ કરનારા
રેષા=લીંટી
કણુ=પરમાણું; ઝીણી રજ

### પાઠ ૮૪ મો.

નર્યાં=એકલા
વિચિત્ર=જુદી તરેહના
મસળે=ચોળે
જાગૃત=સાવધ
સોડમ=ગંધ; વાસ
છાછર=છાછરી
વપરાશમાં=કામમાં
અનિયમિતપણે=નિયમ વગર
હદબહાર=જોઇએ તે કરતાં વધારે

### પાઠ ૮૫ મો.

અમીરી=મોટો દરજ્જો
ચિન્હ=નિશાની
નિર્ધન=ગરીબ; પૈસા વગરના
ઉમદા=કીમતી; મૂલ્યવાન
છાંટ=ટપકું
અંકાય=નક્કી થાય; ઠરાવાય

### પાઠ ૮૬ મો.

ગુંગળાઇ=મુંઝાઈ
નિભાવવા=ટકાવવા
ગરમાળો=હુંફ; ગરમી
સરકી=ખસી
હલેસાં=ચાટવા વડે પાણી કાપવું તે
સુકાન=જેને મરડવાથી વહાણુ, હોડી આમતેમ દિશા બદલી ચાલે તે લાકડું.
તીણા=અણીદાર; ધારવાળા
ટોળામાં=જથ્થામાં

### પાઠ ૮૭ મો.

વિસ્તારી=પહોળા કરી
સંકોચી=સાંકડી કરી
કરોડ=બરડાનું હાડકું
અજમાવી=વાપરી
કચરઘાણુ=કકડે કકડા.

### પાઠ ૮૮ મો.

દેખા દીધી=જણાયા
સેવાળ=લીલ
ગુમ થવું=દેખાવું બંધ થવું તે
ચેન=જંપ; મઝા; નિરાંત
ભવ=અવતાર; જીંદગી
રમુજી=આનંદ ઉપજાવે એવી

### પાઠ ૮૯ મો.

વળામણુનો=વિદાય થતો; હાથીઓ
ગોરાડુ=પીળાશ પડતી; છુટી થઇ જાય એવી
ખરપડી=એ નામનું જીવડું; એને આપણા લોકો ખરપડી કહે છે
માદા=મા
ખાઉધરા=ભુખાળવા
હીણુભાગી=અભાગી; નિર્ભાગી; કમનસીબ
ખાળી=રોકી; અટકાવી
ધાણુ=નાશ

### પાઠ ૯૦ મો.

ચમચમે=બળે
વાસો=રહેઠાણ
કદ=ઘાટ; આકાર
વિવિધ=તરેહ તરેહના
ક્વિનાઇન=તાવ કાઢવાની દવા
બંધિઆર=વહેતું નહિ તે; અટકેલું
કેરોસીન=ગ્યાસતેલ

### પાઠ ૯૧ મો.

રસાલો=માણસો, વાહન, સામાન, હાથી, ઘોડા વગેરે
આવત=હાથીનો હાંકનાર
ટેરવુ=અણી
અંબાડી=માથે છત્રીવાળો હોદ્દો
પુષ્ટ=જાડા; શરીરે ભરાઉ
શાંત=ધીમું

### પાઠ ૯૨ મો.

બેમાલમ=ખબર ન પડે તેવી રીતે
તલપ=ફાળ; થેકડો
ગોંધ્યા=પુર્યા; રાખ્યા
પલટાય=બદલાય
લોભાવે=મોહ પમાડે
પરિપકવ=પુરેપુરૂં પાકેલું
ગર=ગરભ; સત્વ

### પાઠ ૯૩ મો.

નમુનો=નકલ
ગરનાળાં=પાણી જવાનો રસ્તો
ક્ષીણુ=નબળું; કમજોર
શિરા=નસ
રેંટમાળ=પાણી કાઢવાનું ઢોચકાં જેવું ચક્કર
સ્નાયુ=જે તંતુવડે હાડકાંને માંસના રેસા વળગેલા રહે છે તે

### પાઠ ૯૪ મો.

જઠર=પેટનો ભાગ જેમાં ખોરાક પડે છે તે

ઘટ=તોટો; ખોટ
વીધરી=ઓગળી; પીગળી
આંતરડાં=એ જઠરની નીચે ડાબી બાજુમાં છે; ગુચળું વળેલો દોરડાં જેવો પેટનો ભાગ
કાઠું=શરીરનું બંધારણ; ગજું
સૂક્ષ્મ=ઝીણાં
શેષ=બાકી
મળ=ઝાડો; મેલ
ફેફસાં=છાતી માંહેલી જે ઇંદ્રિઓ વડે શ્વાસ લેવાય અને બહાર કઢાય છે તે.
સમાર=રક્ષણ; સુધારો

### પાઠ ૯૫ મો.

મંદવાહક=ધીમે વહેનારી
છિદ્રાળુ=કાણાંવાળું
મેળાપ=સંયોગ
સચવાય=જળવાય
શોષણ=ચૂસવું
જમાવ=ભેગું થવું
ચોળીના ખંડ=કમખા બનાવવાના કકડા
ખાદી=જાડા પોતનું સફેદ લુગડું.

### પાઠ ૯૬ મો.

લાટ=કપાસ પીલવાની ચરખાની ધરી
તંગ=સખત; મજબૂત
ગાભલું=પીંજેલા રૂનો ગોટો
કસ્તર=રજ; ઝીણો કચરો

### પાઠ ૯૭ મો

કોસેટો=રેશમના કીડાએ તાંતણા વડે ખારેક જેવું બનાવેલું ઘર
તવંગર=ધનવાન

### પાઠ ૯૮ મો.

કોલુ=શેરડી પીલવાનો લાકડાનો કે લોઢાનો કોલ
છારી=પોપડી
ટપકી=વહી; નીતરી
ધાડો=જાડો; ઘટ્ટ
નિઝરડી=ખોતરી; ઉખેડીને ભેગું કરી
ચાસણી=ખાંડને પાણીમાં નાંખી ઉકાળીને માંહેથી તાર નીકળે તેવી ઘટ્ટ કરવી તે
આયાત=બીજા ગામ કે દેશથી માલનું આવવું
છેદે=કાપ દે.

# કવિતાના અર્થ.

## પાઠ ૭ મો.

### આજ અને કાલ.

હસ્તેમુખ=મલકતે ચહેરે; હસ્તે મોંઢે
વેર્યાં=ઢોળ્યાં; ફેંક્યાં
નસીબ=ભાગ્ય; પ્રારબ્ધ
વણીશું=લઇ લેશું
અત્યારે=હમણાં; અબઘડી
વિપત=દુઃખ
વણતોલે=ઘણુંજ; જેનું માપ કે તોલ ન થાય તેટલું
ભુલીને=ભૂલથી; અજાણતાં
ભુંડું=બુરૂં; નઠારૂં
માફ=ક્ષમા; ગુસ્સો ન કરવો તે
અન્યાય=ગેરઇન્સાફ
ગુસ્સો=ક્રોધ; દાઝ.
ઘટવા=ઓછો થવા
ધીરી=આપી
રાખી=સાચવી; જાળવી.
પાખી=વિના; સિવાય
ધીરેલાં=આપેલાં
ગાળો=નઠારૂં વચન બોલવું તે
નાણું=ધન; પૈસા
વાંકુ બોલી=ખોટું બોલી
ભાળે=જુએ; દેખે
ફરિઆદી=નાણાં લેવા માટે સરકારમાં અરજી કરવી તે
વખત=ફુરસદ; નવરાશ.
ચટપટી=ચટકો; ખટકો; સંતાપ.
અટપટી=ગુંચવણ ભરેલી; અઘરી
માલે=આનંદમાં રહે.

(૧) નસીબના યોગે સારાં કામ રૂપી ગુલાબનાં ફુલ જે હસતે મોંઢે રસ્તામાં વેર્યાં છે. તે આપણે નીચા નમીને કયારે વીણી લઇશું? હે ભાઇ! આજને આજ હમણાંજ વીણી લ્યો. ( મતલબ કે જેમ ફુલ ઝટ કરમાઇ જાય છે તેમ સારાં કામ કરવાની તક પણ ઝટ જતી રહે છે. માટે સારાં કામ તરત કરવાં. તેને કાલ ઉપર મુલત્વી રાખવાં નહિ. )

(૨) પણ તે (નસીબ) ગુસ્સો કરીને કહે, કે તને ઘણુંજ દુઃખ પડશે તો પછી દીલગીરી કયારે થવું? હે ભાઇ! કાલે.

(૩) ભૂલ ખાઇને કોઇએ આપણું બુરૂં કર્યું, અને આપણને આવી દુઃખ દીધું તેને (બુરૂં કરનારને) ક્યારે માફ કરીશું? હે ભાઇ! આજને આજ હમણાંજ માફ કરો.

(૪) ગેરવ્યાજબી થતું અટકાવવાને અને મનમાંથી ક્રોધ ઓછો કરવાને જો તેને (ભુંડું કરનારને) વઢવું, તો ક્યારે વઢવું? હે ભાઇ! કાલે વઢવું.

(૫) આપણને કોઇએ ધન આપીને (આપણી) આબરૂ રાખી હોય, પણ તે ધીરનાર માણસ ધન વિના દુઃખી થતો હોય, તો પછી તેનું લીધેલું ધન આપણે ક્યારે પાછું આપવું? હે ભાઈ! આજને આજ હમણાંજ આપવું.

(૬) આપણને કોઇ ધીરેલું ધન પાછું આપે નહિ, અને ઉલટું વાંકું બોલી આપણા સામું પણ ન જુએ; ત્યારે કહો, આપણે તેના ઉપર ફરિઆદી ક્યારે કરવી? હે ભાઇ! કાલે કરવી.

(૭) સારા ગુણવાળાં કામો ઘણાં કરવાં; પણ કામકાજને લીધે જો વખત ન મળે, તો પછી તે (સારાં કામો) ક્યારે કરવાં? હે ભાઇ! આજને આજ હમણાંજ કરવાં.

(૮) ગુસ્સો, ગાળો અને મનમાં ખટકે એવી ચિંતા એ બધાં એની મેળે ઓચિંતાં કુદરતી રીતે આવે છે; તે મનમાં જઇ આનંદથી ક્યારે રહે? હે ભાઇ! કાલે.

---

## પાઠ ૧૬ મો.

## ધ્રુવજીના પિતા ને નારદ ઋષિ.

| | |
|---|---|
| નિસાસા=દીલગીરીમાં શ્વાસ મુકવો તે | નરપતિ=રાજા |
| વિમાસે=પસ્તાય; વિચાર કરે | હૈડે=હૈયામાં, હૃદયમાં; અંતરમાં |

રાજાને નિસામાં નાંખતો, બહુજ દીલગીરીમાં જોઇને ઋષિ મનમાં વિચારીને કહે છે કે–તું તો પૃથ્વીનો રાજા છું, તો હે રાજન્! તારે શું દુઃખ છે? નારદ કહે છે, કે હે રાજા! સાંભળો. તું પૃથ્વીનો ધણી છું, છતાં તારે એટલું બધું શું દુઃખ છે, જે છાતીમાં તારો શ્વાસ માતો નથી? (મનમાં દીલગીરીનો પાર નથી.)

## ચોપાઇ.

ધરો=રાખો
પ્રજા=રૈયત
ઉદર=પેટ
ભક્તિરૂપ=ભક્ત જેવો
વેશ=ડોળ; આચાર
લીલારાજ=રાજ્ય વૈભવનાં સુખ
સધીર=ધીરજ આપનારાં
નયણે=આંખે
વહે=ટપકે; ઝરે
રાજવૈભવ=રાજની મોટી સમૃદ્ધિનો ઉપયોગ
સોય=રૂપાળા; સુંદર
અતિ=ઘણાં
નીર=આંસુનાં પાણી
વદે=બોલે; કહે
હૃદે=મનમાં, હૃદયમાં
દયાળ=કરૂણાવાળા

ટાળો=મટાડો; કાપો
સંચર્યો=ગયો.
મૂઢમતિ=કઠોર બુદ્ધિ; હલકી બુદ્ધિ
પરવરી=ચાલી; નીકળી
અપરાધ=વાંક; ગુન્હો
મંદમતિ=ઓછી બુદ્ધિ
દુભવ્યો=દુઃખી કર્યો; સંતાપ્યો.
સાધ=સાધુ જેવા
પરહર્યા=તજ્યા; છોડયા
નિશ્વાસ=નિસાસો
દુષ્ટ=વિકટ; ખોટું
વિકરાળ=ભયંકર
કોમળ=નાજુક
રવિકિરણ=સૂર્યનો તાપ
સહેશે=ખમશે; વેઠશે
સંચર્યું=ગયું
નીરખ્યું=જોઉં

| | |
|---|---|
| અજસુત=બ્રહ્માના પુત્ર; નારદઋષિ | ચાંપી=દાબી; સ્પર્શ કરી |
| ભૂપત=રાજા | નિશદિન=રાત દહાડો |
| અવતાર=જન્મ | સફળ=સાર્થક |
| અવાસ=મુકામ, ધામ | કુળ=વંશ પરિવાર |
| ભૂમિ=પૃથ્વી; જમીન | સંસાર=દુનિઆં |
| ચરણે=પગે | તારણહાર=તારનાર |

(૧) હે રાજા ! ભક્ત જેવો તમારો આચાર છે, વળી તમારા દેશમાં મ્હોં માગ્યો વરસાદ વરસે છે, અને રૈયતનાં પેટ ભરો છો, છતાં આટલું બધું દુઃખ શા માટે લાવો છો ?

(૨) હે રાજા ! રાજ વૈભવનાં સુંદર સુખ ભોગવો; તને કાંઇ પણ દુઃખ થશે નહિ. રાજાની આંખોમાંથી ઘણાં આંસુ પડતાં જોઇ નારદે શાંતિ આપનારાં વચન કહ્યાં.

(૩) રાજા બોલે છે કે હે ઋષિ ! સાંભળો. મારા મનમાં બહુજ દુઃખ છે. મારો દીકરો વનમાં ગયો છે, તેના વિયોગનું દુઃખ હે દયાળુ ! તમે મટાડો.

(૪) મેં ઘણીજ મૂર્ખાઇ કરી, જેથી મારો બાળક વનમાં ચાલી નીકળ્યો. મારી ઓછી બુદ્ધિને લીધે મેં સાધુ જેવા મારા પુત્રને દુઃખ દઇ આવું પાપનું કામ કર્યું.

(૫) તેથી મેં બધા સુખ ભોગ છોડી દીધા છે, અને વધારે દીલગીરીમાં ભરાયો છું. તે મોટા ભયંકર વિકટ વનમાં મારો બાળક એકલો કેમ રહી શકશે.

(૬) તેનું મોઢું ઘણું કોમળ છે, તો સૂર્યનો તાપ શી રીતે

ખમી શકશે ? મારૂં સુખ તો પુત્રની સાથે ગયું, તે કારણથી હું દીલગીર થાઉંછું.

(૭) હે દયાળુ ! મારૂં એ દુઃખ તમે મટાડો, કે હું એકજ વાર (મારા) પુત્રને આંખે જોઉં; એવાં વચન રાજાનાં સાંભળીને નારદઋષિ રાજા પાસે બોલ્યા.

(૮) હે રાજા ! તારા અવતારને ધન્ય છે, કે (તારા કુળમાં) ધ્રુવજીનો જન્મ થયો. તેની માતાને પણ ધન્ય છે, કે ધ્રુવ જેવો રાજા તેને પેટ જન્મ્યો.

(૯) તે શહેરને અને તે રહેઠાણને પણ ધન્ય છે. વળી ધ્રુવ પાસે જે માણસ રહે છે, તેને પણ ધન્ય છે. ધ્રુવજી જે જમીન ઉપર પગ મુકીને ચાલે છે, તે જમીનને પણ ધન્ય છે. ( તેમના પગનો સ્પર્શ થાય છે તેને. )

(૧૦) તે પંખીને અને વનને પણ ધન્ય છે, કે રાત ને દહાડો ધ્રુવજીના શરીરનાં દર્શન થાય છે. હે રાજા ! તારાં ઇકોતેર પરીઆંને તારનાર ધ્રુવજીના જન્મથી તારો અવતાર સફળ થયો.

---

## પાઠ ૨૪ મો.

### વિચારીને બોલવા વિષે

| | |
|---|---|
| સુવાક્યથી=સારાં વચનથી | વાધે=વધે; થાય |
| સ્નેહ=હેત; પ્રેમ | કુવાક્યથી=નઠારાં વચનથી |
| સદૈવ=હમેશાં; રોજ | ક્લેશ=કજીઓ |

| | |
|---|---|
| લાધે=થાય | ગરીબ=નિર્ધન |
| અરે=હે ! | અમૂલ્ય=જેની કિમત ન થાય તેવું |
| કશોએક=કાંઇપણ | પળી=ડોકલી |
| યાર=ભાઇ; મિત્ર | માનવી=માણસ |
| ઉચાર=બોલ | મૂક્યું=બોલ્યા |
| વાણી=વચન | વિમાસશો=પસ્તાશો |
| વિશ્વ=દુનિઆં | હાણી=નુકસાન |
| વખાણે=તારીફ કરે; પ્રશંસા કરે | છેદ=કાપ; ઘા |
| કીર્તિ=આબરૂ | સૂઝે=જડે; મળે |
| પડે ચડે=ચડતી પડતી થાય | કાપ=ઘા |
| પ્રાણી=જીવ; માણસ | રૂઝે=મટે |
| પ્રજા=રૈયત; માણસો | ભલો બુરો=સારો નઠારો |
| પાળે=ફેરે | તણો=નો |
| ઉચ્ચાર=બોલી | ભડાકા=અવાજ |
| ભલાઇ=સારાપણું; મિઠાશ | હડાકો=સપાટાબંધ; એકદમ; એસમેર |
| બુરાઇ=નઠારૂં; વાંકું | તાણી=રોકી |
| રાજકુમાર=રાજાનો છોકરો | વિષે=માં |

(૧) સારાં વચન બોલવાથી હમેશાં હેત વધે છે, અને નઠારાં વચન બોલવાથી હમેશાં કજીઓ થાય છે. માટે કાંઇ પણ વિવેક લાવીને હે ભાઇ! વિચારીને વાણી બોલો.

(૨) સારાં વચનથી બધી દુનિયાં વખાણ કરે છે, અને નઠારાં વચનથી માણસોમાં આબરૂ જણાતી નથી. માણસની ચડતી પડતી જીભવડે થાય છે. ( સારૂં બોલવાથી આબરૂ વધે છે અને નઠારૂં બોલવાથી આબરૂ ઘટે છે. ) માટે હે ભાઇ !........

( ૩ ) જુઓ કે માણુસો પોપટને ઘેર પાળે છે, અને ઘુડ પોતાના માળામાં પણ સુખે સુઇ રહેવા પામતું નથી. એ બધું બોલીને કારણ જાણીને હે ભાઇ !......

( ૪ ) હે ભાઇ ! જીભથી સારૂં બોલીને ભલાઇ તો લે ? અને જીભથી નઠારૂં બોલવાથી લોકો નઠારૂં (વાંકું) બોલશે. ( મતલબ કે જીભ સારૂં બોલવા માટે આપી છે. ) પછી ભલેને (બોલનાર) ગરીબ હોય, રાજાનો કુંવર હોય, કે રાણી હોય, તોપણ તેનું વાંકું બોલશે. માટે હે ભાઇ !......

( ૫ ) સારાં વચનથી દૂધ, દહીં અને ઘી આપશે, અને જેની ઘણી કિંમત બેસતી હશે, તે થોડી કિંમતે આપશે. પણ નઠારાં વચનથી કોઇ પવાળું પાણી પણ પાશે નહિ. માટે હે ભાઇ !......

( ૬ ) મોઢેથી જે વચન બોલ્યા, તે જેમ થુંકેલું પાછું મોંમાં ફરીથી ગળાતું નથી, તેમ બોલેલું વચન પાછું મોંમાં લેવાતું નથી. પણ પાછળથી પસ્તાવો ને નુકસાન થશે. માટે હે ભાઇ !......

( ૭ ) છરાનો ઘા વાગ્યો હોય, તો તેનો ઉપાય ઝટ મળે છે, પણ કાચની કોઠી ફાટી થઇ ગઇ હોય, તે જેમ સારી થતી નથી. તેમ નઠારાં વચન રૂપી ઘા કોઇ દિવસ રૂઝાતો નથી. માટે હે ભાઇ !

( ૮ ) તોપનો અવાજ હવામાં સારો કે નઠારો સપાટાબંધ ચાલ્યો જતો હોય, તેને તમે કેવી રીતે રોકી શકશો ? ( મતલબ કે રોકી શકાશે નહિ. ) તેમજ મોઢામાંથી નીકળેલો સારો કે નઠારો અવાજ ( બોલ ) રોકી શકાતો નથી. માટે હે ભાઇ !......

## દોહરો.

વિચારી=સમજી
વદો=બોલો; કહો
કદિ=કોઇ દિવસ
ન=નહિ
ભારતોલ=વકકર
વણશે=બગડશે
ભલા=સારા
જન=માણસો

જો વિચાર કરીને વચન બોલશો, તો કોઇ દિવસ તમારૂં કામ બગડશે નહિ. દલપતરામ કવિ કહે છે, કે સારા માણસોમાં તમારે બોજ રહેશે.



## પાઠ ૨૭ મો.

### સુખ દુઃખ મનમાં ન લાવવા વિષે.

ઘટ=શરીર
ઘડીઆં=બનાવ્યાં
ટાળ્યાં=મટાડયાં
રઘુનાથ=પરમેશ્વર
જડીઆં=લાગ્યાં; ચોટયાં
ભમ્યાં=રખડયાં
બંધવા=ભાઇ; બંધુઓ
નયણે=આંખે
નિદ્રા=ઉંઘ
આણી=લાવી
સતી=પતિવ્રતા સ્ત્રી
સરશે=થશે; પાર પડશે
સ્વામી=પતિ; ધણી
હરી=હરણ કરી
મહા=ઘણું મોટું
મસ્તક=માથું
છેદાઇ=કપાઇ
સતવાદીઓ=સાચું બોલનાર
વિપત્તિ=દુખ
સાય=મદદ
નીચ=હલકા.
અર્થ=કામ; મતલબ
આગે=આગળ
ભીડ=સંકટ; દુઃખ; તંગી

સમર્યા=ભજ્યા; સંભાર્યા
અંતરજામી=મનની વાત જાણનાર પ્રભુ
ભાવટ ભાંગી=દુઃખનો નાશ કર્યો
ભૂધર=પૃથ્વી ધારણ કરનાર પ્રભુ

( ૧ ) હે ભાઇ ! મનમાં સુખ દુઃખ કાંઇ પણ લાવવાં નહિ. ( સુખ દુઃખ એ તો ફક્ત મનની કલ્પનાજ છે. ) કારણ કે એ તો જન્મથીજ શરીર સાથે ચોટેલાં છે, વળી તે પ્રભુનાં ચોટાડેલાં છે, તે કોઇનાથી મટાડયાં મટે તેમ નથી, માટે સુખ દુઃખ મનમાં લાવવાં નહિ.

( ૨ ) નળ રાજા જેવો કોઇ પુરૂષ નથી. જેની દમયંતી રાણી નામે હતી, તો પણ તેઓ અર્ધે લુગડે રખડયાં, અને અન્ન ને પાણી પામ્યાં નહિ; માટે સુખ દુઃખ મનમાં લાવવાં નહિ.

( ૩ ) પાંચ પાંડવ જેવા ભાઇઓ હતા, અને જેને દ્રૌપદી રાણી હતી, તેમને પણ બાર વરસ વનવાસ ભોગવવો પડયો, અને આંખમાં ઉંઘ પણ લાવ્યા નહિ. માટે સુખ દુઃખ......

( ૪ ) સીતાના જેવી સતી નહિ. જેના રામચંદ્રજી જેવા સ્વામી હતા; તેને પણ રાવણ હરણ કરીને લઇ ગયો, તેથી સતી ઘણું દુઃખ પામી. માટે સુખ દુઃખ......

( ૫ ) રાવણ જેવો બળવાન રાજા હતો, જેની મંદોદરી નામે રાણી હતી. તેનાં દશ માથાં પણ કપાઇ ગયાં, અને બધી લંકા લૂંટાઇ ગઇ. માટે સુખ દુઃખ......

( ૬ ) હરિશ્ચંદ્ર રાજા સત્યવાદી હતો, તેની તારાલોચની નામે રાણી હતી, તેમને એટલાં બધાં દુઃખ પડયાં કે નીચ માણસને ઘેર પાણી ભરવાં પડયાં. માટે સુખ દુઃખ......

( ૭ ) એવું જાણીને હે ભાઇ! પ્રભુને ભજો, તે મદદ કરશે. તમે જોશો તો, તેણે અગાઉ ઘણાને મદદ કરેલી છે. તેથી હરીને ભજવાથી કામ થશે. માટે સુખ દુ:ખ......

( ૮ ) સર્વ કોઇને માથે જ્યારે દુ:ખ પડયું, ત્યારે તેમણે પ્રભુને સંભાર્યા. તેથી નરસૈં મહેતાના સ્વામી પ્રભુએ તે બધાના દુ:ખનો નાશ કર્યો. માટે સુખ દુ:ખ મનમાં લાવવાં નહિ.

---

## પાઠ ૨૯ મો.

### લોભ વિષે.

| | |
|---|---|
| સરીતા=નદી | જગદીશ=પરમેશ્વર |
| નીર=પાણી | કરૂણા=દયા; કૃપા; મહેર |
| સિંધુ=દરિયો | જામે=આવે; લાવે; પ્રકટે |
| પુર્ણું=પુરેપુરૂં | ઘટતું=જોઇએ તેવું; યોગ્ય |
| તૃપ્તિ=સંતોષ | છતું=હોય તે; છતમાં |
| અંતરમાં=મનમાં | પાસનું=આગળનું. |

( ૧ ) ઘણી નદીઓનું પાણી દરિઆમાં જઇને સમાય છે, તો પણ દરિઆનું પેટ કોઇ દિવસ પુરેપુરૂં ભરાતું નથી.

( ૨ ) તેવીજ રીતે લોભી માણસને ધન મળે, તો પણ સંતોષ માનતો નથી; પાંચ મળ્યા હોય, તો પણ મનમાં દશની ઇચ્છા કરેછે.

( ૩ ) પણ પ્રભુએ દયા લાવીને સૌ સૌને જોઇએ તેટલું આપેલું છે, છતાં લોભી માણસ લોભને લીધે પોતાની પાસે હોય છે, તે પણ ગુમાવે છે.

---

## પાઠ ૩૯ મો.
## સ્વદેશ પ્રીતિ વિષે.

સ્વદેશ પ્રીતિ=પોતાના દેશ ઉપર પ્રેમ
ભારતભૂમિ=ભરતખંડ
ભરત રાજાના નામ ઉપરથી એ નામ પડેલું છે
વિષે=માં
બિચારો=ગરીબ
ભોમ=ભૂમિ; જમીન
પ્યારી=વહાલી
મુજી=ભાન વગરનો; સમજણ વગરનો
ભારે=બોજારૂપ; ભારરૂપ
દાઝ=લાગણી
શુષ્ક=સુકું
વજ્ર=કઠણ; પીગળે નહિ એવું
કદાપિ=કોઇ દિવસ
લક્ષ્મીવાળો=ધનવાન
વડો=મોટો
વૈભવી=વૈભવવાળો; સુખ સંપત્તિવાળો
રૂપાળો=સ્વરૂપવાન
પ્રમાણે=પેઠે; રીતે
વિવેકી=વિનયવાળો
ટાળે=મટાડે; ઓછાં કરે
પાળે=રક્ષણ કરે; સાચવે
કલ્યાણ=ભલું
લાભ=ફાયદો
લેખે=ગણે, માને
પૂરા પ્રેમથી=ખરા હેતથી
પેખે=જુએ
વિદ્વતા=વિદ્વાનપણું
વાપરી=કામે લગાડી
દેશ દાઝે=દેશના ભલા માટે અંતરમાં લાગણી રાખીને
વૃથા=ફોકટ; નકામો
સ્વદેશાભિમાની=પોતાના દેશ માટે મગરૂરી રાખનાર
જન્મ=જીદગાની; અવતાર
ખોયો=ગુમાવ્યો
કમાણી=સાર્થક; પેદાશ
વિદેશે=પરદેશ
વસી=રહી
કાળ=વખત

આળી=કાઢી
ભાગ્યશાળી=નશીબવાન
વિયોગી=વિખુટા પડેલા
ભૂમિ=જન્મભૂમિ; જમીન

ભેટી=મળી
ભાવે=હોંશે
હર્ષ=આનંદ

( ૧ ) આ સારી ભારતભૂમિમાં હમેશાં રહ્યા છતાં આ મારો સારો દેશ, આ મારી સારી ભૂમિ, મને જીવથી ( અંતઃકરણથી ) પણ હમેશાં એ વહાલી છે, એવું જે કોઇ નથી બોલતો, એવો બિચારો કોણ હશે ? ( મતલબ કે એવો કોણ હોવો જોઇએ ? )

( ૨ ) જેને પોતાના દેશની જરા પણ લાગણી નથી, એવો સમજણ વગરનો ( મૂર્ખ ) પૃથ્વીને ભારે મારે છે. (મતલબ બોજારૂપ છે. ) જેનું હૃદય હમેશાં વજ્ર જેવું કઠણ છે, અને જાણે છે કે મારે કાંઇ પણ લેવું દેવું નથી. મતલબ કે મારે દેશ સાથે કાંઈ પણ સંબંધ નથી.

( ૩ ) કદાપિ તે બહુ ધનવાન, સ્વરૂપવાન અને મોટા રાજ વૈભવવાળો હશે, તો પણ તેને વિવેકી પુરૂષો વખાણશે નહિ. કારણ કે કાગડા અને કીડાની પેઠે તે પોતાનું પેટ ભરે છે.

( ૪ ) ખરો સ્વદેશાભિમાની તેજ કે જે દેશીઓનાં દુઃખ મટાડે, અને હજારો માણસોનું હમેશાં પાલણ કરે; વળી લોકોના ભલામાંજ પોતાનો ફાયદો ગણે; તો તેને ખરેખરા હેતથી કોણ ન જુએ ? ( મતલબ બધા હેતથી જુએ. )

( ૫ ) (વિદ્વાન હોઇને) દેશના ભલાને માટે પોતાની વિદ્વત્તાનો ઉપયોગ કર્યો નથી, ( ધનવાન છતાં ) લોકની આબરૂ રાખવાને માટે પાઇ પણ વાપરી નથી. વળી પોતાના દેશના ભલાને માટે

મગરૂરી ધરાવતાં છતાં, સ્વદેશાભિમાનનાં કામ કર્યાં નથી, તેણે પોતાની જીંદગાની ફોકટ ગુમાવીને ( મનુષ્ય જીંદગીનું ) શું સાર્થક કર્યું ? ( મતલબ કાંઇ સાર્થક કર્યું નહિ. )

( ૬ ) જે સારો ભાગ્યશાળી ( પુરૂષ ) પરદેશમાં ઘણો વખત રહીને પાછો પોતાના દેશમાં જાય, અને જ્યારે વિખુટાં પડેલાં પોતાનાં સગાં વહાલાં તથા સ્વદેશ ભૂમિને હેતથી મળે, ત્યારે કહો કે આનંદનાં આંસુ કોને ન આવે ? ( મતલબ હર્ષનાં આંસુ બધાને આવે. )

---

## પાઠ ૪૬ મો.

### નરસિંહ મહેતાની ઉના ગામમાં પધરામણી.

ધાઇ=દોડી
ભાવે=હોંશે; હેતે
ભેટયા=મળ્યા
ભ્રાત=ભાઇ
સાથ=કુટુંબ, મંડળ
સામગ્રી=સામાન; ચીજો; જણસો
વશેક=વધારે; ઝાઝા
વસમો=કઠણ; અઘરો
ઠામ=ઠેકાણું
છાજ=છણું
દોદશ=બને બાજુ
વૈષ્ણવ=વિષ્ણુ ધર્મ પાળનાર
તાત=બાપ

હસણી=ઠેકડી કરનાર; મશ્કરીખોર
વધારો=બાકી
સુંદરી=સ્ત્રી
સાથ=સોબત
ફુટડો=રૂપાળો
તુઠડો=પ્રસન્ન થયેલો
મરડે=મલકાય
શબ્દ=અવાજ; ગણગણાટ
ચંગ=કાંસાજોડ; કરતાળ
પટકે=ઘુમટે
કાષ્ટ=લાકડાં
કૌતક=મજા; અજાયબી
ટોળ=હાંસી; મશ્કરી

ફજેત=ઇજ્જતભંગ; આબરૂ વગરનો
મરમ=મશ્કરી; ભેદ
લજાવ્યું=ખોળ્યું
કઠણબોલ=આકરાં વચન; મન દુખાય એવાં વચન
મચ્છર=છર; તોર
પુઠળ=પછવાડે; પાછળ; વાંસે
બડબડો=બકો; લવો
લખેશરી=લક્ષાધિપતિ; ધનવાન; પૈસાવાળો
ખપ=કામ
રાંક=ગરીબ
મેર=મેરૂ પર્વત
મનમાને=મરજીમાં આવે; મન કબુલ કરે.

( ૧ ) નરસિંહ મહેતો આવ્યાનું સાંભળીને શ્રીરંગ મહેતો દોડીને આવ્યા, અને બંને વેવાઇઓ હેતથી મળ્યા, વળી જમાઇ અને જમાઇનો ભાઇ મળ્યા, તથા બધા નાગરનું કુટુંબ મળ્યું.

( ૨ ) બધા કપટથી મળીને પાછા ખસી જાય છે, અને મહેતાનો સામાન જોઇને હસે છે; જ્યાં ઘણા ચાંચડ અને મચ્છર હતા એવું ઘર તેમને ઉતરવાને આપ્યું.

( ૩ ) ઢેકાઢળીઆવાળો મારગ આકરો હતો, અને તેના (છાપરા) ઉપર એકે નળીયું નહોતું. છજું બળી ગયેલું અને વળીઓ જુની હતી. વળી બંને બાજુની ભીંતો નમી ગએલી હતી.

( ૪ ) જ્યાં ઘણા માકણ અને ઘણા જુઆ હતા, એવા ઘરમાં મહેતાને ઉતારો આપ્યો. વેવાઇ ઉતારો કરીને ગયા, એટલે મશ્કરીખોર નાગરની નાત બોલવા લાગી.

( ૫ ) કુંવર વહુનો બાપ વૈષ્ણવ છે, તો તેમનાં દર્શન કરવાથી (જોવાથી) પાપ જતાં રહેશે. ( એમ જાણી આઓ ) ઘેરઘરથી આનંદભેર મહેતાને જોવા માટે નીકળી.

( ૬ ) તેઓ ખોટા ભાવથી મહેતાને પગે લાગતા, અને કહેતા કે ઠીક થયું જે તમે આંહી આવ્યા. માંહોમાંહે સ્ત્રીઓ વાતો કરતી, કે મહેતાને જોયાથી જાણે પ્રભુ દીઠા.

( ૭ ) તેના સોબતીઓ જુઓ કેવા રૂપાળા છે ! જાણે એને પ્રભુ પ્રસન્ન થયા હોયની ! ! ! હવે કુંવર વહુનું બધું દુઃખ જતું રહ્યું એમ કહીને મોઢું મરડતાં.

( ૮ ) મહેતાજીના બળદ તો જુઓ, તેના ઉપર કેટલી બધી બગાઇઓ ગણગણે છે ? મંડપમાં આવીને ઝાંઝ વગાડશે, એટલે નાગરી નાતમાં રંગ રહેશે.

( ૯ ) લુગડે બાંધેલી કરતાળની આ ગાંસડી વળગાડેલી લટકે છે; તુળસીના લાકડાનો એ ભારો છે, હવે મામેરામાં શું બાકી છે ?

(૧૦) છાબમાં તુળસીદળ મુકી ઉભો રહીને શંખ વગાડશે, સાધુઓ પ્રભુના ગુણ ગાશે, એટલે મામેરૂં પૂરૂં થશે.

(૧૧) આ પ્રમાણે નાગરી નાત મઝાક કરતી, અને ચેષ્ટા કરીને પાછી વળતી. મામેરૂં લઇને મારો બાપ આવ્યા છે, એવી વાત કુંવરબાઇએ જાણી.

(૧૨) તેથી ( બાપને ) મળવાને માટે ઉતાવળી દોડી, એટલે તેની નણદ મરમમાં હસીને બોલી, કે બાપ દીકરીને આટલું બધું શું હેત, કે નકામો ફજેત કરવા આવ્યો છે ?

(૧૩) તેણે પોતાની સાત પેઢીનું નામ બોળ્યું. તેની સાથે આ વેરાગીઓનું શું કામ હતું ? શું મળવાને માટે એકલાં જાઓ છો ? પણ એ બાપથી તો બાપ વિનાનાં સારાં.

(૧૪) એવાં આકરાં વચન સાંભળીને કુંવરબાઇ પાછી વળીને બોલી કે નણુદી! તમારે આટલો બધો મદ શો? હે બાઇ! પછવાડે શું બડબડો છો ?

(૧૫) જેનો બાપ સુખી હશે તે દીકરીને ઘણો લાભ હશે. કોઇનો બાપ લક્ષાધિપતિ હોય, તે મારે શું કામ આવે?

(૧૬) મારો ગરીબ બાપ મારે ઘેર આવ્યો, તો મારે તેનું એક કાપડું સોનાના મેરૂ જેટલું છે. તમે મરજીમાં આવે તેમ બોલો, પણ મારે તો એ બાપ જીવતો રહો.

---

## પાઠ ૪૯ મો.

### ઇશ્વર સ્તુતિ.

| | |
|---|---|
| સ્તુતિ=ગુણગાન ગાવા | રચના=બનાવટ; ખુબી |
| નિદ્રામહીં=ઉંઘમાં | તેજસ્વી=પ્રકાશવાળા |
| તન=શરીર | શશી=ચંદ્રમા |
| ભાન=શુદ્ધિ; ખબર | પ્રકાશતા=અજવાળું આપતા |
| પુરણ=પુરેપુરૂં | જીવનશક્તિ=જીવનબળ |
| રક્ષણ=જતન; સંભાળ | મેઘ=વરસાદ |
| પ્રભાત સમયે=સવારના વખતે | તિમિર=અંધારૂં |
| પ્રથમે=પહેલાં | ભમી=ફરી |
| સ્મરૂં=સંભારૂં; યાદ કરૂં | આરામ=વિસામો; નિરાંત |
| કાર્યો=કામ | ભરનીંદ=સારી ઉંઘ |
| પાલન=પોષણ | શ્રમ=મહેનત |
| કાજે=માટે | નિયમિત=નિયમસર |

| | |
|---|---|
| વૃષ્ટિ=વરસાદ | પાવક=અગ્નિ |
| ફુલાઇ=પ્રફુલ્લિત થઇ | ઇશ=પરમેશ્વર |
| સૃષ્ટિ=દુનીઆં | વડી=મોટી |
| કઠિન=આકરાં; અઘરાં | સાધન=સગવડ |
| કષ્ટ=દુ:ખ | થાપી=મુકી |
| અનેક=ઘણાં | સદૈવ=હંમેશાં |
| સૃજ્યાં=બનાવ્યાં | સદ=સારી |
| ચાકરી=સંભાળ | સંશય=શક; શંકા; વહેમ |
| નીતિપંથ=ન્યાયનો માર્ગ | ચરણે=પગે |
| જીવન=જીંદગીનાં સાધન | ઠરૂં=રહું |

(૧) હું જ્યારે ઉંઘમાં હતો, ત્યારે મારા શરીરનું મને જરાએ ભાન નહોતું. તે વેળા જુઓ કે, જેણે મારૂં પુરેપુરૂં રક્ષણ કર્યું, તેવા પ્રભુને હું સવારના સમયમાં પહેલાં સંભારૂં; ત્યાર પછી દિવસનાં બધાં કામો કરૂં.

(૨) એ પ્રભુ (બધા) જીવોનું હમેશાં પ્રેમથી પોષણ કરે છે, અને (બધાં) પ્રાણીને માટે આ જગતની રચના તેણે બનાવેલી જણાય છે. અજવાળું આપનારા ચંદ્ર અને સૂર્ય રોજ પ્રકાશી તમામ જીવોની જીવન શક્તિમાં વધારો કરે છે.

(૩) (સૂર્ય ચંદ્ર) રાત દહાડો આકાશમાં ફરીને અંધારૂં ટાળે છે, અને એક પળવાર પણ આરામ લેતાં નથી. આખા દિવસની મહેનતથી બધાં પ્રાણીઓ થાકી જાય છે, તેમને ભરપૂર (ખુબ) ઉંઘ લાવી સારી રાત સુખ આપે છે.

(૪) વરસાદનું મંડળ નિયમસર વરસાદ વરસાવે છે, તેથી

સંતોષ અને આનંદમાં દુનિયાં પ્રફુલ્લિત બને છે. પૃથ્વી વનસ્પતિવડે પૈસો અને અનાજ આપે છે, (વનસ્પતિથી ધન અને ધાન્ય જમીનમાંથી મળે છે) અને પ્રાણીઓનાં ઘણાં કઠણ દુઃખ મટાડે છે.

(૫) પરમેશ્વરે પવન, પાણી અને અગ્નિ કેવાં બનાવ્યાં છે!! એ ત્રણે પ્રાણીઓનું હમેશનું જીવન છે. માણસની સંભાળ એ ત્રણેને આપેલી છે. (માણસની સંભાળ લેવાનું કામ એ ત્રણે એટલે પવન, પાણી ને અગ્નિને સોંપેલું છે.) આહા! સુખના સાધનને માટે (પરમેશ્વરે) કેવી રચના કરેલી છે?

(૬) હે પ્રભુ! માણસને મન અને બુદ્ધિ આપેલી છે, અને બધાં પ્રાણી ઉપર તેની (માણસની) સૌથી મોટી સત્તા મૂકેલી છે. આવું સારૂં પોષણ જે હમેશાં કરે છે, તેને (પ્રભુને) ભુલી જઇને જે ભજે નહિ, તે પાપી માણસ છે.

(૭) હે પ્રભુ! હું સારી બુદ્ધિ અને નીતિને માર્ગે ચાલવા માગું છું. વળી મને ભુલાવામાં નાંખનારી મારી બધી શંકાઓ મટાડો. મારો ધર્મ (ફરજ) માનીને બધાં કામ કરૂં, અને સાચી ભક્તિથી (ખરા મનથી) પ્રભુના પગમાં રહું. (પ્રભુની સેવામાં રહું.)

---

## પાઠ ૫૫ મો.

### સમસ્યા.

| | |
|---|---|
| સમસ્યા=સંકેતમાં કહેવું તે | વૃષભ=બળદ |
| શિર=માથું | વાહન=બેસવાનું |
| કોટ=ડોક | વિણ=વિના; વગર |
| રૂંઢ=ખોપરી | ભૂપાળ=પૃથ્વીનો પાળનાર; રાજા. |

નીરશું=પાણી સાથે
નેહ=પ્રીત; હેત; સ્નેહ
દિનાદન=દિવસે દિવસે
દાખવે=દેખાય; જણાય
ઉત્તમ=શ્રેષ્ઠ; સૌથી સારૂં
પરવરે=ચાલે; જાય
ઉજ્વળ=ધોળો
અંગે=શરીરે
ઓપતો=શોભતો; દીપતો
જામો=વાઘો; અંગરખું
ફાળ=છલંગ; કુદકો
મૃગ=હરણ
શ્વાન=કુતરો
ચતુરસુજાણ=ડાહ્યા માણસ
શુક્રાચાર્ય=દૈત્યના ગુરૂ
હરનિશ=રોજ
મેડક=દેડકો
નિર્બળ=બળ વગરના
કોલ=કોયલ

ઉત્તર=જવાબ
કાયર=નાદાન; બીકણ
કર=હાથ
રક્ષણી=સાચવનારી
તારૂણી=જુવાન સ્ત્રી
પઢતો=ભણતો
ચેતજો=સમજજો
પંડિત=ભણેલો
પવિત્ર=ચોકખાં
વાચા=બોલવાની શક્તિ
વનવાસી=વનમાં રહેનારા
કામની=સ્ત્રી
કીર=પોપટ
ચરણ=પગ
સાયો=પકડયો
ગેંધાટ=ગોટમગોટા; ગુંચાયલો
વિચરે=ચાલે; જાય
વસમી વાટ=કઠણ રસ્તો
નર ધારીએ=જાણીએ

૫૯ જેના માથા ઉપર ગંગા રહે છે, અને ડોકમાં રૂંઢની માળા છે, એવા પૃથ્વીના પાળનાર શિવજી વિના બળદનું વાહન બીજું કોણ કરે ?

૬૦ જે એકવાર ભરાય છે ને એકવાર ઠલવાય છે. વળી હમેશાં પાણી સાથે પ્રેમ છે, અને રોજ રોજ ફરતું દેખાય છે, એ તો રેંટનું ચક્ર છે.

પ્ર૦ એક પુરૂષે બીજા પુરૂષને ગળ્યો, તેથી તેનું શરીર શોભે છે; એ તો ઘણો ઉત્તમ માણુસ છે. હે ડાહ્યા માણુસો ! તમે સમજો, ( કે એ શું હશે ? )

ઉ૦ જે પગ વિનાનો ચાલે છે, અને બધા માણુસો જેના પર પ્રેમ રાખે છે; વળી ઉજળો હોવાથી શરીરે શોભિતો લાગે છે, એ તો જામો છે.

પ્ર૦ થેકડા મારે છે, પણ હરણ નથી, તેમ સસલો કે કૂતરો પણ નથી. મોં ઉંચું છે, પણ મોર નથી. હે ડાહ્યા માણુસો ! તમે સમજો. ( કે એ શું હશે ? )

ઉ૦ એ શુક્રાચાર્યનું વાહન છે, અને રોજ પાણીમાં રહે છે; એને જીભ નથી, તોપણ બહુ બોલે છે. એ તો દેડકો કહેવાય છે.

પ્ર૦ નારી છે પણ બળ વગરની નથી. ( બળવાળી છે ). રંગે કાળો છે પણ કોયલ નથી. દરમાં રહે છે, પણ નાગણી નથી. એનો ઉત્તર કહો ?

ઉ૦ જે બ્રાહ્મણના હાથમાં શોભતી નથી, અને શૂરવીરને મન તો સહેલી છે. વળી આ ઉત્તમ દેહને જાળવનારી છે. એ તો સ્ત્રી જાતિની તરવાર છે.

પ્ર૦ ભણે છે પણ પંડિત નથી. કેદમાં છે, ( પાંજરામાં પુર્યો છે ) પણ ચોર નથી. તમે ડાહ્યા હો તો સમજો, કે તેનો રાગ મધુરો છે, પણ મોર નથી. ( તો એ શું હશે ? )

ઉ૦ પક્ષીઓની પવિત્ર જાતમાં હે ભાઇ ! જે વાણી બોલે છે, વળી વનમાં રહેનારાની સાથે વનમાં પેદા થાય છે. હે સ્ત્રી ! એ તો પોપટ છે.

પ્ર૦ હીંડે છે, પણ પગ નથી. ઉડે છે, પણ પાંખો નથી. લાખો માણસો પકડે, તો પણ રહેતો નથી. ( પકડાતો નથી. ) અને જેને બધાં આંખથી દેખે છે. ( તો એ શું હશે ? )

ઉ૦ તે ગગન તરફ ઉડે છે, ને ઘરમાં રૂંધ મુંધ કરે છે. ( ઘરમાં માણસને મુંઝાવે છે. ) હે માણુસ ! એને ધુમાડો જાણીએ. વળી તે સાંકડા રસ્તામાં થઇને પણ જઇ શકે છે.



## પાઠ ૫૭ મો.

### વર્ષા ઋતુનાં ચિન્હ.

| | |
|---|---|
| ઉકળાટો=અકારો; ઘામ | અધિક=વધારે |
| ભારી=ઘણો; બહુ | પસરો=ફેલાઓ |
| અભ્ર=વાદળાં | કમી=ઓછી |
| સકળ=બધા | પીગળાએ=ઓગળે |
| વૃષ્ટિ=વરસાદ | તજવીજ=તપાસ |
| ચાળા=ચિન્હ; નિશાની | પીત=પીળો |
| ચલ્લી=ચકલી | સૂર્યાસ્ત=સૂર્યનું આથમવું |
| પસરી=પહોળી કરી | ભાસ=દેખાવ |
| સાફ=ચોકખી | નૈઋત્ય=દક્ષિણ ને પશ્ચિમ વચ્ચેનો ખુણો |
| અરણુવ=સમુદ્ર; દરીઓ | ઉજળું=ધોળું |
| ઠંડ=ટાઢો | આસપાસ=આજુબાજુ |
| રસ=મધુર રાગ; મીઠો અવાજ | શીતાળા=ઠંડા; ટાઢા |
| યંત્ર=સતાર, સારંગી વગેરે વાજીંત્રો | |
| રૂપાળા=સારા; સુંદર | |

( ૧ ) ( જ્યારે ) ઘડીક ઘડીકમાં તડકો અને છાંયડો ફરતો જાય છે, વળી તાપ ( ગરમી ) ને લીધે પ્રાણીઓને ઘણોજ બફારો થાય છે; અને કાળાં વાદળાં આમથી તેમ બહુ દોડતાં જણાય છે. ત્યારે બધા માણુસો કહે છે કે, એ તો વરસાદ આવવાના ચાળા થાયછે.

( ૨ ) જ્યારે ચકલીઓ પોતાની પાંખો ધુળમાં ફડફડ ફફડાવે છે, અને બગલાઓ પોતાની ચોકખી પાંખ પહોળી કરીને બેસે છે, અને પક્ષીઓને સમુદ્ર તરફથી કાંઠા તરફ આવતાં દેખીએ; ત્યારે બધા માણુસો......

( ૩ ) જ્યારે રાત ને દહાડો ટાઢો વા ફરફર આવે છે, અને ઝાડો ડોલવાથી થરરર ખરરર એવો અવાજ થાય છે; અને વાજીંત્રોમાંથી સારા મધુર રાગ નીકળે છે, ત્યારે બધા માણુસો......

( ૪ ) જ્યારે હમેશના કરતાં વધારે ઠંડી ( ભીનાશવાળી ) હવા જણાય છે, અને ફુલમાં વધારે આવતી સુગંધી ફેલાય છે; છેટેથી ઘંટના ખાલી અવાજ થતા સંભળાય છે, ત્યારે બધા માણુસો......

(૫) જ્યારે ગરમી ઓછી થાય, અને હવાથી ખાર ઓગળી જાય; અને ઉધઇ, કીડીઓ, મંકોડા જોસભેર બહાર નીકળી આવે છે, અને પક્ષીઓ માળા બાંધવાને તજવીજ કરતાં જાય છે, ત્યારે બધા માણુસો......

( ૬ ) જ્યારે સૂર્ય આથમ્યા પછી અને ઉગતી વખતે આકાશનો રંગ પીળો થઇ સારૂ મેઘ ધનુષ્ય જણાય છે, અને ચંદ્રની આજુબાજુ મોટું ધોળું કુંડાળું દેખાય છે, ઇશાનમાં ઘણી વિજળીઓ થાય છે, અને નૈઋત્ય ખુણામાં ઠંડો પવન વાય છે. ત્યારે બધા માણુસો......

---

## પાઠ ૫૯ મો.

### રાજગીત.

દેવ=પ્રભુ
મહારાજા=મોટા રાજેંદ્ર
પ્રૌઢ=ઘણા મોટા
રક્ષ=રક્ષણ કરનારા
જયવંત=જશવાળા
મસ=ઘણાં
યશ=આબરૂ
લંબાવ=ટકાવ
વેરી=દુશ્મન; શત્રુ
વિખેરવા=નાશ કરવા
રૂઠ=ગુસ્સે થા; કોપાયમાન થા
આણ=લાવ
કાળ=મોત
બંધપાડ=મટાડ
દ્વેષ=ઝેર; ખાર; અદેખાઇ
જંપ=શાંતિ; નિરાંત
સંપ=હળીમળીને રહેવું તે
સધો=થાઓ
કલ્યાણ=ભલું
સર્વ કાળ=બધે વખતે
ગંજ=ઢગલો
શ્રેષ્ઠ=ઉત્તમ
જાથુ=હમેશાં; કાયમ
ક્ષેમ=આરોગ્ય; કુશળ
સદ્દભિમાને=ઉત્તમ લાગણીથાં
પૂજ્ય=શિરોમણી; પૂજવા લાયક
પ્રત્યે=ઉપર
પાંખમાં=પડખામાં
રાજેશ્વર=મોટા રાજા
ધર=રાખ
શક્તિમાન=સત્તાવાળા
મહાજ્ઞાની=મોટા જ્ઞાનવાળા
શુભકાર=સારૂં કરનારી
પાર=છેડો; અંત
એકદીલ=ખરા મનથી
સ્વીકાર=માન; કબુલ કર
રાજભક્ત=વફાદાર

(૧) હે પ્રભુ! તું મોટા રાજેંદ્રનું રક્ષણ કરજે. એ ઘણા મોટા રાજા વધારે વરસ જીવજો. હે પ્રભુ તું રાજાનું રક્ષણ કરજે.

એમને વધારે આબરૂવાળા કરજે, અને સુખ અને કીર્તિનો જશ આપજે; વળી તેનું રાજ વધારે વરસ ટકાવજે. હે પ્રભુ! તું રાજાનું રક્ષણ કર.

( ૨ ) હે જગતના બનાવનાર પ્રભુ ! તું ઉઠ અને ગુસ્સે થઇ દુશ્મનનું જડ મુળ કાઢી નાંખી તેમનો નાશ કર.

કજીઆ અને વેર બધે ઠેકાણે મટાડો, અને હુન્નર અને જ્ઞાનમાં વધારો કરો, વળી અમારે ઘેર જંપ અને સંપ થાઓ, અને બધે ઠકાણે હંમેશાં સારૂં થાઓ.

( ૩ ) મહારાજા જ્યોર્જ ઉપર હમેશાં બળ, આબરૂ અને આરોગ્યતાના ઉત્તમ દાનનો તું ઢગલો કર.

રાજા અને ગરીબ ઉત્તમ લાગણીથી એમનું રાજ્ય પુજ્ય ભાવ ગણે અને જ્યાં ત્યાંના લોકો તેમના નામ ઉપર બહુજ પ્રેમ લાવે.

(૪) હે પ્રભુ ! એ મોટી શક્તિવાળા રાજેંદ્રને તારા પડખામાં રાખ. અમારા સ્વામી મોટા જ્ઞાનવાળા છે.

આ સારૂં કરનારી પ્રાર્થના પૂર્વથી પશ્ચિમ છેડા સુધી ખરા દીલથી રાજભક્ત તરીકે થાય છે. તે તું સ્વીકાર. હે પ્રભુ ! તું મોટા રાજેંદ્રનું રક્ષણ કર.

---

## પાઠ ૭૦ મો.

### ઋતુઓનું વર્ણન.

શીતળ=ઠંડો; ટાઢો
પેદા થાય=નીપજે
ધરે=ચોપડે; લગાવે
તંબોળ=નાગરવેલનાં પાન
ધરે=પહેરે
ઘટે=ઓછા થાય.
ભલીભાત=સારી રીતે
હોજ=પાણીની મોટી ટાંકી
ફુવારા=નીચેથી ઉંચે જઇ પાછું ધારમાં નીચે પડતું પાણી એ પાણી પડે તેને માટે કરેલી જે યુક્તિ તે
પંખા=વીંજણા
મીઠા=સારા
બોલ=વચન
વણતોલ=બહોળ;તોલ ન થાય તેટલો

| | |
|---|---|
| ખાસું=મજાનું | મલાર=એક રાગનું નામ |
| દીસે=દેખાય | ખેતીકાર=ખેડુત |
| ડુબાડુબ=છકછકાં; ડુબડુબાં; પાણીથી ભરપુર | ફુલાય=ખીલે |
| ઉચારે=બોલે | ચાખડીઓ=પગમાં પહેરવાનાં લાકડાનાં પાવલાં. |

(૧) શિયાળામાં ઠંડો વા વાય છે, પાન ખરે છે, અને ગઉં નીપજે છે. ગોળ, કપાસ અને કઠોળ થાય છે, લોકો શરીરે તેલ ચોળે છે, અને નાગરવેલનાં પાન ચાવે છે.

( ૨ ) લોકો શરીરે ડગલી પહેરે છે, અને શાલ ઓઢે છે. અને ગરીબ માણસોના ગાલ ફાટી જાય છે. શિયાળામાં દિવસ નાના અને રાત ઘણી મોટી હોય છે, અને શરીરમાં સારી રીતે બળ આવે છે.

(૩) ઉનાળામાં પાણી ( તાપને લીધે ) ઉંડાં જાય છે, અને તળાવ તથા નદીઓનાં પાણી સુકાઇ જાય છે. બધી વનસ્પતિને નવાં પાંદડાં આવે છે; તથા ફાયદાકારી સારાં કેસુડાં થાય છે.

(૪) ( ઉનાળામાં ) હોજ, ફુવારા અને બગીચા સારા લાગે છે, તેમજ સુખડ અને પંખો પણ વહાલાં લાગે છે; કોયલ મધુરાં વચન બોલે છે, ને તાપ ઘણોજ પડે છે.

(૫) ચોમાસું તો ખાસું મજાનું છે, ને દુનિયાં પાણીના ભરપૂર દેખાય છે; લોકો મલાર રાગ ગાય છે, અને ખેડુત લોકો ખેતરમાં વાવે છે.

(૬) ચંપા, ચંબેલી, જુઇ, જાય, અને ગુલાબનાં ફૂલ સારાં ખીલે છે; ચોમાસાના સુખને માટે છત્રી, પાવડીઓ અને હીંચોળા ખાટ છે. એ બધાં સારાં લાગે છે.

---

# पाठवार डिक्टेशनना अघरा शब्दो.

| | | |
|---|---|---|
| हिंद | शांति | जख्मा |
| विक्टोरीआ | उत्पन्न | पूछ्युं |
| जोर्ज | उद्यमी | नम्रता |
| चरित्र | युद्ध | विश्वासघाती |
| स्वर्गवास | सिपाई | सिसोदिआ |
| ज्येष्ठ | दरियाई | सूर्य |
| ग्रीनीच | हिंदुस्तान | प्रख्यात |
| विलायत | स्वामिभक्ति | इस्वीसन |
| निर्माण | प्रार्थना | दिवस |
| एलेकझांड्रा | रजपुतस्थान | रिवाज |
| पिता | निखालस | युक्ति |
| लग्न | नौकाशास्त्र | हृदय |
| प्रिन्स आल्बर्ट | विजयसींग | दूर |
| एडवर्ड | प्रदक्षिणा | निरांत |
| विचारवंत | आश्रय | भूमि |
| अभिमानी | किल्ला | दिल्ही |
| विद्याभ्यास | दिवाल | विकराळ |
| इच्छा | शूरा | निश्चय |
| बुद्धि | विश्वासु | पूर्ण |
| होंशि | गुप्त | विजोग |
| विषयो | भोंकी | आशिर्वाद |

कृपा
विनंती
सुमित्रा
वस्त्रो
मूर्छा
विदाय
बेशुद्ध
वसिष्ठऋषि
तिरस्कार
बिचारा
सिवाय
एंजीन
निरंतर
मिठाश
दूध
शक्ति
श्रेष्ठ
पुष्टि
निसासा
लाचुं
चित्त
मित्र
व्यवस्था

स्वच्छता
वृद्ध
स्थिति
प्रयत्न
चोक्खां
गृहस्थाई
चिट्ठीओ
प्रमाणिक
विरुद्ध
हिसाब
दिलासो
पवित्र
कृत्य
मिल्कत
धर्मिष्ठ
पुष्कळ
पत्थर
विना
मूढ
मूळ
फूल
भूत
भ्रूम

विषे
वर्तणुक
पृथ्वी
अतिवृष्टि
हिम
स्पर्श
जुक्ति
वनस्पति
अद्भूत
आश्चर्य
पर्वत
स्वप्नां
निराधार
विसात
नित्य
इंद्रिओ
ब्रह्मांड
चमत्कारी
सर्वव्यापी
मूर्ख
आयर्लांड
किनारे
कीर्तिस्तंभ

मिस्तरी
निर्भय
मूक्यो
लुच्चाई
खिन्न
सद्बुद्धि
शिक्षा
मिजाज
निंदा
कदापि
दुर्गुण
विक्रमाजीत
खून
निर्दोष
चितोड
पश्चिम
श्रावक
कल्पांत
सर्वस्व
परिणाम
निश्चे
चिंता
चित्र

जन्माष्टमी
अभिप्राय
निराश
हरिफाई
स्थिर
भाविक
हिंदु
प्रसन्न
नाळियेर
स्त्री
जन्मभूमि
निभाव
स्वतंत्र
नियमीत
अमूल्य
घाडियाळ
ईंग्लांड
डेन्मार्क
पत्नी
ड्यूक
सेनापति
कल्प्यो
अभिमाय

शिष्य
प्रश्न
कृति
विनोदी
महोल्लो
दक्षिणी
कच्छी
सिंधी
ब्राह्मण
दरज्जो
क्षत्रिय
शूद्र
काठियावाड
विधवा
पुनर्लग्न
विश्वामित्र
काम्य कुब्ज
मृगया
आश्रय
नंदिनी
अगणित
हिमालय
इंद्र

ब्रह्मर्षि
राजर्षि
निर्मळ
श्रम
सिद्धि
विघ्न
शिवाजी
फ्रान्स
विल्बरफोर्स
नौकासैन्य
भविष्य
विस्तारी
शिकार
सिंह
पूर्वदिशा
प्रतिबिंब
धूजतां
आगियार
अर्णाशुद्ध
सूंढ
विचित्र
मिनारा
महिमा

दुर्दांत
फूट
डुभर
बिमारी
प्रख्यात
चित्रकूट
विस्मय
निर्जीव
विद्वान
श्लोक
प्रतिदिन
पंडित
स्मरणशक्ति
स्तब्ध
मिनिट
अच्छेर
हानि
अमृत
विषय
भट्ठी
सद्गृहस्थ
नामांकित
भिष्मप्रतिज्ञा

हस्तीनापुर
प्रीति
मत्स्यगंधा
इस्लामी
मूर्ति
नृत्य
ख्याति
द्रव्य
अद्यापि
संग्राम
उद्धत
अग्निनौका
निशान
ओफिस
टिकीट
परबिडीआं
तिर्थरूप
चिरंजीवी
शिरनामुं
संपूर्ण
अभिमान
निष्ठा
बूज

पूर्वभाव
द्वारका
पाटलिपुत्र
बिहार
चंद्रगुप्त
मूळतत्वो
नीति
लिपि
हिंसा
हित
श्रवण
वृतांत
वृद्धि
गुर्जर रट्ट
जयशिखरी
सिद्धराज
जयसिंह
मूळराज
श्री स्थळ
सहस्रलिंग
देवगिरि
पश्चाताप
भूशिर

सुशोभित
श्रीमंत
विशाळ
किरण
दिवाळी
कमिश्नर
महाराष्ट्र
सह्याद्रि
रोगिष्ट
कोल्हापुर
डिरेक्टर
द्विपकल्प
लक्षाधिपति
विस्तार
सिप्री
प्रसिद्ध
कर्नल वुडिंग्टन
उष्णता
पित्तळ
आकृति
वज्रपत्र
विभाग
छिद्र

द्विदळ
सृष्टि
ओक्सिजन
क्रिया
पुष्टि
कृष्ण
चिन्ह
निर्धन
अमेरिका
ब्लीचिंग
विविध
सूक्ष्मदर्शक
क्विनिन
शियाजीराव
श्वास
आफ्रिका
पित्त
वार्षिक
ऋतु
रात्रि
शियाळो
मूळतत्वो
पौत्र

| काव्य ग्रंथ | उस्ताद | तद्दन |
|---|---|---|
| हृति | श्रीमंत | छिद्रालु |

---

# વ્યાકરણ.

હાલમાં ચાલતાં સુધારેલાં ધોરણ પ્રમાણે જે પદ્ધતિએ વ્યાકરણ શીખવવાનું સૂચવ્યું છે, તે પદ્ધતિને અનુસરીનેજ વ્યાકરણનો વિષય લખવામાં આવ્યો છે.

આ ધોરણમાં વાક્યના વિભાગો ( ઉદ્દેશ્ય, ઉદ્દેશ્યવર્ધક, વિધેય ને વિધેયવર્ધક, ) નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ ને અવ્યય; તથા નામને જાતિ, વચનને વિભક્તિ લગાડતાં તથા ટુંકા વાક્યો બનાવતાં આવડવું જોઇએ.

પ્ર૦ વ્યાકરણ કોને કહે છે?

ઉ૦ ભાષાના નિયમ બતાવનાર શાસ્ત્રને વ્યાકરણ કહે છે.

પ્ર૦ વ્યાકરણ શીખ્યાથી શું સમજાય છે?

ઉ૦ આ શુદ્ધ કેમ, ને આ અશુદ્ધ કેમ? શુદ્ધ શી રીતે બોલવું અને શુદ્ધ શી રીતે લખવું. તે વ્યાકરણ શીખ્યાથી સમજાય છે.

પ્ર૦ વ્યાકરણના કયા કયા ભાગ થાય છે?

ઉ૦ અક્ષરવિચાર, શબ્દવિચાર ને વાક્યવિચાર.

પ્ર૦ વ્યાકરણના આ પ્રમાણે ત્રણ ભાગ શા કારણથી થાય છે?

ઉ૦ અક્ષરથી શબ્દ બને છે, શબ્દથી વાક્ય બને છે, અને વાક્યથી ભાષા બને છે. તેથી વ્યાકરણના મુખ્ય ત્રણ ભાગ થાય છે.

પ્ર૦ અક્ષર કોને કહે છે?

ઉ૦ આપણે જે બોલ બોલીએ છીએ, તેને જે નિશાનીઓની મદદ વડે લખી બતાવીએ છીએ, તે નિશાનીઓને અક્ષર કહે છે.

પ્ર૦ અક્ષરના કયા કયા પ્રકાર છે

ઉ૦ અક્ષરના ત્રણ પ્રકાર છે. ૧ મૂળાક્ષર, ૨ બારાક્ષરી, ૩ જોડાક્ષર.

પ્ર૦ મૂળાક્ષર કોને કહે છે?

ઉ૦ જે અક્ષરની સાથે બીજો કોઇ અક્ષર મળેલો ન હોય તેને મૂળાક્ષર કહે છે.

પ્ર૦ મૂળાક્ષરના કયા કયા ભાગ છે

ઉ૦ સ્વર અને વ્યંજન.

પ્ર૦ સ્વર કોને કહે છે?

ઉ૦ બીજા અક્ષરની મદદ વગર જેમના ચોકખા ઉચ્ચાર થાય છે. એટલે જે અક્ષરોના ઉચ્ચાર કરવામાં બીજા કોઇ પણ અક્ષરની મદદ લેવી પડતી નથી તેને. સ્વર ૧૧ છે. અ, આ, ઇ, ઈ, ઉ, ઊ. ઋ, એ, ઐ, ઓ, ઔ.

પ્ર૦ અનુસ્વાર કોને કહે છે?

ઉ૦ સ્વર ઉપર જે મીંડું મુકવામાં આવે છે તેને અનુસ્વાર કહે છે. જેમ—અં.

પ્ર૦ વિસર્ગ કોને કહે છે?

ઉ૦ સ્વર આગળ જે બે મીડાં મૂકવામાં આવે છે તેને વિસર્ગ કહે છે. જેમ—અઃ

પ્ર૦ વ્યંજન કોને કહે છે?

ઉ૦ જે મૂળાક્ષરોનો ઉચ્ચાર સ્વરની મદદ લીધા વગર ચોકખો બોલી શકાતો નથી તેને વ્યંજન કહે છે. વ્યંજન ૩૪ છે. જેમ-ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, ચ્, છ્, જ્, વગેરે.

પ્ર૦ સ્વરના કયા કયા ભેદ છે?

ઉ૦ હ્રસ્વ કે લઘુ અને દીર્ઘ કે ગુરૂ. અ, ઇ, ઉ, ઋ એ હ્રસ્વસ્વર છે. અને આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, એ સાત દીર્ઘ સ્વર છે.

પ્ર૦ બારાક્ષરી કોને કહે છે?

ઉ૦ વ્યંજનની સાથે જુદા જુદા સ્વર મળવાથી તેનાં જે જુદાં જુદાં રૂપ થાય છે, તેને બારાક્ષરી કે બારાખડી કહે છે. આ સ્વર આખા જોડવામાં આવતા નથી, પણ તેની અમુક નિશાનીઓજ જોડવામાં આવે છે.

પ્ર૦ જોડાક્ષર કોને કહે છે?

ઉ૦ બે અથવા વધારે વ્યંજનો વચમાં સ્વર આવ્યા વગર એકઠા જોડાયાથી જે રૂપ થાય, તેને જોડાક્ષર કહે છે. જેમ ક્, ર્, ને અ મળીને ક્ર, પ્, ન્, ને અ મળીને પ્ન; શ્, ન્, ને અ મળીને શ્ન.

## શબ્દ વિચાર.

પ્ર૦ શબ્દ કોને કહે છે?

ઉ૦ એક કે વધારે અક્ષરો ભેગા મળ્યાથી કાંઇ પણ અર્થ સમજાય તેને.

પ્ર૦ શબ્દના વર્ગ કયા કયા છે?

ઉ૦ નામ, વિશેષણ, સર્વનામ, ક્રિયાપદ ને અવ્યય.

પ્ર૦ નામ કોને કહે છે?

ઉ૦ જે શબ્દ વડે પ્રાણી, પદાર્થ, વનસ્પતિ વગેરે સમજવામાં આવે છે, તેને નામ કહે છે. જેને માટે કંઇક કહેવામાં આવે છે, તેનું કોઇપણ નામ પાડેલું હોય છે. નામ પાડવાથી પ્રાણી, પદાર્થ, વનસ્પતિ અને ગુણ વગેરેની ખબર પડે છે. માણસ, પશુ, પક્ષી, ઝાડ, વેલા, છોડ, જીવ, દયા, પ્રેમ, બળ, ગળપણ વગેરે નામો છે. માણસ, તારાચંદ, ગાય, કબુતર, ઘોડો, માછલાં, એ પ્રાણીનાં નામ છે. ઝાડ, છોડવા, વેલા એ વનસ્પતિનાં નામ છે. સોનું, રૂપું, મેજ, ખુરશી, ઈંટ, લાકડું, ઘડીઆળ એ પદાર્થનાં નામ છે; અને જીવ, દયા, પ્રેમ, દુઃખ, વડાઇ, ભલાઇ, એ નામ વિચાર કરવાથી માલમ પડે છે. કેમકે તે ગુણ અથવા ભાવ ઉપરથી

થયેલા નામો છે.

પ્ર૦ નજરે ન દેખાય પરંતુ વિચાર કરવાથી માલમ પડે એવાં નામ ક્યાં છે ?

ઉ૦ પરમેશ્વર, ધર્મ, વિદ્યા, ગુણ, અવગુણ, આબરૂ, વહેમ, સુખ, દુઃખ, ભુખ, તરસ, બોલી, બોલ, રમત, ગમત, મજા, શ્રમ, મન, તન, અંગ, કસરત, તાપ, ટાઢ, અજવાળું, અંધારૂં, લાભ, નુકસાન, હાર, જીત, મારામારી, લડાઇ, ધબાકો, ગરબડાટ, અવાજ, ફિકર, સંતોષ, ગરમી, ગાઢ, ક્રોધ, આગ, લાય, અથાણું, ભડકો, તેજ, વખત, બુદ્ધિ, ગંધ, વાસ, પવન, હિંમત, મીઠાશ, ખારાશ, કડવાશ, તીખાશ, ગળપણ, કાળાશ, ભલાઇ, ભુંડાશ, ભણતર, માવતર, મત, ચાલ, સમજણ, રોગ, સંતાપ, ગરજ વિગેરે.

પ્ર૦ સર્વનામ કોને કહે છે ?

ઉ૦ નામને બદલે જે શબ્દ વાપરવામાં આવે છે તેને સર્વનામ કહે છે. હું, તું, તે, આપણ, આપ, પોતે અને કોણ એ સર્વનામ છે.

પ્ર૦ સર્વનામ ઓળખવાની રીત કયી છે ?

ઉ૦ મોતીલાલ હિસાબ ગણતો હોય, તેને પૂછીએ કે તું શું કરે છે. તે એમ નહિ કહે કે મોતીલાલ હિસાબ ગણે છે. પણ કહેશે કે હું હિસાબ ગણું છું. આમાં મોતીલાલને ઠેકાણે હું શબ્દ આવેલો છે માટે હું સર્વનામ. મગન છગનને કહે કે ચોપડી લાવ; પણ છગનના નામ વગર બોલવું હોય તો કહે કે–તું ચોપડી લાવ. આમાં છગનને ઠેકાણે તું શબ્દ આવેલો છે માટે તું સર્વનામ. છગનલાલ કનુને કહેતો હતો કે મનુ ગાતો હતો. હવે નામ વગર કહે કે–તે ગાતો હતો. આમાં મનુને ઠેકાણે તે શબ્દ આવેલો છે, માટે તે સર્વનામ. આ કોટ ચીમન પોતે પહેરે. આમાં પોતે એટલે ચીમન પોતે. માટે પોતાપણું વાપરવું હોય તો પોત સર્વનામ વપરાય છે. છગન ગામથી આવ્યો. આમાં ગામથી કોણ

આવ્યો ? છગન. આમાં કોણ એ શબ્દ છગનને ઠેકાણે આવ્યો; માટે કોણ એ સર્વનામ.

પ્ર૦ મુખ્ય સર્વનામ ઉપરથી બીજાં ક્યાં સર્વનામ થાય છે ?

ઉ૦ હું ઉપરથી મેં, મને, મારે, અમને, મારો, મારી, મુજ, મુજને. તું ઉપરથી તેં, તને, તારે, તમને, તમારો, તમારી, તમે, તુજ, તને, તુજને. તે ઉપરથી તેઓ. તેમને, તેણે; તે, ને બદલે એ પણ વપરાય છે.

પ્ર૦ વિશેષણ કોને કહે છે ?

ઉ૦ જે શબ્દ બીજા શબ્દનો ગુણ કે સંખ્યા બતાવે છે; અથવા જે નામને ઓળખાવે છે, તેને વિશેષણ કહે છે. ગુણ બતાવે તે ગુણ વિશેષણ, અને સંખ્યા બતાવે તે સંખ્યા વિશેષણ.

પ્ર૦ ગુણ વિશેષણના દાખલા આપો.

ઉ૦ રાતી ગાય ચરે છે, એમાં રાતી એ ગાયનો ગુણ છે માટે રાતી વિશેષણ. ધોળું કબુતર ઉડે છે, ગળી કેરી ખાધી, ઉંચો દરવાજો પડ્યો, લાલ ઘોડો દોડે છે, મીઠાં લીંબુ આણ્યાં, ભલો માણસ આવ્યો, ગોળ લખોટો લીધો, ઉંનું પાણી આપ્યું, ગરમ ખોરાક ખાધો, તીખું શાક ન ખાધું, આંધળો માણસ જાય છે, એમાં ધોળું, ગળી, ઉંચો, લાલ, મીઠાં, ભલો, ગોળ, ઉંનું, ગરમ, તીખું ને આંધળો એ શબ્દો ગુણ બતાવે છે, માટે તે ગુણ-વિશેષણ કહેવાય.

પ્ર૦ સંખ્યા વિશેષણના દાખલા આપો.

ઉ૦ એક હાથી આવે છે, બે ઉંટ જાય છે, પાંચ ઘોડા વેચ્યા, બાર કૂતરા પાળ્યા, પાંચમો છોકરો અહીં આવે, બેવડો લાભ મળ્યો, અરધો કાગળ ફાડ્યો, પાંચસો મણ પાક્યું, ચોવડું લુગડું વાળ્યું. એમાં એક, બે, પાંચ, બાર, પાંચમો, બેવડો, અરધો, પાંચસો, ચોવડું એ સંખ્યા બતાવે છે, માટે તે સંખ્યાવાચક

વિશેષણ કહેવાય છે.

પ્ર૦ વિશેષ્ય કોને કહે છે?

ઉ૦ વિશેષણ જે નામનો ગુણ બતાવે છે, તે નામ તેનું તેનું વિશેષ્ય કહેવાય છે. જેમ ભલો માણસ; એમાં ભલો વિશેષણ ને માણસ એ વિશેષ્ય છે. મોટો લોટો, એમાં મોટો વિશેષણ ને માણસ એ વિશેષ્ય છે. મોટો લોટો, એમાં મોટો વિશેષણ ને લોટો એ વિશેષ્ય. સાદો ખોરાક, એમાં સાદો વિશેષણ ને ખોરાક એ વિશેષ્ય. લાલ લૂગડું, એમાં લાલ વિશેષણ અને લૂગડું એ વિશેષ્ય છે.

પ્ર૦ ક્રિયાપદ કોને કહે છે?

ઉ૦ જે શબ્દ ક્રિયા અથવા સ્થિતિ બતાવે છે, અથવા જે પદ કે શબ્દથી કોઇ પણ જાતની ક્રિયા બતાવાય છે તેને ક્રિયાપદ કહે છે. ક્રિયા=કામ અને પદ=શબ્દ એટલે કંઇ પણ કામ બતાવનાર જે શબ્દ તે ક્રિયાપદ છે.

પ્ર૦ ક્રિયાપદ આવે એવાં વાક્યો બોલો.

ઉ૦ ભેંસ બરાડે છે, ગાય ચરે છે, ઘોડો ચાલે છે, છોકરો ચોપડી વાંચે છે, પરસોતમ દીલ્લી ગયો. આમાં ભેંસ, ગાય, ઘોડો, છોકરો, પરસોતમ એ કાંઇ કામ કે ક્રિયા કરે છે. અને તે બરાડે છે, ચરે છે, ચાલે છે, વાંચે છે, ગયો, એ શબ્દોથી તે ક્રિયા સમજાય છે માટે તે ક્રિયાપદ છે.

પ્ર૦ ક્રિયાપદના બીજા દાખલા આપો.

ઉ૦ આવ, જાય, બોલ, વાંચ, ખા, સૂ, બેસ, દોડ, સંતા, રમ, લખ, કહે, જમ, રહે, દે, મર, પડ, લડ, હસ, રો, ખમ, કૂદ, ભસ, બળ, આપ, લે, પી, જો, દેખ, ઉઠ, કર, બાળ, દાટ, ઉખાડ, વાસ, શરમા, ભૂલ, કનડ, ધમ, માન, વહે, ચર, ચાલ, વદ, ભમ, કરડ, નહા, બરાડ, ગણ, ભણ, વણ, ફેરવ, દોર, ખેંચ, તાણ, બાંધ, છોડ, હલાવ, ઉઠાવ, ઉખાડ, ઉપજ, વાટ, બોલાવ, વગેરે.

પ્ર૦ અવ્યય કોને કહે છે?

ઉ૦ જે શબ્દના રૂપમાં કાંઇ પણ વધઘટ ન થતાં જે હમેશાં પોતાને રૂપેજ રહે છે તેને અવ્યય કહે છે. અવ્યયને જાતિ, વચન ને વિભક્તિના પ્રત્યય લાગતા નથી.

પ્ર૦ અવ્યયના કેટલાક દાખલા આપો.

ઉ૦ ઝટ, અને, સુદ્ધાં, ઠીક, હા, જ્યાં, ત્યાં, ક્યાં, અથવા, તથા, કે, જો, પણ, માટે, તો, કદાચ, કેમકે, કેમજે, ન, નહિ, તથાપિ, અરે, આહા, હાયહાય, અધધધ, અરેરે, વાહ, વોયવોય, રે, બેશ, એટલે, ઉપર, નીચે, તળે, દૂર, અગાઉ, આસપાસ, આગળ, પાછળ, પછવાડે, પૂંઠે, માંહે, અંદર, નીચે, ઉંચે, વારૂ, હાશહાશ, વારૂ વારૂ, ભલે, શાબાશ, ધિક્ક, ફટ ફટ, છટ, ઓહો, હે, કિંવા અગર કાંજે, નીકર, ખરે, ખરેખાત, ચૂપ, પોઇશ, ધન્ય, હાઉ, હાંહાં, થુઃ, છીઃ, હત, પરંતુ, લીધે, વડે, વાસ્તે, વતે, મોઝાર, વચ્ચે, ભણી, તરફ, ગમ, લગણ, સરસ, ખસૂસ, કદાચ, રખે, ઘણું કરીને જ, હા, ના નવ, માં, આમ, એમ, તેમ, કેમ, જેમ, ધીમે, હવે, હાલ, પૂર્વે, કેડ, નજીક, અધવચ, પણે, હમણાં, હાલ વગેરે.

## વાકય વિષે.

પ્ર૦ વાક્ય કોને કહે છે?

ઉ૦ એક કે એકથી વધારે શબ્દથી બોલનારનો પૂરેપૂરો અર્થ સમજી શકાય, ત્યારે તેને વાક્ય કહે છે?

પ્ર૦ વાક્યના કયા કયા ભાગ છે?

ઉ૦ ઉદ્દેશ્ય અને ઉદ્દેશ્ય વર્ધક, ને બીજો વિધેય અને વિધેય વર્ધક.

પ્ર૦ ઉદ્દેશ્ય કોને કહે છે?

ઉ૦ જેને ઉદ્દેશીને કે મનમાં આણીને કહેવામાં આવે છે એટલે જેને માટે કહેવામાં આવેલું હોય તેને ઉદ્દેશ્ય કહે છે. જેમ મહેતાજી પાઠ વાંચે છે, એમાં મહેતાજી વિષે કહેવામાં આવ્યું છે માટે મહેતાજી એ ઉદ્દેશ્ય. સિપાઇએ ચોર ઝાલ્યો, પડઘમ

વાગે છે, એમાં સિપાઇ અને પડઘમ વિષે કહેવામાં આવ્યું છે, માટે સિપાઇ અને પડઘમ એ ઉદ્દેશ્ય છે.

પ્ર૦ ઉદ્દેશ્યવર્ધક કોને કહે છે?

ઉ૦ જેને માટે કહેવામાં આવ્યું હોય તેની એટલે ઉદ્દેશ્યની સાથે જે વધારાના શબ્દો વાક્યમાં વપરાય છે, તેને ઉદ્દેશ્યવર્ધક કહે છે. જેમ બહાદુર સિપાઇએ ચોર ઝાલ્યો; એમાં સિપાઇએ એ ઉદ્દેશ્ય છે, અને બહાદુર એ ઉદ્દેશ્યવર્ધક છે. ઘણો ગુણવાન છોકરો મળ્યો; એમાં "ઘણો ગુણવાન" એ ઉદ્દેશ્ય વર્ધક છે.

પ્ર૦ વિધેય કોને કહે છે?

ઉ૦ જે કાંઇ કહેવામાં આવ્યું હોય, એટલે ઉદ્દેશ્યને વિષે જે કાંઇ કહેવામાં આવ્યું હોય તેને વિધેય કહે છે. જેમ મહેતાજી પાઠ વાંચે છે; પડઘમ વાગે છે; એ વાક્યોમાં પાઠ વાંચે છે, અને વાગે છે એ વિધેય છે.

પ્ર૦ વિધેયવર્ધક કોને કહે છે?

ઉ૦ જે કાંઇ કહેવામાં આવ્યું હોય તેમાં જે વધારાના શબ્દો વાપરવામાં આવે છે, તે વધારાને વિધેયવર્ધક કહે છે. જેમ બહાદુર સિપાઇએ ચોર ઝાલ્યો, એ વિધેય છે. એ વાક્યને ફેરવીને બહાદુર સિપાઇએ દહાડે ઘણી ચાલાકીથી ચોર ઝાલ્યો એમ બોલીએ તો "દહાડે ઘણી ચાલાકીથી" એ વિધેયના વધારાના શબ્દો છે, તેને વિધેયવર્ધક કહે છે.

પ્ર૦ નીચે આપેલાં વાક્યોના ભાગ પાડો.

ઉ૦ ૧ તપેલીનું પાણી દેવતાથી બળી ગયું.
૨ જમીનપરની હવા પણ ધીમે ધીમે ઠંડી થાય છે.
૩ પાદશાહે હતીમહખાનને મોટા ઇલકાબો બક્ષ્યા.
૪ જયશિખરી ચાહોમ કરીને ભુવડ ઉપર ધસ્યો.

૫ મહારાણીની રીતભાત ઘણી દબદબા ભરેલી હતી.

૬ તેમણે આખા મલબાર કાંઠાપર થોડા સમયમાં ઘણી સત્તા મેળવી.

૭ હિંદુસ્તાનના તમામ ભાગોમાંથી જાત્રાળુઓ દહેરૂં જોવાને તથા મૂર્ત્તિને ભોગ ધરાવવાને આવતા.

૮ એક વેળા શંતનું રાજા ફરતા ફરતા જમના નદીના કાંઠા પર આવ્યા.

| | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય વર્ધક ( ઉદ્દેશ્યનો વધારો ) | વિધેય. | વિધેય વર્ધક ( વિધેયનો વધારો ). |
|---|---|---|---|---|
| ૧ | તપેલીનું પાણી | ૦ | બળી ગયું | દેવતાથી |
| ૨ | હવા | જમીનપરની | ઠંડી થાય છે | પણ ધીમે ધીમે |
| ૩ | ડાંબીમહદખાનને | પાદશાહે | ઇલકાબો બક્ષ્યા | મોટા મોટા |
| ૪ | જયશિખરી | યા હોમ કરીને | ધસ્યો | ભુંડ ઉપર |
| ૫ | મહારાણીની રીતભાત | ૦ | દબદબા ભરેલી હતી | ઘણી |
| ૬ | તેમણે | આખા મલબાર કાંઠાપર | ઘણી સત્તા મેળવી. | થોડા સમયમાં |
| ૭ | જાત્રાળુઓ | હિંદુસ્તાનના તમામ ભાગોમાંથી | ભોગ ધરાવવાને આવતા. | દહેરૂં જોવાને તથા મૂર્ત્તિને |
| ૮ | શંતનું રાજા | એકવેળા ફરતા ફરતા | કાંઠાપર આવ્યા | જમના નદીના |

પ્ર૦ નીચે આપેલા શબ્દો ઉપરથી વાક્યો બનાવો.

ઉ૦ ૧ આ, કિલ્લાઓ, અગાઉના, હતા, રાજધાની, વખતમાં, રાજાની.

૨ કેવાં, પાણી, બનાવ્યાં, પરમેશ્વરે, છે, પવન, અને, અગ્નિ.

૩ કરે, કોણ, એવા, વિના, શિવજી, પાળનાર, પૃથ્વીના, વાહન, કોણ, બળદનું, બીજું.

૪ શોભીતો, ઉજળો, વળી, લાગે છે, હોવાથી, શરીરે.

૫ નાંખનારી, મને, મટાડો, શંકાઓ, ભુલાવામાં, બધી, મારી.

૬ ચંદ્ર, સૂર્ય આપનારા, અજવાળું, જીવોની, કરે છે, વધારો, શક્તિમાં, તમામ, જીવન, અને, પ્રકાશી, રોજ.

૧ અગાઉના વખતમાં આ કિલ્લાઓ રાજાની રાજધાની હતા.

૨ પરમેશ્વરે પવન, પાણી અને અગ્નિ કેવાં બનાવ્યાં છે ?

૩ એવા પૃથ્વીના પાળનાર શિવજી વિના બળદનું વાહન બીજું કોણ કરે ?

૪ વળી ઉજળો હોવાથી શરીરે શોભીતો લાગે છે.

૫ મને ભુલાવામાં નાંખનારી મારી બધી શંકાઓ મટાડો.

૬ અજવાળું આપનારા ચંદ્ર અને સૂર્ય રોજ પ્રકાશી તમામ જીવન શક્તિમાં વધારો કરે છે.

પ્ર૦ જાતિ કોને કહે છે ?

ઉ૦ પ્રાણીઓમાં નર અને નારીનો ભેદ હોય છે; પદાર્થમાં એ ભેદ ન છતાં તે નર કે નારીની પેઠે વપરાય છે; કોઇ તો નર કે નારી એમાંથી એકેની પેઠે નથી બોલતાં. આ ભેદને જાતિ કહે છે.

પ્ર૦ જાતિ કયી કયી છે ?

ઉ૦ નર જાતિ, નારી જાતિ અને નાન્યતર જાતિ.

પ્ર૦ નર જાતિ કોને કહે છે ?

ઉ૦ જે નામ પોતાના અર્થમાં પુરૂષપણું બતાવે છે અથવા પુરૂષની પેઠે બોલાય છે. તે નર જાતિનું નામ કહેવાય છે. જેમકે પુરૂષ, બળદ, મોતીલાલ, ખડીઓ.

પ્ર૦ નારી જાતિ કોને કહે છે ?

ઉ૦ જે નામ પોતાના અર્થમાં સ્રીપણું બતાવે છે, અથવા જે સ્રીની પેઠે બોલાય છે, તે નારી જાતિનું નામ કહેવાય છે. જેમ સ્રી, ગાય, લક્ષ્મી, પાટડી, જળો વગેરે.

પ્ર૦ નાન્યતર જાતિનું નામ કોને કહે છે ?

ઉ૦ જે નામ પોતાના અર્થમાં પુરૂષ કે સ્રીપણું કંઇએ બતાવતું નથી, અથવા જે પુરૂષ કે સ્રીની માફક બોલાતું નથી તે નાન્યતર જાતિનું નામ કહેવાય છે. જેમકે—માણસ, પશુ, પક્ષી, ઘર, છાપરૂં, લોહું, પાણી વગેરે.

પ્ર૦ જાતિ ઓળખવાની રીત કયી છે ?

ઉ૦ જેને છેડે કેવો લાગે તે નરજાતિ, જેમ—પાટડો કેવો, લાડુ કેવો. જેને કેવી લાગે તે નારી જાતિ, જેમ—નદી કેવી, પૂરી કેવી, છોકરી કેવી. જેને કેવું લાગે તે નાન્યતર જાતિ, જેમ—કબુતર કેવું, છોકરૂં કેવું, ઘેટું કેવું, ઘણુંકરીને જેને છેડે ઓ હોય તે નરજાતિ. જેમ—છોકરો, ઘોડો, પાટડો; જેને છેડે ઇ હોય તે નારીજાતિ, જેમ—છોકરી, ઘોડી, પાટડી, વાછડી. જેને છેડે ઉ હોય તે નાન્યતર જાતિ, જેમ છોકરૂં, લાકડું, બકરૂં, ઘેટું. પરંતુ આ નિયમને અપવાદ ઘણા છે. ઓકારાંત છતાં નારીજાતિ થાય. જેમ ઘો, જળો; ઇકારાંત છતાં નર કે નાન્યતર જાતિ થાય. જેમ મોચી, કવિ (નર૦) પાણી, મોતી, (નાન્યતર) ઉ કે ઉ છતાં નર કે નારી

જાતિ થાય; જેમ કે ધણી, લાડુ, વાયુ ( નરજાતિ ) વસ્તુ, સાસુ, જૂ, ( નારીજાતિ )

પ્ર૦ એકથી વધારે જાતિમાં વપરાય એવાં નામો ક્યાં છે?

ઉ૦ ચાહ (કેવો) અને ચાહ (કેવી) સોપારી (કેવી) અને સોપારી (કેવું) ગુજરાત (કેવો) ગુજરાત (કેવી), અને ગુજરાત (કેવું). બાગ (કેવો) અને બાગ (કેવી).

પ્ર૦ વચન કોને કહે છે?

ઉ૦ વસ્તુ એક છે કે એકથી વધારે તે નામના જે સ્વરૂપથી જણાય તેને વચન કહે છે.

પ્ર૦ વચન ક્યાં ક્યાં છે?

ઉ૦ એકવચન ને બહુવચન.

પ્ર૦ એકવચન કોને કહે છે?

ઉ૦ જેથી વસ્તુના એકપણાનું જ્ઞાન થાય તે એકવચન-જેમ કે છોકરો, ચોપડી, છાપરૂં, ઘોડી, પાટડી વગેરે.

પ્ર૦ બહુવચન કોને કહે છે?

ઉ૦ જેથી વસ્તુના અનેકપણાનું જ્ઞાન થાય છે તે બહુવચન. જેમ કે-છોકરા-છોકરાઓ; પાઘડીઓ; ઘોડા-ઘોડાઓ; છાપરાં વગેરે.

પ્ર૦ એકવચન અને બહુવચન શી રીતે ઓળખી શકાય?

ઉ૦ ગુજરાતીમાં એકવચનનો કાંઇ પ્રત્યય નથી. નામનું જે મૂળ રૂપ હોય છે, તે એકવચન બતાવે છે. જેમ છોકરો, છોકરી-છાપરૂં, ઘોડો. બહુવચનનો પ્રત્યય ઓછો. જેમકે રાજા એનું બહુવચન રાજાઓ, ચોપડી એનું બહુવચન ચોપડીઓ. નરજાતિ ઓકારાંત નામનું બહુવચન બે રીતે થાય છે. ઓનો આ

કરવાથી અને આ કરીને આગળ એ વધારવાથી. જેમકે છોકરો એનું બહુવચન છોકરા અથવા છોકરાઓ. નાન્યતર જાતિ ઉ-કારાંત નામનું બહુવચન પણ બે રીતે થાય છે. એક ઉંનાં આં કરવાથી, અને આ પછી ઓ વધારવાથી. જેમ—છોકરૂં એનું બહુ-વચન છોકરાં અથવા છોકરાંઓ. જે નામને છેડે અ, આ, ઇ, ઉ હોય, તેમના બહુવચનમાં નામનું મૂળ રૂપ રહે છે, કે તે પછી ઓ વધારાય છે. જેમકે—માણસ—માણસો; રાજા—રાજાઓ; પાઘડી—પાઘડીઓ; પશુ—પશુઓ.

નરજાતિ સિવાયનાં ઓકારાંત નામ હોય, તેમના બહુવચનમાં ઘણું કરીને નામનું મૂળ રૂપજ વપરાય છે. જેમ જળો—જળો; મોં—મોં.

પ્ર૦ એકવચનમાં રહે એવાં નામ કયાં છે ?

ઉ૦ પાણી, સોનું, ડાંગેર, રાખ, રૂપું. એનું બહુવચન થતું નથી.

પ્ર૦ બહુવચનમાંજ રહે એવાં નામ કયાં છે ?

ઉ૦ ઘઉં, મગ, અડદ, વાલ, વખાણ, લાડ વગેરે. એનું એકવચન થતું નથી.

પ્ર૦ વિભક્તિ કોને કહે છે ?

ઉ૦ જ્યારે કોઇ નામ કે સર્વનામ વાકયમાં આવતાં કોઇ બીજા શબ્દ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ બતાવે, ત્યારે તેને જુદા જુદા પ્રત્યય લાગીને તેનાં જુદાં જુદાં રૂપ થાય છે, એ રૂપને તે નામની વિભક્તિ થઇ કહે છે. જેમ હું ઘેરથી આવ્યો; તે છો-કરાની પાટીમાં કાણું છે; મોહન ગામમાં ફરવા ગયો.

પ્ર૦ વિભક્તિઓ કેટલી છે ને તે દરેકના પ્રત્યય કયા છે ?

ઉ૦ વિભક્તિઓ સાત છે. પહેલીનો પ્રત્યય નથી; (નામનું મૂળ રૂપ રહે છે) બીજીનો પ્રત્યય-ને; ત્રીજીનો પ્રત્યય-એ, વતે, વડે; ચોથીનો પ્રત્યય-ને (એની પછી કાજે, વાસ્તે, માટે, સારૂ એવા અવ્યય આવે છે); પાંચમીનો પ્રત્યય-થી, થકી; છઠ્ઠીનો પ્રત્યય-નો, ની, નું, ના, નાં, ને, છે. (સર્વનામમાં છઠ્ઠીનો પ્રત્યય-રો, રી, રૂં, રાં તથા ણો, ણી, ણું, ણાં થાય છે.) સાતમીનો પ્રત્યય-માં, એ, વિષે, મોઝાર; એ સિવાય આઠમી સંબોધન વિભક્તિ છે તેનો પ્રત્યય નથી, (મૂળ રૂપ વપરાય છે. પણ જો તે નરજાતિ ઓકારાંત કે નાન્યતર જાતિ ઉકારાંત હોય તો ઓ અને ઉના આ થાય છે).

પ્ર૦ બંને વચનમાં વિભક્તિના પ્રત્યય તેના તેજ છે કે જુદા છે?

ઉ૦ એકવચનમાં વિભક્તિ હોય ત્યારે નામના એકવચનને, અને બહુવચનમાં હોય, ત્યારે નામના બહુવચનને વિભક્તિના પ્રત્યય લાગે છે. પ્રત્યય જુદા નથી.

પ્ર૦ વિભક્તિ કાર્ય કોને કહે છે?

ઉ૦ કેટલાંક નામનું રૂપ વિભક્તિના પ્રત્યય લગાડતાં ફેરવવું પડે છે, એ ફેરફારને વિભક્તિ કાર્ય કહે છે. જેમ "છોકરો" એને વિભક્તિનો પ્રત્યય લગાડવો હોય, તો "છોકરા" એવું રૂપ કરવું પડે છે.

પ્ર૦ વિભક્તિના પ્રત્યય લગાડતાં કયાં કયાં નામોને વિભક્તિ કાર્ય થાય છે?

ઉ૦ ૧. ઓકારાંત નરજાતિ અને ઉકારાંત નાન્યતર જાતિના નામના છેડાના સ્વરને ઠેકાણે 'આ' કરવો પડે છે. જેમકે છોકરો—

છોકરાથી; છાપરૂ-છાપરાથી.

૨. ઓકારાંત નરજાતિ અને ઉકારાંત નાન્યતર જાતિનાં નામોને ઓ અને ઉનો આ કર્યા પછી કે તેમને બીલકુલ કાઢી નાંખીને ત્રીજીનો એ પ્રત્યય ઉમેરાય છે. જેમકે છોકરો-છોકરાએ અથવા છોકરે; ઈંડુ-ઈંડા એ અથવા ઈંડે; એજ રીતે કોઇ વખત આકારાંત નામમાંથી આ કાઢી નાંખીને ત્રીજીનો પ્રત્યય ઉમેરાય છે. જેમકે-કાકા-કાકે; મામા-મામે; દાદા-દાદે.

૩. અકારાંત નામોને અ કાઢી નાંખ્યા પછી ત્રીજીનો પ્રત્યય ઉમેરાય છે. જેમકે-માણસ-માણસે (માણસ એ થાય નહિ;) પવન-પવને (પવન એ થાય નહિ).

પ્ર૦ નામની વિભક્તિઓનાં રૂપ આપો.

## ઉ૦ ઓકારાંત નરજાતિ છોકરો.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧ છોકરો | છોકરા, છોકરાઓ. |
| ૨ છોકરાને | છોકરાને, છોકરાઓને. |
| ૩ છોકરાએ, છોકરે. | છોકરાએ, છોકરાઓએ. |
| ૪ છોકરાને | છોકરાને, છોકરાઓને. |
| ૫ છોકરાથી | છોકરાથી, છોકરાઓથી. |
| ૬ છોકરાનો-ની-નું. | છોકરાનો-ની-નું છોકરાઓનો-ની-નું |
| ૭ છોકરામાં | છોકરામાં, છોકરાઓમાં. |
| ૮ છોકરા | છોકરા-છોકરાઓ. |

## ઇકારાંત નારીજાતિ ચોપડી.

| | |
|---|---|
| ૧ ચોપડી. | ચોપડી, ચોપડીઓ. |

| | |
|---|---|
| ૨ ચોપડીને. | ચોપડીને, ચોપડીઓને. |
| ૩ ચોપડીએ. | ચોપડીએ, ચોપડીઓએ. |
| ૪ ચોપડીને. | ચોપડીને, ચોપડીઓને. |
| ૬૦ | ૬૦ |

## ઉકારાંત નાન્યતર જાતિ ઈંડુ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ઈંડુ | ઈંડાં, ઈંડાંઓ. |
| ઈંડાને | ઈંડાને, ઈંડાઓને. |
| ઈંડાએ, ઈંડે; | ઈંડે, ઈંડાંએ, ઈંડાંઓએ. |
| ઈંડાને | ઈંડાંને, ઈંડાંઓને. |
| ઈંડાથી | ઈંડાંથી, ઈંડાંઓથી. |
| ઈંડાનો-ની-નું | ઈંડાનો-ની, ઈંડાઓ નો-ની-નું-નાં. |
| ઈંડામાં. | ઈંડાંમાં, ઈંડાંઓમાં. |
| ઈંડા. | ઈંડાં, ઈંડાંઓ. |

### લાડુનાં રૂપ.

| | |
|---|---|
| લાડુ. | લાડુ, લાડુઓ. |
| લાડુને. | લાડુને, લાડુઓને. |
| લાડુએ. | લાડુએ, લાડુઓએ. |
| લાડુને. | લાડુને, લાડુઓને. |
| ૬૦ | ૬૦ |



# વડોદરા રાજ્યનો ઇતિહાસ.

પ્રશ્ન—તમે કોના રાજ્યમાં રહો છે ?
ઉત્તર—શ્રીમંત ગાયકવાડ સરકારના.
પ્ર૦—એ રાજ્ય કયા ભાગમાં આવેલું છે ?
ઉ૦—ગુજરાત અને કાઠીઆવાડમાં.
પ્ર૦—ગાયકવાડી રાજ્યના રાજકિય વિભાગો કયા છે, ને તે ક્યાં આવ્યા ?
ઉ૦—૧ વડોદરા પ્રાંત, ૨ નવસારી પ્રાંત, ૩ કડી પ્રાંત ને ૪ અમરેલી પ્રાંત. ગુજરાતના ઉત્તર ભાગમાં કડી પ્રાંત છે, મધ્ય ભાગમાં વડોદરા પ્રાંત છે, દક્ષિણ ભાગમાં સુરત જીલ્લાની સાથે સેળભેળ નવસારી પ્રાંત છે, અને કાઠીઆવાડમાં કેટલોક છુટો છવાયો મુલક છે તેને અમરેલી પ્રાંત કહે છે.
પ્ર૦ ગાયકવાડ સરકારની અસલ રાજધાની કયી અને હાલની કયી ?
ઉ૦ અસલ રાજધાની સોનગઢ તે નવસારી પ્રાંતમાં છે, ને હાલની રાજધાની વડોદરા તે વડોદરા પ્રાંતમાં છે.
પ્ર૦ આપણા દેશમાં કયી કયી જાતનો પાક થાય છે ?
ઉ૦ કપાસ, અફીણ, શેરડી, ઘઉં, ડાંગર, અનેક જાતનાં કઠોળ તથા પુષ્કળ ફળફળાદિ થાય છે. નવસારી પ્રાંતના બાગાયતી ગામોનો મેવો ઘણો વખણાય છે.
પ્ર૦ ગાયકવાડી રાજ્યમાં કયી કયાં જાતના લોક વસે છે ?

ઉ૦ હિંદુ, મુસલમાન અને પારસી.

પ્ર૦ સુધારામાં પાછળ પડેલી જાતો કયી છે?

ઉ૦ કોળી, ભીલ, ધાણુકા, તળાવીઆ, દુબળા, ચોધરા, અંત્યજ વગેરે.

પ્ર૦ આ જાતોને સુધારવા શ્રીમંતે શા ઉપયો લીધા છે?

ઉ૦ શ્રીમંતે કૃપાવંત થઇને પુસ્તક સામાન મફત આપી ફરજીઆત કેળવણી દાખલ કરી બૉર્ડિંગો વગેરેની સવડ કરેલી છે.

પ્ર૦ હિંદુઓ કયા કયા ધર્મ માને છે?

ઉ૦ વેદધર્મ માનનારા, તેમાં કેટલાક શિવમાર્ગી, કેટલાક વૈષ્ણવ, કેટલાક સ્વામીનારાયણ પંથના, કેટલાક આર્યસમાજી અને કેટલાક જૈન ધર્મ પાળનારા છે.

પ્ર૦ મુસલમાનો કયા પંથના છે ને તે કોને માને છે?

ઉ૦ કેટલાક શીયાપંથના ને કેટલાક સુન્ની પંથના છે, તેઓ મહમદ પેગંબરને માને છે.

પ્ર૦ પારસીઓ કોને માને છે?

ઉ૦ જરથોસ્તને માને છે. તેઓ આતસ બહેરામને અથવા અગ્નિને પવિત્ર ગણીને ખોદાની બંદગી કરે છે.

પ્ર૦ ગાયકવાડી રાજ્યની રૈયતમાં નાત જાતનો ભેદ છતાં સંપથી વર્તવાનું કારણ શું?

ઉ૦ માતૃભૂમિમાં વસનારા સહુ ભાઇચારાથી વર્તે છે, પ્રજાના કોઇ વર્ગને અદાવત કે વેર જેવું રાખતા નથી, પોતે એક દેશનાં સંતાન છીએ એવું અભિમાન છે, પોતાના રાજ્ય માટે મોટી માનની લાગણી ધરાવે છે, પોતપોતાના રીતરિવાજ પાળવાની છુટ હોવાથી બંધુતામાં ઉમેરો થાય છે, આખા રાજ્યના

લોકો એકજ કાયદાને માન આપે છે, અને રાજ્યકર્તા તે કાયદા પ્રજાની સમ્મતિથી અમલમાં મૂકવાને આતુર રહે છે. આ કારણથી રાજા પ્રજા વચ્ચે ઘણો પ્રેમ રહે છે અને સંપથી ચાલે છે.

પ્ર૦ હિંદુઓ કયા વંશના ગણાય છે?

ઉ૦ આર્યવંશના.

પ્ર૦ આર્ય લોકો આ દેશમાં ક્યારે આવ્યા અને તે વખતે તેમનામાં વર્ણભેદ કયા હતા?

ઉ૦ લગભગ પાંચ હજાર વર્ષ ઉપર આવ્યા; તે વખતે તેમનામાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવા વર્ણભેદ હતા.

પ્ર૦ આ વર્ણો પૈકી રાજ્ય કરવાનું કામ કોણ કરતા?

ઉ૦ ક્ષત્રિઓ.

પ્ર૦ ઘણાં વર્ષો ઉપર દ્વારકાંમાં કોનો અમલ ચાલતો?

ઉ૦ યદુવંશના મહાન્ પ્રતાપી કૃષ્ણનો. એમને હિંદુઓ ઈશ્વરનો અવતાર માનતા હતા. કૌરવ પાંડવના મહાભારતના યુદ્ધમાં પાંડવોએ શ્રી કૃષ્ણની મદદથીજ જીત મેળવી હતી.

પ્ર૦ યદુવંશમાં ઉત્પન્ન થયેલાને શું કહે છે?

ઉ૦ તે બધા યાદવ કે જાદવ કહેવાય છે. એ વંશમાં સૌથી પ્રખ્યાત રાજા શ્રી કૃષ્ણ થયા હતા, તેમની રાજધાની દ્વારકા હતી, તેને દ્વારામતી પણ કહે છે.

પ્ર૦ યદુવંશ પછી ગુજરાતમાં કોનો અમલ ચાલુ થયો?

ઉ૦ સેંકડો વરસે મૌર્ય વંશના રાજાઓનો અમલ ચાલુ થયો.

પ્ર૦ એ વંશમાં પ્રખ્યાત રાજા કયા થયા? ને તે શાથી પ્રખ્યાત થયા?

ઉ૦ ચંદ્રગુપ્ત અને અશોક–તેમાં અશોક રાજાની કીર્તિ દેશ દેશાવર પહોંચી હતી, તેણે અનેક લોકોપયોગી કામો કર્યાં હતાં. પ્રજાને સુખી કરવાનો રાજાનો ધર્મ છે એમ સમજીને તેણે ધર્મશાળાઓ, રસ્તાઓ અને દવાખાનાં બંધાવ્યાં હતાં; તેમજ કેળવણીને અર્થે અનેક ઠેકાણે નીતિબોધના લેખો કોતરાવ્યા હતા, તેમાંના કોઇ કોઇ આજે પણ જોવામાં આવે છે.

પ્ર૦ આ વખતે ગુજરાતના કેટલા ને કયા ભાગ કરવામાં આવ્યા હતા ?

ઉ૦ ત્રણ ભાગ કરવામાં આવ્યા હતા. ૧ સૌરાષ્ટ્ર ઉપરથી સોરઠ થયું છે, તેની રાજધાની દ્વારકાં હતી. ૨ ગુજરાતના ઉત્તર ભાગને આનર્ત્ત કહેતા, તેની રાજધાની વૃદ્ધનગર જેને હાલ વડનગર કહે છે તે હતી. ૩ લાટદેશ મહી અને તાપી નદીની વચ્ચેના ભાગને લાટ દેશ કહેતા.

પ્ર૦ શ્રીકૃષ્ણના સમય પછીના રજપૂતો કોના ઉપાસક હતા ?

ઉ૦ સૂર્યના ઉપાસક હતા, તેથી ઇતિહાસમાં સૌર રજપૂતોના નામથી પ્રસિદ્ધ છે. સૌરનું બીજું નામ ચાવડા હતું.

પ્ર૦ આ રજપૂતોને કોની સાથે સંબંધ હતો ?

ઉ૦ વલ્લભીવંશના વલ્લભીપુરના રાજાઓ સાથે.

પ્ર૦ વલ્લભીપુરના રાજ્ય વિષે શું જાણો છો ?

ઉ૦ ભાવનગરની ઉત્તરે થોડા ગાઉ ઉપર વળાગામની પાસે આ શહેર હતું. ત્યાં વલ્લભીવંશના રાજાઓ રાજ્ય કરતા હતા, તેનો મૂળ પુરૂષ ભટ્ટાર્ક હતો, એ શિવમાર્ગી હતો, એ રાજ્યમાં કેટલાક રાજાઓ થયા; છેલ્લો રાજા શિલાદિત્ય હતો, તેનો પરાભવ થવાથી રાજ્યની પડતી થઇ, ત્યારે તેમાંના

કેટલાક રજપૂતો પંચાસર જઈ રહ્યા, ત્યાં રાજ્ય સ્થાપનાર ચાવડા વંશના કહેવાય છે.

પ્ર૦ પંચાસર વિશે શું જાણો છો ?

ઉ૦ એ કચ્છના રણની કોરે આવેલું છે, હાલ તે રાધનપુરના નવાબના તાબામાં છે. ઇ૦ સ૦ ના સાતમા સૈકાના છેવટના ભાગમાં જયશિખરી નામે ચાવડા વંશનો પ્રતાપી રાજા ત્યાં રાજ્ય કરતો હતો, તેને કલ્યાણ નગરના ભૂવડ રાજા સાથે લડાઇ થઇ, તેમાં તે હાર્યો, મરાયો ને પંચાસરના રાજ્યનો નાશ થયો.

પ્ર૦ જયશિખરી ને ભૂવડ રાજા સાથે લડાઇ થવાનું શું કારણ ?

ઉ૦ જયશિખરીના રાજ્યમાં શંકર નામનો કવિ હતો, તે એક વખતે ભૂવડ રાજાના દરબારમાં જઇ ચઢયો, ભૂવડે તેને પૂછ્યું કે–કવિરાજ તમે કયાંથી આવો છો ? ને તમારૂં નામ શું ? કવિએ જવાબ આપ્યો કે "મહારાજ મારૂં નામ શંકર છે, હું ગુર્જર દેશથી આવું છું, મારા નગરનું નામ પંચાસર છે, તેમાં લક્ષ્મીનો નિરંતર વાસ છે, તે ઇંદ્રપુરી સમાન છે, ત્યાં વસનારને સ્વર્ગમાં પણ જવાની ઇચ્છા થતી નથી, ત્યાં ચાવડાવંશનો જયશિખરી રાજા રાજ્ય કરે છે. તેની પટ્ટરાણી રૂપસુંદરી છે, તેની જોડ શોધી જડે તેમ નથી. રાણીનો ભાઇ સુરપાળ ડાહ્યો ને શૂરવીર છે. જયશિખરી અને સુરપાળ ભેગા મળે તો ઇંદ્રને પણ ઇંદ્રાસન ઉપરથી ઉઠાડી મૂકે, ગુજરાત તે પૃથ્વીનો ઉત્તમ ભાગ છે, ત્યાં સરસ્વતીનો વાસ છે. મેં મારી વિદ્યા ત્યાંજ મેળવી છે, અને ત્યાંથીજ હું દિગ્વિજય કરવા નીકળ્યો છું. આવાં તેનાં વખાણ સાંભળીને ભુવ-

ડને ગુજરાત જીતવાનું મન થયું. પોતાના પટાવતોને બોલાવી ચઢાઇની તૈયારી કરવાનું ફરમાવ્યું.

પ્ર૦ આ લડાઇનું શું પરિણામ આવ્યું ?

ઉ૦ જયશિખરી કાયર નહતો, ભૂવડનું લશ્કર પંચાસર નજીક આવ્યું જાણી તેણે ભૂવડના સરદાર મિહિરને લડાઈનું કહેણુ મોકલ્યું, લડાઇ થઇ તેમાં જયશિખરીના સૈન્યે શત્રુઓને ઘાસની પેઠે કાપી નાંખ્યા, કેટલાક સરદારોને માર્યા, કેટલાક તો નાશી ગયા, ને સેના પાયમાલ થઇ ગઇ, તેથી મિહિર પાછો ગયો. ત્યાં ભૂવડે લશ્કરમાં આવી શુર ચઢાવી પોતે ગુજરાત ઉપર આવ્યો, લડાઇ થઇ તેમાં સુરપાળે ભૂવડને હરાવ્યો, ભૂવડની સેનાએ બાવન દિવસ સુધી હલ્લો કર્યો, પણ ચાવડાએ તેમને ફાવવા દીધા નહિ. આખરે જબરો રણસંગ્રામ થયો, ભાટ લોકોએ લશ્કરને ખૂબ શુર ચઢાવા માંડયું, જબરી લડાઇ થઇ; પણ ભૂવડનું કાંઇ ફાવ્યું નહિ, ત્યારે સુરપાળને ફોડવાનું કર્યું, પણ તેણે ભૂવડનો તિરસ્કાર કર્યો. આથી ભૂવડ ક્રોધે ભરાયો, ને ભયંકર લડાઇ થઇ, તેમાં પંચાસરનો કિલ્લો ભૂવડે તોડયો, ને જયશિખરીને શરણે આવવાનું કહ્યું, તેણે જવાબ વાળ્યો કે શરણે થઇને જીવવા કરતાં મરવું સારૂં. મારા દેહ કરતાં મારી કીર્તિ વધારે પ્રિય છે. છેવટે તે મરણીઓ થઈ લડયો, તેમાં તે મરાયો અને અમરયશ પ્રાપ્ત કરતો ગયો.

પ્ર૦ વનરાજનો જન્મ શી રીતે ક્યાં થયો, ને કેવી રીતે ઉછર્યો ?

ઉ૦ જયશિખરીને લાગ્યું કે લડાઈમાં હવે ભૂવડ સામે ટકાશે નહિ. તેથી તેણે પોતાની રાણી રૂપસુંદરી ગર્ભવતી હતી તેને

કોઇ નિર્ભય જગાએ વનમાં મૂકી આવવાને સુરપાળને કહ્યું, તે તેને બ્રાહ્મણોના આશ્રયે મૂકી આવ્યો, તેમણે તેનું સારી રીતે રક્ષણ કર્યું, વનમાં રાણીને કુંવર સાંપડયો, તેનું નામ વનરાજ પાડયું. બ્રાહ્મણો પાસે તેને વિદ્યાભ્યાસ કરાવ્યો. તેને પુરાતન વાતો સાંભળવાનો ઘણો શોખ હતો તેની જન્મભૂમિ વનોડ કરીને એક નાનું ગામ વઢિયારમાં છે. શીલગુણસુરિ નામે એક જૈન સાધુએ તેનું સારી રીતે રક્ષણ કર્યું હતું. તેના મામા સુરપાળની દેખરેખ નીચે તે મોટો થયો. તે બહુ બહાદુર ને પરાક્રમી હતો; પિતાનું રાજ્ય પાછું મેળવવાનો તેણે પ્રયાસ કરવા માંડયો. એક વખત કનોજના રાજાનું સૈન્ય ગુજરાતમાંથી ખંડણી ઉઘરાવી જતું હતું, તેને વનરાજે જીતી ચોવીસ લાખ સુવર્ણની મહોરો પડાવી લીધી, ને ઘણું દ્રવ્ય મેળવ્યું.

પ્ર૦ વનરાજે ક્યાં અને કેવી રીતે રાજ્ય સ્થાપ્યું ?

ઉ૦ વનરાજે જે દ્રવ્ય મેળવ્યું હતું તે વડે અણહિલપુર નામે નગર બંધાવી તેનું નામ અણહિલપુર પાટણ પાડયું, તેનું કારણ એ કે અણહિલ નામે ભરવાડે તેને રસ્તા બતાવ્યા હતા, તે ઉપકારનો બદલો વાળવાને એ શહેરનું નામ એના નામને જોડીને પાડયું. પચાસ વર્ષની વયે તેણે રાજ્યાભિષેક કરાવ્યો. શ્રીદેવી નામે વાણિઅણે એની પરોણા ચાકરી કરી હતી, તેથી તેને હાથે તિલક કરાવ્યું. ચાંપો નામે એક સ્વપરાક્રમી અને યુદ્ધકળામાં પ્રખ્યાત વેપારી હતો તેને તેણે પ્રધાન બનાવ્યો. તેણે પાછળથી ચાંપાનેર વસાવ્યું કહેવાય છે. શીલગુણસુરિએ રૂપસુંદરીની પરોણા ચાકરી કરી હતી, તેથી તેને

અણુહિલપુરમાં તેડાવી રાખ્યો, ને દેરાસર બંધાવી પચાસર પારસનાથની મૂર્તિની પ્રતિષ્ટા કરી; ત્યાં રાજછત્ર સહિત વનરાજની મૂર્તિ પધરાવી.

પ્ર૦ વનરાજના ગુણુ કહો.

ઉ૦ તે શિવ ભક્ત હતો, પણુ તે ઘણો કૃતજ્ઞ હતો. તે રાજનીતિમાં નિપુણુ હતો અને જૈન ધર્મને ઉત્તેજન આપતો. એણે ૬૦ વર્ષ રાજ કર્યું તે દરમ્યાન લોકો સુખી હતા.

પ્ર૦ ચાવડા વંશ પછી કયા વંશનું રાજ્ય થયું ?

ઉ૦ સોલંકી વંશનું.

પ્ર૦ સોલંકી વંશનો મૂળ પુરૂષ કોણુ ? ને. તેણે શી રીતે રાજ્ય મેળવ્યું ?

ઉ૦ મૂળરાજ સોલંકી તે જયશિખરીને મારનાર ભૂવડનો વંશજ હતો. તેનો મામો ચાવડા વંશનો છેલ્લો રાજા સામતસિંહ હતો, તેનો વધ કરીને ગાદીએ બેઠો.

પ્ર૦ સોલંકી વંશમાં પ્રખ્યાત રાજાઓ કયા થયા ?

ઉ૦ મૂળરાજ, ભીમદેવ, કરણુ અને સિદ્ધરાજ જયસિંહ.

પ્ર૦ મૂળરાજ વિષે શું જાણો છો ?

ઉ૦ એણે રાજ્ય ઘણું વધારીને આબાદ કર્યું હતું. એણે સિદ્ધપુર જેને શ્રીસ્થળ કહે છે ત્યાં રૂદ્રમાળનું દહેરૂં બંધાવ્યું.

પ્ર૦ ભીમદેવ વિષે શું જાણો છો ?

ઉ૦ મૂળરાજ પછી તે ચોથો રાજા થયો. એના વખતમાં ગઝની વંશના મહમદ સુલતાને ગુજરાત ઉપર સ્વારી કરી. એ બાદશાહ મૂર્તિઓનું ખંડન કરવામાં બહુ માન સમજતો. એણે ઈ૦ સ૦ ૧૦૨૪માં સોમનાથ ઉપર હલ્લો કર્યો, ત્યારે રજપૂતો

એની સામે બહુ બહાદુરીથી લડયા. મહમદને ઘણી મુશ્કેલીથી જય મળ્યો, સોમનાથના મંદિરમાંથી તે પુષ્કળ સોનું, રૂપું વગેરે લઈ ગયો.

પ્ર૦ કરણ વિષે શું જાણો છો?

ઉ૦ કરણની પાસે કોઇ ચિતારો ઘણી છબીઓ લઇને આવ્યો હતો, તેમાંની એકમાં એક ખૂબસુરત કુમારિકાનું ચિત્ર હતું, તેનાં વખાણ કરી તે કોણ છે તેની પૂછપરછ કરી; ચિતારાએ કહ્યું કે દક્ષિણમાં આવેલા ચંદ્રપુરના રાજાની આ કુંવરી છે ને તે કુંવારી છે. તેથી તેણે મીનળદેવી સાથે લગ્ન કર્યાં. એ મીનળદેવીએ અણહિલપુરની ગાદીના સૌથી પ્રતાપી પુરૂષ સિદ્ધરાજને જન્મ આપ્યો.

પ્ર૦ મીનળદેવી શાથી પ્રખ્યાત થઇ?

ઉ૦ કરણ રાજા ગુજરી ગયા ત્યારે સિદ્ધરાજની ઉમર ત્રણ વર્ષની હતી, તેથી રાજ્યનો કારભાર તેની મા મીનળદેવીએ કરવા માંડયો, તેણે પોતાના કારભારમાં સુંદર તળાવો બંધાવ્યાં. એક વીરમગામમાં મુનસર, બીજું ધોળકાનું મલાવ અથવા મીનલ—એ તળાવની પૂર્વમાં એક ગણિકાનું ઘર હતું, તે દૂર થાય તો તળાવની સુંદરતા વધે તેમ હતું, તેથી તેને ઘણું દ્રવ્ય આપવા માંડયું, પણ માલિકે આપવાની ના કહી તોપણ જોરજુલમ ન કરતાં રહેવા દીધું, એવી તે ન્યાયી હતી

પ્ર૦ સિદ્ધરાજ વિષે શું જાણો છો?

ઉ૦ શ્રીસ્થળના બ્રાહ્મણોને બાબરીઆવાડનો એક બર્બર નામે સરદાર ત્રાસ આપતો હતો તેને હરાવીને કેદ પકડયો. મૂળરાજે રૂદ્રમાળનું દહેરૂં બંધાવવા માંડયું હતું તે સિદ્ધરાજે પૂરૂં

કરાવ્યું. જુનાગઢના રાજા ઉપર ચઢાઇ કરી તેને હરાવીને મારી, ને તેનું રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધું. વળી માળવાના રાજા યશોવર્મા સાથે બાર વર્ષ સુધી લડાઇ કરી તેને કેદ પકડયો, અને તેનું રાજ્ય ખાલસા કર્યું. વળી બુંદેલખંડ ઉપર સ્વારી કરી હતી. આખો સોરઠ પ્રાંત જીતી લીધો હતો. એણે રાજ્યની સીમા ખૂબ વધારી હતી, અને ઘણે લાંબે સુધી તેની આણ ફરતી હતી. આ વખતનો અણહિલવાડનો દમામ ઘણો ભારે હતો, આખા દેશમાં તે પૈસાદાર શહેર ગણાતું હતું, ત્યાં રાજવાડાઓ, ટંકશાળાઓ, બાગબગીચા, શાળાઓ, અને પાઠશાળાઓ હતાં-વિદ્યાને સારો આશ્રય મળતો, વિદ્વાનો તત્વજ્ઞાન અને ધર્મ સંબંધી વિષયો શીખતા અને શીખવતા-આ રાજાએ અણહિલવાડમાં સહસ્ત્રલિંગ તળાવ બંધાવ્યું. સને ૧૧૩૩ માં તેનો કાળ થયો.

પ્ર૦ રાણકદેવી વિષે શું જાણો છો?

ઉ૦ જુનાગઢ પાસેના એક ગામમાં કુંભારને ત્યાં એક રાણકદેવી નામે કન્યા હતી, તેને પરણવાને સિદ્ધરાજે વિચાર કર્યો, એટલામાં જુનાગઢનો રાજા રાખેંગાર તેને પરણી ગયો, સિદ્ધરાજે આથી ગુસ્સે થઇ જુનાગઢ ઉપર ચઢાઇ કરી રાખેંગારને હરાવીને માર્યો. રાણકદેવીને લઇ પાછા ફરતાં સિદ્ધરાજ વઢવાણ આવ્યો, ત્યાં તે સતી થઇ. કહે છે કે સિદ્ધરાજે રાણકદેવીના બે પુત્રોને નિર્દયતાથી મારી નાંખ્યા.

પ્ર૦ રૂદ્રમાળ વિષે શું જાણો છો?

ઉ૦ શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યના કડીપ્રાંતમાં સિદ્ધપુર નામે એક રેલ્વે સ્ટેશન છે, તેને પહેલાં શ્રીસ્થળ કહેતા હતા,

એની ત્રણુ બાજુએ સરસ્વતી નદી વહે છે, તેથી તેનું સૌંદર્ય ઘણું સારૂં છે. અણુહિલવાડની ગાદીએ મૂળરાજ સોલંકી ઇ. સ. ૯૬૧ માં આવ્યો, તેણે શ્રીસ્થળમાં રૂદ્રમાળનું દહેરૂં બાંધવું શરૂ કર્યું, તેનો કેટલોક અધુરો રહેલો ભાગ સિદ્ધરાજ જયસિંહે પૂરો કરાવ્યો. એ દહેરાનો ઘણો ભાગ આજે પડી ગયો છે, પણુ જે થોડા સ્તંભો તથા એક કમાન ઉભાં રહ્યાં છે તે ઉપરથી તેને બાંધનાર કારીગરો કેવા બાહોશ હશે, તેનો ખ્યાલ આવે છે. એની પડોશમાં એક મસીદ નજરે પડે છે, તે દીલ્લીના પાદશાહ અલ્લાઉદ્દીને રૂદ્રમાળ તોડયું ત્યારે તેનો કેટલોક ભાગ મસીદ તરીકે વાપરવા લાગ્યા. સિદ્ધરાજે રૂદ્રમાળ પૂરૂં કરાવ્યું, તેની યાદગીરીમાં તેણે શ્રીસ્થળ નામ બદલી સિદ્ધપુર પાડયું.

પ્ર૦ રૂદ્રમાળનો જે ભાગ છે તે જાળવી રાખવાની તજવીજ કોણે કરી છે ?

ઉ૦ ઇ. સ. ૧૯૧૧ ની સાલમાં દુઃકાળ પડયો, તે વખતે ઢોરોને તથા માણસોને ઘણું સોસવું પડયું, તેથી શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજની સ્વારી રૈયતની સ્થિતિ જોવા સારૂ કડી પ્રાંતમાં નીકળી હતી, ત્યારે સિદ્ધપુરની મુલાકાત શ્રીમંતે લીધી હતી. તે વખતે શ્રીમંતે રૂદ્રમાળને જાળવી રાખવાનું તથા તેની આસપાસ એક બાગ બનાવવાનું ફરમાન કર્યું છે.

પ્ર૦ રૂદ્રમાળને જાળવી રાખવાનું શું કારણુ ?

ઉ૦ આવી પ્રાચીન વખતની ઇમારતો જાળવી રાખવાથી આપણા પ્રાચીન ગૈરવનું ભાન થાય છે, આજની અને તે કાળની સ્થિતિમાં કેટલો અંતર પડી ગયો છે તે જાણવાનું બની આવે

છે. મૂળરાજ સોલંકી અને સિદ્ધરાજ જયસિંહ જેવા શુર પુરૂષો આપણા દેશમાં થઇ ગયાની યાદગીરી તાજી રહે, જે દેશના કારીગરોએ રૂદ્રમાળ બાંધ્યું છે ત્યાંના કારીગરો શું ન કરી શકે એવું અભિમાન ગુજરાતીઓના મનમાં જાગ્રત રહે, શિલ્પ અને બીજી કારીગીરીના ભવ્ય સુંદર નમુનાઓ અનેક સ્થળે આજે દીઠામાં આવે છે, તેમાં રૂદ્રમાળની પણ ગણના થતી હોવાથી શ્રીમતે તેને જાળવી રાખવાની તજવીજ કરી છે. તેથી આવા એક પ્રજાપાલક અને દેશ હિતચિંતક નરેશનો કેટલો ઉપકાર આપણે માનવો જોઇએ.

પ્ર૦ જશમા ઓડણ વિષે શું જાણો છો ?

ઉ૦ મહારાજા સિદ્ધરાજ સોલંકીની આગળ માળવાના કોઇ માણસે જશમા ઓડણના રૂપનાં વખાણ કર્યાં, તે ઘણી ખૂબસુરત હતી, તેથી તેને મેળવવા માટે તેણે પાટણ પાસે સહસ્રલિંગ તળાવ ખોદાવવા માંડયું. તે માટે માળવેથી ઘણા ઓડ તથા ઓડણોને બોલાવી, તેમાં જશમા પણ તેના ધણી સાથે આવી હતી. સિદ્ધરાજે બધા ઓડને શહેર બહાર અને જશમાને મહેલમાં ઉતારો આપવા કહ્યું; પણ જશમાએ તેમ કરવા ના કહ્યું, ને કહ્યું કે "મહેલમાં તો રાણીઓ સુવે, ઓડણને તો ભોંય ઉપરજ પડી રહેવું શોભે." તેથી તે શરમિંદો થઇ ગયો. સિદ્ધરાજે તેને લલચાવવા ઘણી તજવીજ કરી પણ તે નિષ્ફળ ગઇ. છેવટે તળાવ ખોદવાનું કામ પુરૂં થતાં બધાંની મજુરી ચુકવી, અને જશમાને કહ્યું કે તારી મજુરી પાછળથી ચુકવીશું, તું હમણાં અહિં રહે. પણ જશમા મજુરીની દરકાર કર્યા વગર બધાની સાથે ચાલી નીકળી. રાજાએ આ

વાત જાણી અસવાર થઇ તેની પાછળ મોઢેરા સુધી ગયો. કેટલાક ઓડને ઠેર માર્યા, તેથી જસમાએ પેટમાં કટારી મારી. જગતને જણાવ્યું કે સતીત્વ અને શીલની આગળ રાજવૈભવ તથા રાજમહેલના રંગ વિલાસો કંઇ વિસાતમાં નથી. મરતાં મરતાં જસમાએ શાપ દીધો કે "એના તળાવમાં પાણી રહેશે નહિ."

પ્ર૦ માયા ઢેડ વિષે શું જાણો છો?

ઉ૦ સહસ્ત્રલિંગ તળાવમાં પાણી સૂકાએલું સિદ્ધરાજે જોયું, ત્યારે જોશીઓને પૂછતાં એમ ઠર્યું કે એક માણસનો ભોગ અપાય તો શાપ મટી જાય તેથી માયો નામનો ઢેડ મરવા તૈયાર થયો. માયાએ પ્રાણ ત્યાગ કર્યો તેથી તળાવમાં પાણી રહેવા લાગ્યું. દેશ સેવા માટે માયાએ પ્રાણ આપ્યો તેના બદલામાં રાજાએ ઢેડ લોકોને કેટલાક કિમતી હકકો આપ્યા. મોટાની મુર્ખાઇથી આ રીતે થતું નુકસાન નાના માણસે પોતાના ઉદાર દીલથી અટકાવ્યું.

પ્ર૦ કરણસાગર તળાવ વિષે શું જાણો છો?

ઉ૦ ગુજરાતમાં પહેલાં ભીલ અને કોળીઓનું જોર વધારે હતું, તેઓ પ્રજાને અનેક રીતે રંજાડતા. તેમનો એક સરદાર આશાભીલ અમદાવાદ પાસેના આશાવળ ગામમાં રહેતો હતો, રાજા કરણ સોલંકીએ તેના ઉપર ચઢાઇ કરી હરાવીને માર્યો. તેની યાદગીરી માટે રાજાએ પોતાના ઇષ્ટ દેવને નામે બે દેહરાં બંધાવ્યાં, અને પાટણની દક્ષિણે થોડે છેટે મોઢેરા ગામ પાસે એક કરણસાગર નામનું સરોવર બંધાવ્યું, તે દશ મૈલનું

કહેવાય છે. તેની ભાંગી તૂટી નિશાનીઓ હાલ જોવામાં આવે છે. તળાવની બાંધણી કેવી હતી તે કંઇ નક્કી કહી શકાય તેમ નથી; પણ તેની યોજના કાંઇક નીચે પ્રમાણે હતી. આપણા રાજ્યમાં આવેલા ખેરાળુની પેલી પારના ડુંગરમાંથી રૂપેણ નામે નદી વહેતી આવે છે, તેનું પાણી કરણસાગરમાં એકઠું થતું હતું. આ પ્રમાણે રૂપેણના પાણીથી સને ૧૮૧૪ સુધી પાણીથી ભરપૂર રહ્યું. આગલ્યા વર્ષે કાળ પડેલો હોવાથી આ વર્ષમાં એટલો વરસાદ થયો કે રૂપેણના પાણીના મોટા જોસથી તળાવ ચારે કાંઠે ફાટી નીકળ્યું, અને રૂપેણની બેડીઓ તૂટી ગઇ. આ પ્રમાણે કુદરતે માણસની કૃતિને ક્ષણવારમાં ધુળધાણી કરી નાંખી, અને કરણસાગર ઉજ્જડ થઇ ગયું.

પ્ર૦ વિમળશા વિષે શું જાણો છો ?

ઉ૦ એ અણહિલવાડના રાજા પહેલા ભીમદેવનો સરદાર હતો, એણે આબુના રાજા ઉપર જીત મેળવી ચિત્રકૂટ શિખર મેળવ્યું હતું. ઈ૦ સ૦ ૧૦૩૨માં એણે આ શિખર ઉપર કેટલાંક દહેરાં બંધાવ્યાં; તેમાં આદિનાથ ભગવાનનું દહેરૂં બહુ વખણાય છે. આ સિવાય બીજાં ઘણાં દહેરાં બંધાવ્યાં છે, તેને દેલવાડાનાં દહેરાં કહે છે. તે અમદાવાદથી અજમેર તરફ જતી જે રજપૂતાના માળવા રેલ્વે છે, તેના આબુરોડ (ખરેડી ) ના સ્ટેશનથી લગભગ અઢાર માઇલ ઉપર આબુના ડુંગર ઉપર આવેલાં છે. શ્રાવક લોકો સુંદર આરસમાંથી ભવ્ય અને રમણીય દેવાલયો બંધાવવા પાછળ પુષ્કળ પૈસા ખરચતા. આબુનાં અને પાલીતાણાનાં તેમનાં દેહરાં બંધાવતાં કરોડો રૂપીઆનો ખર્ચ થયો છે. ત્યાં જૈનો જાત્રાએ જાય છે

અને પરધર્મીઓ પણ અસલના વખતનું કેવું સુંદર કામ આપણા દેશમાં થતું, તે જોવા દેલવાડે જાય છે; અને દહેરાનું નકશી કામ જોઇને ખુશી થાય છે.

પ્ર૦ વસ્તુપાળ અને તેજપાળ વિષે શું જાણો છો ?

ઉ૦ એ રાણા વીરધવળ વાઘેલાના પ્રધાન હતા, વીરધવળ ધોળકાનો રાણો હતો. તેજપાળે સને ૧૨૩૧માં આબુ પર્વત ઉપર દેરાસર બાંધ્યું, તેના લેખમાં વીરવધવળને મહા મંડળેશ્વર અને રાણાનું પદ જોડયું છે. વસ્તુપાળ અને તેજપાળ એ ભાઇઓ હતા, તેઓ નાતે પોરવાળ વાણીઆ હતા, અને જૈનધર્મ માનતા હતા. તેઓ બંને ભાગ્યશાળી હતા. રાણો તેમની સલાહ પ્રમાણે ચાલતો; બીજા કોઇનું કશું સાંભળતો નહતો. બંને ભાઇઓએ રાજાનું રાજ્ય વધારી આપ્યું. વિમળશા, વસ્તુપાળ અને તેજપાળ આજે નથી પણ તેમણે કરેલા દાન ધર્મથી તેમનું નામ હજુ સુધી રહ્યું છે, જ્યાં સુધી દેલવાડાનાં સુંદર અને ભવ્ય દેવાલયો રહેશે ત્યાં સુધી તેમની કીર્તિ અચળ રહેશે.

પ્ર૦ સોલંકી વંશ પછી ગુજરાતમાં કયા રજપૂતોનુ રાજ્ય થયું ?

ઉ૦ વાઘેલા વંશના.

પ્ર૦ વાઘેલા વંશનો જાણવા લાયક રાજા કોણ હતો ? ને તેનામાં કેવા ગુણ હતા ?

ઉ૦ કરણઘેલો એ ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા થયો. એનાં લક્ષણો રાજાને છાજે તેવાં નહતાં. રાજપદના અભિમાનવાળો અને હોશિઆર છતાં અવિચારી હતો. તેમજ વિષયી પણ હતો.

પ્ર૦ અલ્લાઉદ્દીનને ગુજરાત ઉપર ચઢાઇ લાવવાનું શું કારણ ? ને તેનું શું પરીણામ ?

ઉ૦ કરણઘેલાનો પ્રધાન માધવ હતો, તેની સ્ત્રી રૂપસુંદરી ઘણી ખુબસુરત હતી. રાજાએ તેનું દગાથી હરણ કર્યું, તેને લઇ જતાં અટકાવવાને માધવનો ભાઇ કેશવ બહુ મથ્યો, પણ તેનો પ્રાણ ગયો. તેની સ્ત્રી ગુણસુંદરી પતિના મરણ પાછળ સતી થઇ. આથી માધવને ઘણો ક્રોધ ચઢયો, અને પોતાનું વેર લેવા દિલ્હી ગયો, ત્યાં મુસલમાન બાદશાહ અલ્લાઉદ્દીન રાજ્ય કરતો હતો, તેને ગુજરાત જીતી લેવા લલચાવ્યો, તેણે પોતાના ભાઈ અલફખાનને લશ્કર આપી મોકલ્યો. રાજા બહાદુરીથી લડયો, પણ આખરે હાર્યો, અને પોતાની બે દીકરીઓને લઇને બાગલાણ જતો રહ્યો. કરણની રાણી કૌલાદેવીને દિલ્હી લઇ ગયા, તે અલ્લાઉદ્દીનની બેગમ થઇ. બેકુંવરીઓમાંથી દેવળદેવી પણ મુસલમાનોના હાથમાં સપડાઇ, તે અલ્લાઉદ્દીનના દીકરા ખીજરખાન વેરે પરણી. આ પ્રમાણે સને ૧૨૯૭ માં ગુજરાત મુસલમાનોના હાથમાં ગયું. રાજા કરણ સને ૧૩૦૪ માં રઝળી રખડીને મુઓ.

પ્ર૦ પેટ બળે પણ ગામ ન બાળો એટલે શું ?

ઉ૦ માધવની સ્ત્રીનું રાજા કરણે હરણ કર્યું, ને કેશવને માર્યો, તેની માધવને લાગણી થવાથી દિલ્હી જઇ ગુજરાત જીતી લેવા અલ્લાઉદ્દીનને કહ્યું, તેથી ત્યાંથી લશ્કર આવીને ગુજરાત જીતી લીધું. એટલે પોતાના વેર ખાતર પોતાની જન્મભુમિને દુ:ખ દીધું. માધવે ખાનગી વેર માટે પોતાની જન્મભુમિ ઉપર આવું ભયંકર સંકટ આણી નાંખ્યું એ સારૂં ન કર્યું.

પ્ર૦ રજપૂત રાજ્યના અમલમાં લોક સ્થિતિ કેવી હતી ?

ઉ૦ આશરે ૭ સૈકાં સુધી ગુજરાતમાં રજપૂત રાજ્ય રહ્યું, તે દરમ્યાન લોકની સ્થિતિ એકંદરે સારી હતી; ગુજરાત રજપૂતોના હાથમાં આવ્યું, તે વખતના કરતાં તેમની પાસેથી ગયું ત્યારે તે વધારે આબાદ થયેલું હતું. પાલીતાણા, આબુ, સિદ્ધપુર અને પાટણનાં સુંદર મંદિરો અને દેવાલયો, તેમજ તેમનાં બંધાવેલાં અનેક જળાશયો, તથા તેમણે આબાદ કરેલાં નાનાં મોટાં નગરો અને કસબાઓ હજી મોજુદ છે; તેમના વખતની આબાદીની તે વખતનાં વાવ, કૂવા, તળાવો, દહેરાંઓ તેમજ મંદિરો સાક્ષી પૂરે છે. સાતમા સૈકામાં એક ચિનાઈ મુસાફરે આપણા દેશની મુલાકાત લીધી હતી, તેના કહેવાથી જણાય છે કે વલ્લભીપુરના વતનીઓ દરિયા માર્ગે બહુ સારો વેપાર ચલાવતા, પ્રાંતના કિનારા ઉપર કેટલાંક બંદરો આવેલાં હતાં; અને પરદેશ સાથેના બહોળા વેપારને લીધે લોકોએ પુષ્કળ દોલત એકઠી કરી હતી. રાજનગરમાં આશરે સો કુટુંબો કરોડાધિપતિ ગણી શકાય એવી આબાદ અને સુખી સ્થિતિમાં હતાં.

પ્ર૦ રજપૂત રાજ્યના અમલમાં ધર્મ અને કેળવણીની સ્થિતિ કેવી હતી ?

ઉ૦ ગુજરાતમાં બ્રાહ્મણ ધર્મ, બૌદ્ધ ધર્મ, અને જૈનધર્મ ચાલતો. ધર્મ સંબંધી પંડીતોના વાદવિવાદ થતા, પણ ઝઘડા થતા નહિ. વળી એક ધર્મના રાજાઓ બીજા ધર્મના માનનીય પુરૂષોનો સત્કાર કરતા. કોઇ કોઇવાર અન્ય ધર્મના લોકોને સામો ઇનામમાં મળતાં. પણ ધર્મની બાબતમાં કોઇ પ્રકારનો જુલમ થતો નહિ.

કેળવણી માટે રાજ્ય તરફથી શાળાઓ સ્થાપવામાં આવી નહોતી. કોઇ કોઇ સ્થળે બ્રાહ્મણો શાળાઓ ચલાવતા, તેમાં લખતાં વાંચતાં શીખવવામાં આવતું. કોઇ કોઇ શાળાઓમાં ધર્મનું વ્યાકરણનું તથા સાહિત્યનું જ્ઞાન આપવાની વ્યવસ્થા હતી. આવી સંસ્થાઓના ચાલકો વિદ્વાન પંડીતો અને સાધુ પુરૂષો હતા. આ લોકોને રાજ્ય તરફથી સારો આશ્રય મળતો. કોઇને વર્ષાસન તો કોઇને જમીન ઇનામમાં મળતી.

પ્ર૦ રજપૂત રાજ્યના અમલમાં મહેસુલ સંબંધી વ્યવસ્થા કેવી હતી?

ઉ૦ ભાગ વટાઇથી મહેસુલ વસુલ લેવામાં આવતું. રાજ્ય તરફથી મંત્રીઓની નીમણુંક કરવામાં આવતી; અને તેઓની મારફતે જમીનના ઉત્પન્નનો અમુક ભાગ સરકારમાં વસુલ લેવાતો હતો. કહે છે કે ખેડુતોને સરકારનો હક ભારે લાગતો નહિ, તેથી તેમની સ્થિતિ સારી હતી.

પ્ર૦ ગુજરાતમાં ક્યા ક્યા રજપૂત વંશોનું રાજ્ય ક્યાંથી ક્યાં સુધી ચાલ્યું?

ઉ૦ ઇ. સ. ના સાતમા સૈકાના અંત ભાગથી લગભગ બસો વરસ સુધી ચાવડાવંશના રજપૂતોનું રાજ્ય રહ્યું, ત્યાર પછી સોલંકી વંશના રાજાઓએ લગભગ ત્રણસો વર્ષ સુધી રાજ્ય કર્યું, ત્યાર પછી સને ૧૨૪૪ થી વાઘેલા વંશના રાજાઓએ ઇ. સ. ૧૩૦૪ સુધી રાજ્ય ચલાવ્યું. એ પ્રમાણે લગભગ સાડી પાંચસેં વરસ રજપૂત રાજ્ય ચાલ્યું.

પ્ર૦ ગુજરાતમાં દિલ્હીના બાદશાહોની હકુમત કેવી રીતે ચાલી?

ઉ૦ અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત જીત્યું, તે વખતે હિંદુઓ સલમાનોને દુશ્મન ગણતા, અને મુસલમાનોએ આપણી સ્વતં-

ત્રતા છીનવી લીધી છે અને આપણા ધર્મને તેઓ અપમાન આપે છે. એમ માની તેમના ઉપર બહુ બળતા. તેરમા સૈકાની આખરથી લગભગ સો વર્ષ સુધી ગુજરાત દિલ્હીના બાદશાહતના એક પરગણા જેવું હતું. તેના ઉપર દિલ્હીના બાદશાહની આજ્ઞાનુસાર સુબાઓ અમલ ચલાવતા. તઘલખવંશ સુધી આ પ્રમાણે રાજ વ્યવસ્થા રહી. તે વખતે ગુજરાતમાં ખેતી તથા વેપારવણુજ ઠીક ચાલતો, લોકો હુન્નર કળામાં ઠીક પંકાતા. સુરત, ભરૂચ અને ખંભાત જેવાં શહેરોની આબાદી વખણાતી.

પ્ર૦ ગુજરાતમાં સ્વતંત્ર મુસલમાની રાજ્ય કોણે શી રીતે સ્થાપ્યું ?

ઉ૦ દિલ્હીની ગાદીએ તઘલખ વંશના બાદશાહો હતા, તે વખતે રાજ્યમાં ઘણીજ અંધાધુંધી ચાલતી હતી; તે વખતે ગુજરાતનો હાકેમ ફરહત–ઉલ–મુલ્ક નામનો હતો; એણે સ્વતંત્ર અધિકારજ વાપર્યો હતો. તેણે હિંદુઓ સાથે સમાધાનીથી વર્તી તેમની પ્રીતિ સંપાદન કરી હતી. દિલ્હીના પાદશાહોની નબળાઇનો લાભ લઇ પ્રાંતના સુબાઓએ બંડ કર્યાં અને જે તે પ્રાંતના પોતેજ માલીક થઇ પડયા. તેમાંનો એક ગુજરાતનો સુબો જાફરખાન પણ હતો. એ હ. સ. ૭૯૯ માં મુજફ્ફરશાહ નામ ધારણ કરી ગુજરાતનો સ્વતંત્ર હાકેમ થયો.

પ્ર૦ ગુજરાતની ગાદી ઉપર કયા કયા મુસલમાન સુલતાનો પ્રખ્યાત થઇ ગયા ?

ઉ૦ અહમદશાહ, મહમુદ બેગડો અને બહાદુરશાહ.

પ્ર૦ અહમદશાહ શાથી પ્રખ્યાત થયો ?

ઉ૦ એ હિંદુ જમીનદારોને દુશ્મન ન ગણતાં પોતાના દોસ્ત બના-

વતો, તથા જાયુકના લશ્કરના નિભાવ માટે જાગીર આપતો. એણે લોકોને સુખી કરવાના રસ્તા શોધ્યા, લુંટારા અને વાટ પાડુઓને વશ કર્યા, રાજ્યનું રક્ષણ કરવાને કિલ્લા બાંધ્યા, પ્રજાને અદલ ઇન્સાફ આપવાને એ ઘણો ઉત્સુક હતો, હમેશાં ડાહ્યા અને સાધુ પુરૂષોની સલાહ લઇ કામ કરતો, રાજ્યના અમલદારો રૈયત ઉપર જુલમ ન કરે, તેને માટે જોખમદારીની જગા ઉપર પ્રમાણિક અને હોશિઆર માણસોની નીમણુંક કરી.

હાલનું અમદાવાદ શહેર એણે વસાવ્યું, અને પાટણને બદલે ત્યાં રાજધાની કરી. કેટલાંક સુંદર અને ભવ્ય મકાનો એણે બંધાવ્યાં. ભદ્રનો મજબુત કિલ્લો અને જુમામસજીદ બંધાવ્યાં. શહેરને ફરતો મજબુત કોટ બંધાવ્યો. શહેરની આબાદી અને દોલત વધારવાને આસપાસના મુલકમાંથી વેપારીઓને, વણકરોને, તથા કારીગરોને બોલાવી ત્યાં વસાવ્યા. અમદાવાદ આજે પણ વેપાર રોજગારને માટે પ્રસિદ્ધ છે, એણે આજુબાજુનો મુલક જીતી રાજ્યમાં ઘણો વધારો કર્યો હતો. લોકો એને મોટો પ્રતાપી હાકેમ ગણી હજી પણ સંભારે છે.

પ્ર૦ મહમદ બેગડાના ગુણ અને તેની પ્રખ્યાતીનું શું કારણ?

ઉ૦ એ ઘણો હિંમતવાન, ચતુર અને પરાક્રમી હતો. એ અદલઇન્સાફી ને નેકમાર્ગે ચાલનારો હતો; તે ઘણા ડાઠમાઠથીરહેનારો, મોજીલા સ્વભાવનો ફક્કડ માણસ હતો. એણે જુનાગઢ તથા પાવાગઢ એ બે ગઢ જીત્યા, તેથી તેને મહમદ બેગડો કહે છે. વળી એણે વાત્રક નદીને કાંઠે મહેમદાવાદ શહેર બંધાવ્યું. તેમજ સરખેજનું તળાવ બંધાવી તેને કાંઠે એક મહેલ બંધાવ્યો,

ત્યાં એણે એક રોજો પણ બંધાવ્યો હતો. એણે કેટલીક મસીદો, પાઠશાળાઓ અને મુસાફરખાનાં બંધાવ્યાં હતાં, એ સુલતાનના આશ્રયથી કસબી કારીગરો અને નકશી કામ કરનારા અમદાવાદમાં આવીને વસ્યા. એણે જમીન તથા દરિયા ઉપર ઘણી ફતેહ મેળવી, બેટના ચાંચીઆ તથા ફીરંગીઓને દરિયાઇ લડાઇમાં હરાવ્યા. એનાં પરાક્રમોથી દિલ્હીના પાદશાહે પણ ગુજરાતના સ્વતંત્ર સુલતાન તરીકે એને માન્ય રાખ્યો.

પ્ર૦ બહાદુરશાહ શાથી પ્રખ્યાત થયો ?

ઉ૦ એને મુલકો સર કરવાનો ઘણો શોખ હતો; તે કારણથી તેને મોટું લશ્કર રાખવાની જરૂર પડી હતી. લશ્કરના ખરચ માટે નાણાં જોઇએ, તે મેળવવા સારૂ એણે મહાલો ઇજારે આપવાનો રિવાજ શરૂ કર્યો. જે વધારે પૈસા આપે તેને મહાલ ઇજારે મળતો. આ રીતથી સરકારને વધારે નાણાં મળ્યાં ખરાં, પણ આખરે દેશ ઘણોજ ગરીબ થતો ગયો, અને પ્રજાને બહુ વેઠવું પડયું. એના વખતમાં રાજ્યની હદ બહુજ વધી. આખો ગુજરાત એના તાબામાં હતો, તે ઉપરાંત રજપૂતાના, માળવા, ડુંગરપુર, વાંસવાડા, ખાનદેશ, બાગલાણ, મુંબાઇ, વસાઇ તથા દમણ વગેરે એની હકુમતમાં હતાં, એટલુંજ નહિ પણ એકવાર અહમદનગર, વિજાપુર, વરાડ અને ગોવળકાંડા તથા બુરાનપુરનાં રાજ્યો એને ખંડણી આપતાં હતાં. આટલેથી તેને સંતોષ થયો નહિ, ને ચિતોડ ઉપર ચઢાઇ કરી ઘેરો ઘાલ્યો તેથી રજપૂતોએ દિલ્હીના બાદશાહ હુમાયુની મદદ માગી, તેથી હુમાયુએ આવી મંદેશ્વર આગળ બહાદુરશાહને હરાવ્યો, અને ચાંપાનેર જીતી લઇ પોતાના

બાહને ગુજરાતનો સુબો નીમ્યો. આ પ્રમાણે રજપૂતોના અરજ ઉપરથી હુમાયુએ મુસલમાન પાદશાહ સાથે લડાઇ કરી, તેથી સોળમા સૈકામાં હિંદુ મુસલમાન વચ્ચેનો ભેદ ઓછો થએલો જણાય છે. દિવ અને દમણમાં ફિરંગીઓ વસતા હતાં. તેમની સાથે લડતાં બહાદુરશાહ માર્યો ગયો.

પ્ર૦ ગુજરાતના મુસલમાની રાજ્યની પડતી શાથી થઇ ?

ઉ૦ બહાદુરશાહના મરણ પછી જે સુલતાનો થયા, તેમાંના કેટલાક નાનપણમાં ગાદીએ બેઠા, તેથી રાજ્યની વ્યવસ્થા બરાબર રાખી શકયા નહિ, એટલે અમીરો સ્વતંત્ર થઇ રાજ વહીવટમાં હાથ ઘાલતા થયા, ત્રીજા મુજફ્ફરશાહના વખતમાં ઇતામદખાન નામના અમીરના હાથમાં બધો રાજ વહીવટ હતો, તેની બીજા અમીર ઉમરાવો અદેખાઇ કરતા, અને રાજ્યના જુદા જુદા ભાગો બથાવી પડી સ્વતંત્ર થવાની કોશીશ કરતા, તેથી અંધેર વધી પડી રાજ્યની પડતી થઇ.

પ્ર૦ ગુજરાતનું રાજ્ય દિલ્હીની પાદશાહતમાં શી રીતે ગયું છે ?

ઉ૦ ઇતીમદખાનની બીજા અમીર ઉમરાવો અદેખાઇ કરવા લાગ્યા, તેથી તેણે દિલ્હીના અકબર પાદશાહને ગુજરાતનો કબજો લેવાની અરજ કરી; તેથી અકબર લસ્કર લઇને પાટણ આવ્યો, ત્યાં ઇતીમદખાનને મળ્યો; અકબરે અમદાવાદ ઉપર ચઢાઇ કરી તે જીતી લીધું, અને એક મુસલમાન સુબો ગુજરાતમાં નીમી દિલ્હી ગયો. ઇ. સ. ૧૫૭૩. ગુજરાતના લોકોને ભારે કર ભરવો પડતો હતો, તે ઓછો કરવાને અકબરે પોતાના પ્રધાન ટોડરમલને ફરમાવ્યું. ત્યાર પછી કેટલીક મુદતે ઇતીમદખાનને ગુજરાતનો સુબો નીમ્યો. મુજફ્ફરશાહ દિલ્હીના

કેદખાનામાં હતો, તે ત્યાંથી કંટાળીને ગુજરાતમાં નાશી આવ્યો, ત્યાં તેને કેટલાક જુના દોસ્તો અને સિપાઈઓ મળ્યા. તેણે અમદાવાદ ઉપર ચઢાઇ કરી શ્હીમદખાનને હરાવ્યો, ને શહેર કબજે લીધું, પણ અકબરે ખાનખાનાન નામે સુબાને મોકલ્યો. તેણે મુજફ્ફરને સરખેજ અને વડોદરા આગળ હરાવ્યો. ઘણી નાસભાગ અને લડાઇઓ થયા કેડે કચ્છના રાવે મુજફ્ફરને મોગલોને હવાલે કર્યો. તેથી કેદી થવા કરતાં મરવું સારૂં એમ વિચારી મુજફ્ફરે આપઘાત કર્યો. એ રીતે ગુજરાતના મુસલમાની સુલતાનોનો અંત આવ્યો ઇ. સ. ૧૫૮૪. આજથી મોગલ પાદશાહ તરફથી નીમાયલા સુબાઓએ ગુજરાતના સ્વતંત્ર હાકેમની જગ્યા લીધી. આ રીતે ગુજરાત મોગલ સલ્તનતનો એક ભાગ બની રહ્યું.

પ્ર૦ મરાઠી રાજ્યનો સ્થાપનાર કોણ? અને તેનું ઓળખાણ આપો.

ઉ૦ શિવાજી છત્રપતિ. ઉદેપુરના રાણાનો એક વંશજ દક્ષિણમાં જઇ વસ્યો હતો, તેની દશમી પેઢીએ એક માલોજી નામે સરદાર થયો, એને શાહજી નામે દીકરો હતો. શાહજીનું લગ્ન જીજાબાઇ વેરે થયું હતું. એ દંપતીને પેટે ઇ. સ. ૧૬૨૭ માં જે મહા પુરૂષ અવતર્યો, તેનું નામ શિવાજી હતું. એને દાદાજી કોંડદેવ નામે બ્રાહ્મણે રાજનીતિ તથા યુદ્ધ કળાનું ઉત્તમ શિક્ષણ આપ્યું હતું. એની માતાએ પણ એક વીરબાળાને છાજે એવો ઉપદેશ આપ્યો હતો. શિવાજીના ગુરૂ રામદાસ સ્વામી હતા.

પ્ર૦ શિવાજી મહારાજે મરાઠી રાજ્યની સ્થાપના શી રીતે કરી?

ઉ૦ શિવાજી જેમ જેમ ઉમરે વધતો ગયો, તેમ તેનું શૌર્ય ઝળક્યું, આસપાસના ઘાટી લોકોને એકઠા કરી પ્રથમ મુસલમાની મુલકમાં લુંટ કરવા માંડી. શિવાજી તેમને લુંટમાંથી ભાગ

આપતો, અને એ લોકો તેમના હુકમ પ્રમાણે વર્તતા. થોડા વખતમાં તેણે વિજાપુરના કિલ્લા સર કરવા માંડ્યા. પણ તેમના પિતા શાહજી વિજાપુરના રાજ્યમાં નોકર હોવાથી મોગલાઇ મુલક હાથ કરવા માંડયો. આથી મોગલોને તથા વિજાપુરના હાકેમને ગુસ્સો ચઢવાથી તેને તાબે કરવાને લશ્કર મોકલ્યું. પણ શિવાજીએ વિજાપુરના સરદાર અફઝલખાનને છળથી માર્યો, અને મોગલ નાયક સાહિસ્તખાનને ઇ. સ. ૧૬૬૨ માં ઘાયલ કર્યો. શિવાજીના આવા પરાક્રમથી લશ્કરને શૂર ચઢયું અને ઘણી હિંમત આવી. આ વખતે સુરત મોટું બંદર હતું. ત્યાંના ધનાઢય વેપારીઓ દુનિયાના જાણીતા દેશો સાથે વેપાર કરતા હતા. સુરતમાં તે વખતે ચોર્યાસી બંદરના વાવટા ઉડતા હતા અને આઠ લાખ માણસની વસ્તી હતી. આજે જેવું મુંબાઇ છે, તેવું તે દહાડે સુરત હતું. શિવાજીએ એ શહેર લુટયું, ત્યાંથી તેને પુષ્કળ ધન મળ્યું. તે વડે શિવાજીએ રાયગઢમાં રાજધાની કરી, રાજ્યાભિષેક કરાવી પોત્તાના નામના સિક્કા પડાવ્યા ઇ. સ. ૧૬૬૪.

પ્ર૦ શિવાજી મહારાજના ગુણ કહો.

ઉ૦ મહાભારત અને રામાયણની કથા સાંભળ્યાથી શિવાજીમાં આર્યત્વનું અભિમાન આવ્યું હતું. ગુરૂની શિખામણ પ્રમાણે મહારાષ્ટ્રમાં લોકોને જાગ્રત કર્યા અને કળ અને બળથી આર્ય ધર્મની કીર્તિ તાજી કરી, તેને ભયંકર વિટંબણા પડ્યા છતાં, એ કાર્યદક્ષ, યુદ્ધ કુશળ અને ચતુર વીરનર પ્રભુની સહાયથી પોતાની ધારણા પાર પાડી શકયો, એણે હિંદુ રાજ્યની સ્થાપના કરી, ને મોગલાઇના પાયા હચમચાવી નાંખ્યા. લશ્કર

અને રાજ્યની સારી વ્યવસ્થા કરીને કેટલાક કિલ્લા બંધાવ્યા. એ મહાપુરૂષ ઇ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો.

પ્ર૦ મરાઠી રાજ્યની શરૂઆત વખતે દિલ્હીમાં કોનો અમલ ચાલતો હતો?

ઉ૦ રજપૂતસ્થાનના સર્વોપરી રાણા સંગને હરાવીને ૧૫૨૭ માં બાબરે મોગલાઇની સ્થાપના કરી, ત્યારપછી અકબર, જહાંગીર, શાહજહાં અને ઔરંગઝેબ જેવા મહાન પાદશાહો એ ગાદી ઉપર થઇ ગયા. એ વખતનો આપણા દેશનો ઇતિહાસ બહુ તેજોમય છે. તાજમહેલ તથા મયૂરાસન જેવી જગત્‌ને છક કરી નાંખે એવી વસ્તુઓ આ સમયમાં થઇ હતી, અકબર અને શાહજહાંએ રૈયતને સુખી કરવાની તથા ન્યાય આપવાની સારી તજવીજ કરી હતી. વિદ્યા અને વેપારની સારી વૃદ્ધિ થઇ હતી. પણ ૧૬૫૮ માં આલમગીર નામ ધારણ કરીને ઔરંગઝેબ ગાદીએ આવ્યો, તેણે ધર્મને બહાને હિંદુઓને કનડવા માંડયા. આ બાદશાહે પોતાના બાપને કેદ કરી ભાઈ ભાંડુઓને દગલબાજીથી મારીને રાજ્ય મેળવ્યું હતું. એના સમયમાં મહારાષ્ટ્રમાં મરાઠી હિંદુ રાજ્યની સ્થાપના થઇ હતી.

પ્ર૦ ગાયકવાડના મૂળ પુરૂષ કોણ હતા? અને તેમનું રહેઠાણ ક્યાં હતું?

ઉ૦ દામાજીરાવ ગાયકવાડ. પુના પાસેના દાવડી ગામમાં નંદાજી ગાયકવાડ રહેતા હતા, તેમના દીકરા કેરોજીરાવના એ પુત્ર હતા. તેઓ શાહુ મહારાજાની પાગા
ખંડેરાવ દાભાડેને મદદ આપી હતી. પોતાની બહાદુરી અને

શાણપણને લીધે તથા લડાઇમાં બહાદુરી બતાવવાથી લશ્કરના નાયક થયા હતા.

પ્ર૦ દામાજીરાવ ગાયકવાડ ગુજરાતમાં શી રીતે દાખલ થયા?

ઉ૦ શિવાજી મહારાજથી ત્રીજી પેઢીએ શાહુ છત્રપતિ રાજા થયો. તેમનો સેનાપતિ ખંડેરાવ દાભાડે નામે હતો. તેણે ગુજરાતમાં પ્રવેશ કરી ખંડણી ઉઘરાવવી શરૂ કરી. આ વખતે ગુજરાતમાં મોગલોની સત્તા હતી, પણ તે ઘણી નબળી સ્થિતિમાં હતી. દિલ્હીના પાદશાહે નીમેલા સુબાઓ સ્વતંત્ર થઇ ગયા હતા. પણ તેમનામાં મરેઠાને અટકાવવાનું બળ નહોતું. દાભાડેની સાથે દામાજીરાવ ગાયકવાડ પણ હતા. તેમનો ગુજરાતમાં આવવાનો રસ્તો પીપળનેર, સોનગઢ, નવાપુર તથા નવસારી થઇને હતો. તેમને ભયને પ્રસંગે કાંઈ અડચણ ન પડે, માટે રસ્તા ઉપર પોતાનાં થાણાં મૂક્યાં હતાં. મરાઠા સૈન્ય ઠેઠ અમદાવાદની પડોશમાં જઇ પહોંચતું, અને જે લુંટ આવતી તે લઇને નાંદોદ અને રાજપીપળાની હદમાં કાયમનો પડાવ નાંખીને રહેતા.

પ્ર૦ દામાજીરાવ ગાયકવાડને સમશેર બહાદુરનો ઇલકાબ શી રીતે મળ્યો?

ઉ૦ ઇ૦ સ૦ ૧૭૨૦ માં નિજામનું રાજ્ય સ્થાપનાર અસોફજાહ અને સૈયદના સરદાર આલમ અલીખાન વચ્ચે મોટી લડાઇ થઇ, આ વખતે દાભાડેવાળું સૈન્ય જેમાં દામાજીરાવ પણ સામેલ હતા, તે આલમ અલીખાનના પક્ષમાં હતું. લડાઇમાં દામાજીરાવની બાહોશી બહુ વખણાઇ, ને દાભાડેનું સૈન્ય પરાક્રમથી પ્રખ્યાત થયું. આ લડાઇ બાલાપુર આગળ થઈ.

તેમાં દામાજીરાવે સારી કીર્તિ મેળવી, તેથી ખુશ થઇ શાહુ મહારાજે તેમને સેનાપતિના હાથ નીચે રાખવાનું ઠરાવ્યું, તથા એક યોદ્ધાને શોભે એવો સમશેર બહાદુરનો ઇલકાબ આપ્યો. આ બહુ માનથી તેમની નામના વધી. બાલાપુરના યુદ્ધ પછી એક મહિનામાં દામાજીરાવનો સ્વર્ગવાસ થયો. એમને કાંઇ સંતાન ન હોવાથી એમની જગો ઉપર એમના ભત્રિજા પિલાજીરાવને કાયમ કર્યા. આજ પિલાજીરાવના વંશજો હજુસુધી વડોદરાની ગાદી ઉપર રાજ કરે છે. પ્રભુ એમનું રાજ્ય અમર રાખો !

પ્ર૦ પિલાજીરાવે સોનગઢનો કિલ્લો ક્યારે શા કારણે બંધાવ્યો ?

ઉ૦ ગાયકવાડે દાવડી ગામ છોડયા પછી નવાપુર ગામ પાસે પડાવ રાખ્યો હતો, ત્યાં એક વખત માર ખાધાથી ત્યાં આગળ એક ડુંગર પસંદ કરી મુકામ કર્યો, અને ત્યાં એક કિલ્લો બંધાવ્યો; તેમાં ગાયકવાડનું આખું કુટુંબ રહેતું હતું. ત્યાં એક ગામ વસાવ્યું, તે ગાયકવાડના રાજ્યનું મુખ્ય ગામ ગણાતું; ત્યાં પિલાજીરાવે ઇ. સ. ૧૭૧૯ માં એક થાણું બાંધ્યું, તે નવસારી પ્રાંતમાં છે, તેનું નામ સોનગઢ છે, ને તે ટાપ્તીવેલી રેલ્વેનું એક સ્ટેશન છે.

પ્ર૦ આ વખતે ગુજરાતમાં બીજા કયા મરેઠી સરદારો ચોથ ઉઘરાવતા ?

ઉ૦ કંથાજી કદમ બાંડે તથા ઉદાજીરાવ પવાર નામના સરદારો ગુજરાતમાંથી ચોથ ઉઘરાવતા હતા. પિલાજીરાવે સુરત અઠ્ઠાવીસી ઉપર અમલ બેસાડવાનું કર્યું. થોડી વખતમાં છેક અમદાવાદ જઇ ત્યાં પોતાના તરફથી એક મુખત્યાર નીમ્યો.

ગુજરાતમાં બે ત્રણ સ્વારી કરીને ૧૭૨૦ સુધીમાં પિલાજીરાવે પોતાની સત્તા જમાવી.

## (૧) પિલાજીરાવ ગાયકવાડ ૧૭૨૧ થી ૧૭૩૨.

પ્ર૦ પિલાજીરાવને વડોદરા ક્યારે અને શી રીતે મળ્યું ?

ઉ૦ દિલ્હીની પાદશાહત નબળી પડી જવાથી પાદશાહી સુબાઓ માંહોમાંહે વઢતા. આ વખતે ગુજરાતના બરતરફ થયેલા અને નવા નીમાયલા બે સુબાઓમાં માંહો માંહે લઢાઇ જાગી, તેમાં એકનો પક્ષ પિલાજીરાવે લીધો, ને બીજાનો કંથાજીએ લીધો. એ લઢાઇને અંતે કેટલોક મુલક મળ્યો; તેની વહેંચણી કરતાં બન્નેમાં વાંધો પડયો. પણ છેવટે એમ ઠર્યું કે મહી નદીની ઉત્તર તરફના મુલકમાં કંથાજીએ ચોથ ઉઘરાવવી અને પિલાજીરાવને મહી નદીની દક્ષિણનો મુલક મળ્યો. આથી વડોદરા પિલાજીના હાથમાં આવ્યું. ઇ. સ. ૧૭૨૪.

પ્ર૦ મરેઠી સરદારોને ચોથ ઉઘરાવતા અટકાવવાને સર બુલંદખાને શો ઉપાય કર્યો ?

ઉ૦ મરેઠાઓને ચોથ ઉઘરાવતા અટકાવવાને સર બુલંદખાને પેશાની મદદ માગી. બાજીરાવ પેશ્વાનો ભાઇ મોટું લશ્કર લઇ ગુજરાતમાં આવ્યો, તેણે પુષ્કળ લુંટફાટ કર્યા પછી સર બુલંદખાન પાસે માગણી કરી કે ગુજરાતની ચોથ અને સરદેશમુખી આપશો તો અમે લુંટારાથી તમારૂં રક્ષણ કરીશું. સર બુલંદ નિરૂપાય હતો, તેથી તે માગણી સ્વીકારી. તે વાત દિલ્હી દરબારને ગમી નહિ, તેથી સર બુલંદની જગ્યાએ જોધપુરના રાજા અભયસિંહની સુબા તરીકે નીમણુંક કરી. અભ-

યસિંહે ઈ. સ. ૧૭૩૦ માં અમદાવાદ કબજે કર્યું, ને મોમીન-
ખાનને ખંભાતનો હાકેમ નીમ્યો.

પ્ર૦ ગાયકવાડી રાજ્યની સ્થાપના વડોદરામાં ક્યારે અને શી રીતે થઇ?

ઉ૦ વડોદરામાં હુસેનુદ્દીન બાબી અમલ કરતો હતો, તેની કુચાલ
અને મુસલમાનોના જુલમથી રૈયતે પાદરાના દલા પટેલની મા-
ર્ફતે પિલાજીરાવને તેડાવ્યા; તેમણે આવી વડોદરા કબજે કર્યું
અને બાબીને કેદ કર્યો; અને મોટી ધામધુમથી વડોદરામાં
ગાયકવાડી રાજ્યની સ્થાપના કરી. ઈ. સ. ૧૭૩૦.

પ્ર૦ પિલાજીરાવને સેના ખાસખેલનો ખિતાબ શી રીતે મળ્યો?

ઉ૦ પેશ્વાને મળેલા હકથી સામા પક્ષના મરેઠી સરદારોને નુકસાન
થયું; તેથી તેઓ નારાજ થયા અને પેશ્વા સાથે લઢાઇ કરવા
તૈયાર થયા. તેમની વચ્ચે લઢાઇ થઇ, તેમાં તેઓ ફાવ્યા
નહિ, કેમકે બાજીરાવ પેશ્વાએ ભીલુપુરની લઢાઇમાં જય મેળ-
વ્યો. ઈ. સ. ૧૭૩૧. આ લઢાઇમાં પિલાજીરાવનો એક પુત્ર
લઢતાં મરાયો. બાજીરાવના જયથી મરાઠા સરદારો દ્વેષે ભરાયા.
હારેલાને પોતાના પક્ષમાં લેવાથી જીતાયલો શત્રુ મિત્ર થાય છે
એ રાજનીતિ સ્વીકારી, બાજીરાવ પેશ્વાએ ખંડેરાવ દાભાડેના
પૌત્ર યશવંતરાવને સેનાપતિ નીમ્યો, અને તેની સાથે એવો
કરાર કર્યો કે ગુજરાતની ચોથ તેણે ઉઘરાવી ઉપજનો અરધો
ભાગ પેશ્વાની મારફત શાહુ મહારાજને પહોંચાડવો. યશવંતરાવ
દાભાડે સગીર વયનો હોવાથી પિલાજીરાવને તેનો રક્ષક નીમ્યો
ને શાહુ રાજા પાસે તેને સેના ખાસખેલનો ખિતાબ અપાવ્યો.

પ્ર૦ પિલાજીરાવનું મરણ ક્યારે અને શી રીતે થયું?

ઉ૦ પિલાજીરાવે ગુજરાતનો અભયસિંહે લઇ લીધેલો મુલક પાછો

મેળવ્યો, ને તેને બહુ હેરાન કરવા માંડયો. અભયસિંહે આથી પિલાજીરાવનું કાસળ કાઢવાનો વિચાર કર્યો. જ્યારે કંઇ ઉપાય ન સૂઝયો ત્યારે ડાકોર મુકામે પિલાજીરાવને દગલબાજીથી મારાઓ મારફત મરાવી નાંખ્યો. ઇ. સ. ૧૭૩૨.

પ્ર૦ પિલાજીરાવ પછી ક્યા ગાયકવાડ થયા ?

ઉ૦ તેમના પુત્ર દામાજીરાવ ૧૭૩૨ માં ગાદીએ બેઠા.

## ( ૨ ) દામાજીરાવ ગાયકવાડ ૧૭૩૨ થી ૧૭૬૮.

પ્ર૦ દામાજીરાવે બાબી પાસેથી વડોદરા ક્યારે ને શી રીતે લીધું ?

ઉ૦ પિલાજીરાવના અકાળ મૃત્યુ વખતે દામાજીરાવ દક્ષિણમાં હતા, ત્યાંથી આવી તેમણે પિતાની દહનક્રિયા સાવલી ગામે કરી, અને કંથાજી કદમ સાથે સલાહ કરી. પિલાજીરાવના મરણ પછી અભયસિંહે વડોદરા લઇને શેરખાન બાબીને આપ્યું હતું, તે દામાજીરાવે પાછું લીધું. ૧૭૩૪. એજ વર્ષમાં દામાજીરાવે ગુજરાતમાં અનેક શહેરો સર કર્યાં; જોધપુર ઉપર પણ સ્વારી કરી, તેથી અભયસિંહ ગુજરાત છોડી જોધપુર ગયો.

પ્ર૦ ગાયકવાડે અમદાવાદનો અરધો ભાગ શી રીતે મેળવ્યો ?

ઉ૦ અભયસિંહ જોધપુર ગયો, તેથી દિલ્હી દરબારે તેને કમી કરી ખંભાતના સુબા મોમિનખાનને ગુજરાતનો સુબો નીમ્યો. તેણે ગુજરાતમાં પોતાની સત્તા સ્થાપવા માટે ઇ. સ. ૧૭૩૭ માં ગાયકવાડની મદદ માગી. એ મદદ વડે તેણે અમદાવાદ ઉપર સ્વારી કરીને તે સર કર્યું. એ મદદના બદલામાં અમદાવાદનો અરધો ભાગ ગાયકવાડને આપવો પડયો.

પ્ર૦ દામાજીરાવની દક્ષિણ ઉપરની ચઢાઇ વિષે શું જાણો છો ?

ઉ૦ યશવંતરાવમાં કાંઇ દમ ન હોવાથી દામાજીરાવ મોટા સરદાર ગણાતા, બાજીરાવ પેશ્વા ૧૭૪૦ માં મરણ પામ્યાથી ત્યાં બે પક્ષ ઉભા થયા, તેથી દામાજીરાવ ગુજરાતની વ્યવસ્થા રંગોજીરાવને સોંપી પેશ્વાના વિરૂદ્ધ પક્ષની મદદમાં રહી ૧૭૪૩-૪૪ માં મોટું લશ્કર લઇ દક્ષિણમાં ગયા, પણ નહિ ફાવવાથી પાછા આવ્યા. અહિં દામાજીરાવના ભાઇ ખંડેરાવ અને રંગોજીરાવ વચ્ચે લડાઇ ઉભી થવાથી રંગોજીરાવને અધિકાર ઉપરથી દૂર કરી ખંડેરાવને નડીઆદ અને બોરસદ તાલુકાની સ્વતંત્ર માલકી આપી. એ બે તાલુકાઓ ઉપર ગાયકવાડની સત્તા લાંબો વખત પહોંચી હતી. છેક ઇ. સ. ૧૯૦૦ ની સાલ સુધી એ તરફનાં કેટલાંક ગામોમાં વડોદરા રાજ્યનું નાણું ચાલતું હતું.

પ્ર૦ બાજીરાવ પેશ્વાના મરણ વખતે તેમના રાજ્ય કરતા સરદારો કયા હતા?

ઉ૦ બાજીરાવના મરણ વખતે વરાડ પ્રાંતમાં રાઘોજી ભોંસલે, ગ્વાલીઅરમાં રાણોજી સિંધિયા, ઇન્દોરમાં મલ્હારરાવ હોલકર, ધારમાં આણંદરાવ પવાર, વડોદરામાં દામાજીરાવ ગાયકવાડ, તથા અકલકોટમાં ફતેસિંહ ભોંસલે એઓ પેશ્વા તરફથી રાજ કરતા સરદારો હતા.

પ્ર૦ પેશ્વા અને દામાજીરાવ વચ્ચે શા કોલકરાર થયા? ને તે શાથી?

ઉ૦ સતારાનો શાહુ રાજા ૧૭૪૯ માં સ્વર્ગવાસી થયો, તેને કંઇ સંતાન ન હોવાથી તેનો દત્તક શીવેશો પુત્ર રાજારામ ગાદી ઉપર બેઠો. તેને પેશ્વાના કબજામાંથી છુટો રાખવા પેશ્વાના

વિરૂદ્ધમાં એક પક્ષ ઉભો થયો હતો; દામાજીરાવ ગાયકવાડ આ પક્ષમા સામેલ થયા, તેમણે પ્રથમ પેશ્વાના સરદારોને જીત્યા, પણ છેવટે દામાજીરાવને પેશ્વાના કબજામાં જવું પડયું. આ વખતે પેશ્વાએ ગાયકવાડની ચઢેલી ચોથ માગી, તે આપવાની ના કહ્યાથી તેમની છાવણી લુંટી તેમને કેદ કર્યા, આથી પેશ્વાની માગણી પ્રમાણે સરતો કબુલ કરી બંધનમાંથી છુટયા. ૧૭૫૫. જે સરતો કબુલ કરી તે નીચે પ્રમાણે.

૧ ગાયકવાડે પાછલાં દેવા પેટે પંદર લાખ રૂપીઆ પેશ્વાને આપવા.

૨ દામાજીરાવના તાબામાં આ વખતે જે મુલક હોય તેનો અરધો ભાગ પેશ્વાને આપવો.

૩ ભવિષ્યમાં જે મુલકો જીતાય તેનો પણ અરધો ભાગ પેશ્વાને આપવો.

૪ ખંડણી તરીકે દર વરસે ગાયકવાડે પાંચ લાખ પચીસ હજાર રૂપિઆ આપવા.

૫ પેશ્વા જ્યારે માગે ત્યારે તેની મદદમાં ગાયકવાડે દશ હજાર ઘોડેસ્વાર આપવા.

૬ એના બદલામાં પેશ્વાએ દામાજીરાવને અમદાવાદ લેવાના, તથા મોગલોને ગુજરાતમાંથી કાઢી મૂકવાના કામમાં મદદ કરવી.

પ્ર૦ ગુજરાતમાંથી મુસલમાન સુબાઓનો શી રીતે અંત આણ્યો?

ઉ૦ દામાજીરાવ અને રાઘોબા પેશ્વાએ મોટું લશ્કર લેઇ ૧૭૫૩ માં અમદાવાદને ઘેરો ઘાલ્યો, જુવાન મહંમ્મદખાન બાબીએ બહુ બહાદુરીથી રક્ષણ કર્યું, પણ અનાજ ખૂટવાથી તાબે થવું પ-ડયું. અમદાવાદના બે ભાગ કરી એક પેશ્વાએ રાખ્યો બીજો ગાયકવાડને આપ્યો. બીજો જીતેલો મુલક પણ અરધો અરધ

વહેંચી લીધો, અને બાબીને રાધનપુરનો મુલક આપ્યો. ઇ. સ. ૧૭૫૭.

પ્ર૦ મરેઠી સત્તા વધારવાની કોણે, શી તજવીજ કરી ?

ઉ૦ બાજીરાવ પેશ્વાએ મરેઠી સત્તા વધારવાને બહુજ મહેનત કરી હતી. તેણે એકવાર ભરદરબારમાં નીચે પ્રમાણે કહ્યું હતું. "ભરતખંડમાંથી પરદેશીઓને હાંકી કાઢી આર્ય રાજ્ય સ્થાપી અમર નામ કરવાનો સમય હમણાં આવ્યો છે. ઉત્તર ભરતખંડમાં સ્વારી કરી, પાદશાહી તોડયાથી ભગવો ઝુંડો અટક સુધી ઉડશે. ક્ષય પામતા ઝાડને થડમાંથી કાપ્યું એટલે એનાં ડાળાં પાંખડાં આપોઆપ ખરી પડશે." બાજીરાવનાં આ વચનો મરાઠાઓએ ખરાં પાડયાં. તેઓએ ૧૭૬૦ ની પહેલાં અટક સુધી પોતાનો ઝુંડો રોપ્યો હતો. નિઝામ જેવા શત્રુને ઉદ્‌ગીરની લઢાઇમાં હરાવ્યો હતો, તથા કર્ણાટક અને મ્હેસુર પાસેથી પણ ખંડણી લીધી હતી. જ્યારે અંગ્રેજો પોતાની સત્તા સ્થાપવાને મથી રહ્યા હતા, ત્યારે પેશ્વાની સત્તા પૂર્ણ જામેલી હતી.

પ્ર૦ પાણીપતની લઢાઇ અને તેનું શું પરિણામ આવ્યું ?

ઉ૦ પેશ્વાએ પંજાબ પ્રાંત લીધો, તેથી અહમદ દુરાની જબ્બર લશ્કર લઇ હિંદમાં આવ્યો. સ્વાભાવિક રીતે એના લશ્કરમાં બધા પઠાણ સિપાઇઓ હતા. આ તરફ આખા ભરતખંડમાં પેશ્વાની સત્તા જામી હતી, તેણે સઘળા હિંદુ મુસલમાન હાકેમોને તાબેદાર બનાવ્યા હતા. હિંદુ રાજ્ય સ્થાપવાના આ પ્રયાસથી અહમદશાહ ગુસ્સે થઇ ચઢી આવ્યો, એટલે મુસલમાનો અહમદશાહના પક્ષમાં ભળ્યા, ને હિંદુઓ પેશ્વાની સહાયે આવ્યા. મરાઠા અને પઠાણો વચ્ચેની લઢાઇ, તે હિંદુ મુસ-

સમાન વચ્ચેની લઢાઇ થઇ પડી. આ લઢાઇને અંતે પાદશાહત કોને હાથ જશે તે નક્કી થવાનું હતું. પેશ્વાના પક્ષમાં દામાજી-રાવ અને બીજા હિંદુ સરદારો હતા. આ વખતે મરાઠી સૈન્ય અનેક વિકટ પ્રસંગોનો અનુભવ લઇને તે કવાયતી બન્યું હતું. પેશ્વાના સરદાર સદાશીવરાવની સરદારી નીચે પાણીપતના રણમાં પઠાણ સૈન્ય સાથે યુદ્ધ થયું, મરેઠાઓ બહુ બહાદુરીથી લઢયા પણ સદાશીવની ભૂલથી મરાઠા સૈન્યમાં મતભેદ થયો હતો. પરિણામ મરેઠાઓની હાર થઇ. ૧૭૬૧.

પ્ર૦ ઘોડપની લડાઇ વિષે શું જાણો છો ?

ઉ૦ પુનામાં માધવરાવ પેશ્વા અને તેમના કાકા રઘુનાથરાવ વચ્ચે તકરાર ઉભી થઇ; વખત જતાં બંને વચ્ચેના કુસંપે ભયંકર રૂપ પકડયું. રઘુનાથરાવના પક્ષમાં દામાજીરાવ ભળ્યા; આથી માધવરાવને બહુ ક્રોધ ચઢયો. રઘુનાથરાવ ખુલ્લી રીત ભત્રિજા વિરૂદ્ધ બહાર પડયો, તેની મદદમાં દામાજીરાવે પોતાના પુત્ર ગોવિંદરાવને એક મોટું ઘોડેસ્વાર લશ્કર લઇને મોકલ્યો. માધ-વરાવે બંનેના એકત્ર લશ્કરને ઘોડપ આગળ હરાવ્યું, અને બન્નેને કેદ પકડયા ને પુને મોકલી દીધા. ઇ. સ. ૧૭૬૮. પેશ્વાને હાથે ગાયકવાડનો આ ત્રીજો પરાજય હતો, તેથી સ્વા-ભાવિક રીતે આ વખતે પેશ્વાએ ઘણી ભારે સરતો કરાવી લીધી.

૧ ગાયકવાડનો ત્રેવીસ લાખ પચીસ હજાર રૂપિયા દંડ કર્યો.

૨ પાછલી બાકી પેટે પંદર લાખ પંચોતેર હજાર રૂપિયા આપ-વાના ઠરાવ્યા.

૩ ખંડણી વધારીને સવાપાંચ લાખને બદલે સાત લાખ અગ-ણ્યાસી હજારની ઠરાવી.

૪ લશ્કરી મદદ જે પ્રથમ આપતા હતા, તે કમી કરી માત્ર ત્રણ ચાર હજાર ઘોડેસ્વારની ઠેરવી.

પ્ર૦ ઘોડપની લડાઇમાં ગાયકવાડની હાર થવાથી પેશ્વાએ વડોદરા રાજ્ય ઉપર શા અધિકાર મેળવ્યા ?

ઉ૦ ગાયકવાડના વારસને ગાદી મેળવવા માટે પેશ્વા પાસે સનદ લેવી પડે, અને તેવે પ્રસંગે પેશ્વાને નજરાણો મળે એવી તક પેશ્વાને દામાજીરાવના મરણથી મળી આવી; આ રીતે પેશ્વાએ વડોદરા રાજ્ય ઉપર ઘણો અધિકાર મેળવ્યો.

પ્ર૦ દામાજીરાવનું મરણ શી રીતે થયું ?

ઉ૦ દામાજીરાવ પાટણમાં હતા, ત્યાં કોઇ રસાયણિક પ્રયોગને લીધે એમનું મરણ થયું એવી લોક વાયકા છે. કોઇ કહે છે કે શત્રુ-ઓએ રચેલાં કાવતરાંનો એ ભોગ થઇ પડયા હતા. એમ કહે-વાય છે કે એમના દુશ્મનોએ એક યોગીને એમની પાસે મોકલ્યો, તેણે એમને સોનું બનાવવાની રીત શીખવવાનું વચન આપ્યું, ને એક ઓરડામાં ભઠ્ઠી સળગાવી ત્યાં એમને સાચવવા માટે બેસવાનું કહ્યું, દામાજીરાવે તે પ્રમાણે કર્યું, પરિણામ એ થયું કે બેહોશ થઇ મરણ પામ્યા.

પ્ર૦ દામાજીરાવે રાજ્યમાં શો વધારો કર્યો ?

ઉ૦ એમણે કાઠીઆવાડમાં કેટલોક મુલક જીત્યો હતો, ઇડર સર કીધું હતું, અને બાબી પાસેથી ઘણાં પરગણાં જીતી લઇ ગુજરાતની જુની રાજધાની પાટણમાં પોતાની ગાદી સ્થાપી હતી. વળી જો પેશ્વા જોડે અણબનાવ ન થયો હોત તો કદાચ ઇડર પણ વડોદરા રાજ્યે ખાલસા કીધું હોત.

પ્ર૦ દામાજીરાવના ગુણ કહો.

ઉ० એ ઘણા શૂરવીર પુરૂષ હતા, એમણે અનેક પ્રસંગે લડાઇમાં સારી હિંમત બતાવી હતી. એમના મરણથી મરેઠી રાજ્યમાંથી એક પ્રખ્યાત અને હોંશિયાર સરદાર ઓછો થયો. ઇ. સ. ૧૭૬૮ માં ૩૬ વરસ રાજ કરી એ મરણ પામ્યા.

## ( ૩ ) સયાજીરાવ ( પહેલા ) મુતાલિક ફતેહસિંહરાવ ૧૭૬૮ થી ૧૭૭૮.

પ્ર० દામાજીરાવને કયા કયા દીકરા હતા ?

ઉ० સયાજીરાવ, ગોવિંદરાવ, મલ્હારરાવ ઉર્ફે રામરાવ, માનાજીરાવ ને ફતેહસિંહરાવ.

પ્ર० દામાજીરાવના મરણ પછી ગાદી કોને શી રીતે મળી ?

ઉ० દામાજીરાવના મોટા દીકરા સયાજીરાવ હતા, તે બીજી પત્નીના હતા, ગોવિંદરાવ મોટી પત્નીના હતા, પણ તે ઉમરે નાના હતા; તેથી ગાદીના હક્ક સંબંધે તકરારો ચાલી; પ્રથમ તો ગોવિંદરાવે માધવરાવ પેશ્વાને મોટો નજરાણો આપી ગાદી મેળવી; પરંતુ સયાજીરાવ હક્કદાર હોવાથી તેમના ભાઇ ફતેહસિંહરાવે મુલક કબજે કરી લીધો, તેથી ગોવિંદરાવનું કાંઇ ફાવ્યું નહિ. ફતેસિંહરાવ પુને ગયા, તેણે પોતાના મોટ ભાઇ સયાજીરાવને રાજ્ય કર્તા ઠરાવી પેશ્વા પાસે મુતાલિક તરીકે પોતાની નિમણૂંક રખાવી, અને પેશ્વા પાસે એવી કબુલાત લીધી કે ગાયકવાડનાં ઘોડાં જે પુનામાં રાખવાનાં હતાં, તે ગુજરાતમાં રાખવા દેવાં; જેથી અમારૂં રક્ષણ કરવામાં અગવડ ન પડે.

પ્ર० રઘુનાથરાવ પેશ્વાને ગુજરાતમાં નાશી આવવાનું શું કારણ ?

ઉ૦ માધવરાવ પછી તેના ભાઇ નારાયણરાવ પેશ્વા થયા, પણ તેની રાજ્ય લોભી કાકી રઘુનાથરાવની પત્ની હતી, તેણે નારાયણરાવનું ખૂન કરાવ્યું. તેથી સર્વ કારભારી મંડળ નારાજ થયું અને રઘુનાથરાવને કાઢી મૂકવાનો પ્રયત્ન કરવા માંડ્યો; એટલામાં નારાયણરાવની સ્ત્રીને પુત્ર સાંપડયો. લોકોએ તેનું સવાઈ માધવરાવ નામ પાડી ખરો પેશ્વા સ્વીકાર્યો. તેથી તે ગુજરાતમાં નાશી આવ્યો, અને ગોવિંદરાવનો પક્ષ લીધો.

પ્ર૦ અડાસની લડાઇ વિષે શું જાણો છો ?

ઉ૦ ગોવિંદરાવનો કાકો ખંડેરાવ તેમના પક્ષમાં હતો, તેને પેશ્વાએ "હિમ્મતે બહાદુર" નો ખિતાબ આપ્યો હતો. પુનેથી પેશ્વાના લશ્કરે આવીને રઘુનાથરાવ તથા ગોવિંદરાવને વડોદરાની નજીકમાંથી કાઢી મૂક્યા. એક બીજી લડાઇ અડાસગામ આગળ થઇ, અહીં પણ ફતેહસિંહરાવ અને પેશ્વાના એકત્ર સૈન્યે ગોવિંદરાવને હરાવ્યો. ઇ. સ. ૧૭૭૫. ગોવિંદરાવ અને તેનો કાકો ખંડેરાવ કપડવંજ તરફ નાઠા. ફતેહસિંહરાવે નડીઆદ નજીકનો ખંડેરાવનો મુલક કબજે કરી તેને પોતાના પક્ષમાં લીધો. રઘુનાથરાવ નાસી સુરત ગયો. ત્યાં અંગ્રેજો સાથે કરાર કરી મૈત્રી બાંધી.

પ્ર૦ ફતેસીંગરાવે રઘુનાથરાવ પેશ્વા અને અંગ્રેજોને પોતાના પક્ષમાં શી રીતે લીધા ?

ઉ૦ ઇ. સ. ૧૭૭૨ ની આખરે અંગ્રેજોએ હુમલો કરી ભરૂચનો કિલ્લો લીધો. ફતેસીંગરાવે અંગ્રેજોને કેટલુંક ધન આપી ભરૂચ પોતાને હાથ લેવાનો વિચાર કર્યો. પણ તે તેમાં ફાવ્યો નહિ. કેમકે ૧૭૭૫ માં સુરતમાં જે કરાર થયા હતા, તે . અન્વયે

અંગ્રેજોએ કેટલોક મુલક લઇ રાઘોબાને મદદ આપવી એમ ઠર્યું હતું. તેથી કર્નલ કીટીંગ રાઘોબાની મદદે આવ્યો. તેમને ફતેસીંગરાવ, ખંડેરાવ અને પેશ્વાના એકત્ર સૈન્ય સાથે સાબરમતી નદી આગળ અને વાત્રક નદી આગળ કેટલીક લઢાઇ થઇ. ત્યાર પછી રાઘોબા તથા અંગ્રેજ નડીઆદમાં દાખલ થયા. નડીઆદ ખંડેરાવનું હતું અને ખંડેરાવ ફતેસીંગને મળી ગયો હતો. તેથી તેની સજા તરીકે રાઘોબાએ શહેર ઉપર ૬૦ હજારનો દંડ નાખ્યો, તે પૂરેપૂરો વસુલ થયો નહિ, નડીઆદ છોડી ફોજ અડાસ આગળ આવી. ત્યાં સખત મારામારી થઇ, તેમાં અંગ્રેજી સેનાને ભારે નુકસાન થયું. પછી ચોમાસુ બેસવાથી અંગ્રેજી ફોજ ડભોઇમાં રહી. રાઘોબાએ બીલાપુરમાં છાવણી કરીને કોલકરારના સંદેશા ચલાવવા માંડયા. પેશ્વાનું લશ્કર પાછું ગયું હતું, તેથી ફતેસીંગ પણ તૈયાર હતો. એવું ઠર્યું કે રઘુનાથરાવને ત્રણ હજાર ઘોડસ્વાર અને આઠ લાખ રૂપિયા તથા અંગ્રેજોને ભરૂચ ઉપરનો પોતાનો હકક, ચીખલી, વરીઆવ અને કોરલ પરગણાં આપવાનાં કબુલીને ફતેસીંગરાવે તેમને ગોવિંદરાવનો પક્ષ છોડાવી પોતાના પક્ષમાં લીધા. ગોવિંદરાવ ૧૭૮૨ માં પુને ગયા, ત્યાં એમને કંઇક જાગીર આપવાનું ઠર્યું.

## (૪) ફતેસીંગરાવ ગાયકવાડ ૧૭૭૮ થી ૧૭૮૯.

પ્ર૦ ફતેસીંગરાવને પેશ્વાએ રાજકર્તા તરીકે શી રીતે સ્વીકાર્યા ?

ઉ૦ સને ૧૭૭૯ માં અંગ્રેજો અને પેશ્વા વચ્ચે પુરંધર આગળ કોલકરાર થયા તેમાં સુરતના કરાર રદ કરી રાઘોબાનો પક્ષ છોડી

દેવાનું ઠર્યું. પછી પેશ્વા તથા ગાયકવાડ એવા પરસ્પર સંબંધ વિષે કેટલીક ભાંજગડ ચાલી, તેનો અંત સને ૧૭૭૮ માં આવ્યો. ફતેસીંગરાવે ચઢેલી ખંડણી પેશ્વા સરકારને આપીને નજરાણો કીધો, એટલે તેને સેનાખાસ ખેલનું પદ મળ્યું, અને વડોદરાના રાજ્ય કર્તા તરીકે સ્વીકારવામાં આવ્યો.

પ્ર૦ ફતેસીંગરાવ ગાયકવાડ અને અંગ્રેજ વચ્ચે મિત્રતા શી રીતે બંધાઇ ? ને તેમની સાથે કયા કરાર થયા ?

ઉ૦ ફતેસીંગરાવ ગાદી ઉપર આવ્યા પછી તરતજ પેશ્વા અને અંગ્રેજો વચ્ચે લઢાઇ શરૂ થઇ; પેશ્વાએ ફ્રેન્ચોને પોતાના પક્ષમાં લીધા, તેથી પેશ્વા સાથે લઢવાના ઇરાદાથી જનરલ ગોડાર્ડ અંગ્રેજી લશ્કર લઇ ગુજરાત ભણી ચાલ્યો. એને લાગ્યું કે ગાયકવાડ સાથે સંપ કરવામાં લાભ છે, તેથી ફતેસીંગરાવ સાથે સંદેશા ચલાવ્યા; ગોડાર્ડે ડભોઇમાં પેશ્વાની ફોજ હતી તેના ઉપર ધસારો કરી તે શહેર લીધું. અંગ્રેજો વિજયી થયા એટલે ગાયકવાડે તેમની સાથે ડભોઇ પાસે ૧૭૮૦ માં કરાર કર્યો. તેમાં એવો ઠરાવ થયો કે:—

૧ ગાયકવાડને પેશ્વાથી સ્વતંત્ર ગણવા.

૨ અંગ્રેજોને ત્રણ હજાર સ્વારની મદદ આપવી.

૩ ગુજરાતનો મુલક ગાયકવાડ અને અંગ્રેજ વચ્ચે વહેંચી લેવો.

આ ઠરાવથી અંગ્રેજોએ ભરૂચમાંથી પેશ્વાના અમલદારોને કાઢી મૂક્યા. અંકલેશ્વર, આમોદ ને હાંસોટ પોતાને કબજે લીધાં. વળી ગોડાર્ડે અમદાવાદ લીધું ને તે ગાયકવાડને આપ્યું. એના બદલામાં શિનોર તથા સુરત અઠ્ઠાવીસીનો કેટલોક ભાગ અંગ્રેજોને મળ્યો. આથી ગાયકવાડ પેશ્વાથી સ્વતંત્ર થયા ને

અંગ્રેજોની સાથે સંપ વધ્યો. આ સંપથી બંને સત્તાને ઘણો લાભ થયો છે. આજ સુધી એ સંબંધ ચાલુજ છે.

પ્ર૦ અંગ્રેજો અને પેશ્વાને લડાઇ થવાનું શું કારણ?

ઉ૦ અંગ્રેજોએ એકવાર સુરતના કરારથી રાઘોબાનો પક્ષ કર્યો, પછી બીજે વર્ષે પેશ્વા સાથે સંધી કરી, વળી પાછો રાઘોબાનો પક્ષ લીધો, આથી તેમજ ફ્રેંચ તથા અંગ્રેજોને યુરોપમાં લઢાઇ થાય એવો સંભવ હતો, તેથી પેશ્વાએ ફ્રેંચો સાથે એકસંપ કરવા માંડયો. પેશ્વાનું સૈન્ય ફ્રેંચ ઢબથી કેળવવા માટે ફ્રેંચ અમલદારો નોકરીમાં રાખ્યા. આ કારણથી અંગ્રેજોને પેશ્વા સાથે વિગ્રહ થયો.

પ્ર૦ પેશ્વાની સત્તા શી રીતે વધી?

ઉ૦ ગાયકવાડ સાથે અંગ્રેજોને દોસ્તી થઇ, પેશ્વા તથા અંગ્રેજોને લઢાઇઓ થઇ, તેમાં બંને પક્ષની કેટલીક વાર હારજીત થઇ; ૧૭૮૨ માં સાલબાઇ મુકામે તહ થયો, તેમાં એવું ઠર્યું કે રાઘોબાને દરવર્ષે ત્રણ લાખ રૂપિયા આપવા, અમદાવાદ સહિત પેશ્વાનો મુલક પેશ્વાને પાછો આપવો, ગુજરાતમાં ગાયકવાડનો મુલક ૧૭૭૫ માં જેટલો હતો તેટલોજ મુકરર થયો. આ કરારથી એમ થયું કે અમદાવાદ ગાયકવાડને આપવાની અંગ્રેજોએ કબુલાત કરેલી તે રદ ગઇ અને તે પેશ્વાના હાથમાં ગયું. વળી પેશ્વાને ખંડણી આપવાનું પણ ચાલુ થયું.

પ્ર૦ ફતેસીંગરાવે શી રીતે રાજ્ય ચલાવ્યું? ને તેમનું મરણ શી રીતે થયું?

ઉ૦ એ ઘણી કરકસરથી રાજ્ય ચલાવનાર હતા. તેમણે શાંતિથી રાજ્ય ચલાવ્યું. એમણે આરબો વગેરેનું કેટલુંક ભાડુતી લશ્કર

રાખ્યું, તેથી ભવિષ્યમાં રાજ્યની કેટલીક ખરાબી થઈ. આરબોથી વડોદરાને કેટલાંક વરસ બહુ સહન કરવું પડયું છે, એમ છતાં ફતેસીંગરાવે ઘણા તોફાની સમયમાં બાહોશીથી રાજ્ય નૌકા ચલાવી તેને લીધેજ રાજ્ય ટકી રહ્યું. ઈ. સ. ૧૭૮૯ ના ડીસેમ્બરની ૨૧ મી તારીખે ફતેસીંગરાવ પોતાના મહેલને દાદરેથી પડી જવાથી મરણ પામ્યા.

પ્ર૦ ફતેસીંગરાવના મરણ પછી વડોદરાનું રાજ્ય નબળું પડવાનું શું કારણ?

ઉ૦ ફતેસીંગરાવ પછીના ગાયકવાડો દક્ષતા વગરના અને નબળા હતા; કુટુંબમાં કુસંપ થયો; ગુજરાત જીતતી વખતે મરેઠાઓમાં લશ્કરી કળા સારી હતી, પણ પ્રાંતો જીત્યા પછી તે ટકાવી રાખવામાં પછીના ગાયકવાડ પાછળ પડયા; અને ફતેસીંગરાવે ભાડુતી માણસોની ભરતી કરી, તેમને રાજ્યનું અભિમાન નહતું. માત્ર પૈસા ખાતર તેઓ નોકરી કરતા. આ કારણથી રાજ્યનું મહેસુલ લશ્કરના નિભાવમાં વપરાતું, આનંદ રાવ ગાયકવાડના સમયમાં તો ભાડુતી આરબોએ રાજ્યની છેક પાયમાલી કરી.

## (૫) સયાજીરાવ (મુતાલિક માનાજીરાવ) ૧૭૮૯ થી ૧૭૯૩.

પ્ર૦ ફતેસીંગરાવ પછી ગાદીપતી કોણ અને શી રીતે થયા?

ઉ૦ ફતેસીંગરાવના મરણ પછી ૧૭૮૯ માં ગોવિંદરાવે ગાદી માટે પ્રયત્ન કરવા માંડયો, પણ પેશવા સરકારે તેમના ભાઇ માનાજીરાવને મુતાલિક નીમી સયાજીરાવને ગાદીના માલીક તરીકે ઠરાવ્યા. માનાજીએ આ બદલ પેશ્વાને તેત્રીસ લાખ રૂપિયાનો

નજરાણો આપ્યો અને ફતેસીંગરાવના વખતની બાકી પેટે છત્રીસ લાખ રૂપિયા આપવાનું કબુલ કર્યું. તેમનું (માનાજીરાવનું) મરણ ૧૭૯૩ માં થયું.

## (૬) ગોવિંદરાવ ગાયકવાડ ઇ. સ. ૧૭૯૩ થી ૧૮૦૦.

પ્ર૦ માનાજીરાવના મરણ પછી ગાદીપતી કોણ થયા?

ઉ૦ ગોવિંદરાવ રાજ્યના માલિક થયા. તેમની પાસેથી પેશ્વાએ કરાર કરાવી લઇ ઘણો મુલક પડાવી લેવાનું કર્યું. ગોવિંદરાવે નજરાણો તથા પાછલી ખંડણી વગેરેની બાકી બદલ એકંદર એક કરોડ ને વીસ લાખ રૂપિઆ પેશ્વાને આપવા; તાપી નદીની દક્ષિણનો સઘળો મુલક આપવો; તથા સુરતની જકાતના ઉત્પન્નમાંનો પોતાનો ભાગ આપવો એમ ઠર્યું. પણ આ કરાર સાલબાઇના તહનામાથી વિરૂદ્ધ છે એમ કહી અંગ્રેજોએ પોતાના દોસ્ત ગાયકવાડનો પક્ષ કીધો એટલે પેશ્વાની માગણી બર આવી નહિ.

પ્ર૦ મરાઠી રાજ્યની પડતી થવાનું શું કારણ?

ઉ૦ મરાઠી રાજ્યમાં બ્રાહ્મણ પક્ષ અને મરાઠી સરદારોનો પક્ષ એ બે પક્ષ પડી ગયા. પેશ્વાના શાણા ને ચતુર પુરૂષો મરણ પામ્યાં. તેથી મરાઠા સરદારોમાં સંપ રહ્યો નહિ, અને આપ અખત્યાર બની ગયા, ને પોતપોતાની ચઢતી કરવા માંહોમાંહે લઢવા લાગ્યા. અદેખાઇ ને કુસંપને લીધે મરાઠી રાજ્ય ભાંગવા માંડયું. આખરે ઈ. સ. ૧૮૦૦ માં નાનાફડણવીસ મરણ પામ્યો ત્યારે સરદારો છેક નિરંકુશ બની ગયા. સિંધીઆ ને હોલ્કર માંહેમાંહે લઢયા; હોલ્કરે પુના લીધું, તેથી બાજી-

રાવને વસાઇ નાશી જવું પડયું. તેણે અંગ્રેજો સાથે સંધિ કરી તેમાં એમ ઠર્યું કે અંગ્રેજો બાજીરાવને ગાદીએ બેસાડે તેના બદલામાં પુનામાં અંગ્રેજી લશ્કર રાખવું, તેના ખર્ચને પેટે છત્રીસ લાખના ઉત્પન્નનો મુલક આપવો; અંગ્રેજના શત્રુને નોકર રાખવા નહિ; નિઝામ અને ગાયકવાડ સાથે વાંધા હોય તે અંગ્રેજ મારફત પતાવવા. આવા કરારથી પેશ્વાની સ્વતંત્રતાને ઘણો ધોક્કો પહોંચ્યો. ૧૮૦૨.

પ્ર૦ ગોવિંદરાવ ગાદી ઉપર બેઠા ત્યારે કોણે બંડ કર્યું ?

ઉ૦ તેમનો એક પુત્ર કાનોજીરાવ કરીને હતો, તે શૂરો પણ ટંટાખોર હતો. તેનો સ્વભાવ તેને જંપીને બસવા દે તેવો ન હતો. તેણે થોડું સૈન્ય ભેગું કરી ધાંધલ મચાવી; આરબ, પઠાણ અને બીજા લોકોનું બાહુતી લશ્કર હતું, તેમણે તેને કેદ કર્યો, પણ સ્ત્રીના વેશમાં તે કેદમાંથી નાશી ગયો. ડુંગરોમાં તેને ભીલ લોકોની મદદ મળવાથી સંખેડા અને બહાદરપુરની આસપાસ ત્રાસ વર્તાવ્યો. આ અરસામાં તેને કડીના જાગીરદાર મલ્હારરાવ સાથે દોસ્તી થઇ, તેથી તે તેને મળી ગયો.

પ્ર૦ કડીના મલ્હારરાવે શાથી બંડ કર્યું ? ને તેનું શું પરીણામ આવ્યું ?

ઉ૦ દામાજીરાવે ખંડેરાવને બોરસદ તથા નડીઆદ તાલુકા સ્વતંત્ર આપ્યા હતા. પછીથી ૪૦૦ ઘોડેસ્વારની મદદ લેવાની સરતે કડીની જાગીર પણ આપી હતી. ખંડેરાવ ઇ. સ. ૧૭૮૫ માં ગુજરી ગયા પછી તેનો દીકરો મલ્હારરાવ થયો. તેણે ઘોડેસ્વારની મદદ બંધ કરી તેને બદલે વાર્ષિક પેશકશ તરીકે એક લાખ ને વીસ હજાર રૂપિયા ગાયકવાડને આપવાના ઠરાવ્યા.

આ વાત પણ તેને ગમી નહિ, ને તદ્દન મુક્ત થવાની માગણી કરી; તે સ્વીકારાઈ નહિ. તેથી તે ઉશ્કેરાયો, અને કાનોજીરાવ વગેરેને પોતાના પક્ષમાં લઈ તોફાન મચાવ્યું. આથી ગોવિંદરાવે તેમના ઉપર સ્વારી કરી; પણ કાનોજીરાવના નિડર ધસારાથી ગોવિંદરાવના લશ્કરને બે ત્રણ વખત પાછાં હઠવું પડયું; પણ ગોવિંદરાવે યુક્તિથી કાનોજીરાવની સહીનો ખોટો કાગળ મલ્હારરાવના હાથમાં જાય એવી તજવીજ કરી, તેથી મલ્હારરાવ અને કાનોજીરાવને અણબનાવ થયો; જેથી કાનોજીરાવને નાશી જવું પડયું. મલ્હારરાવ પાસે સાડા પાંચ લાખ રૂપિઆ દંડ તથા ખંડણી પેટે દરવર્ષે એક લાખ પંદર હજાર રૂપિયા લેવાના ઠરાવી લઢાઈ બંધ કરી. ઈ. સ. ૧૭૯૪.

પ્ર૦ આબા સેલુકરના જુલમનું શું પરિણામ આવ્યું ?

ઉ૦ અઢારમી સદીના છેવટના ભાગમાં પેશ્વાની બધી સત્તા નાનાફડણવીસના હાથમાં હતી. તેનાથી કંટાળીને બાજીરાવે તેને કેદ કર્યો, ને તેના પક્ષના માણસો ઉપર જુલમ કરવા માંડયો. તેમાં સેલુકર નામનો અમદાવાદના પેશ્વાના સુબાનો મુતાલિક પણ હતો. તે પુનામાં રહી પોતાના માણસો અમદાવાદમાં મોકલી સુબાગીરી કરતો હતો. કેદમાંથી છુટવા તેણે દશ લાખ રૂપિયા આપવાનું કબુલ કરીને અમદાવાદ આવ્યો. ત્યાં રૂપિયા એકઠા કરવા તેણે જુલમ કરવા માંડયો. ગાયકવાડના મુલકમાં પણ તેણે જુલમ વર્તાવ્યો. તેથી ગોવિંદરાવ મહારાજે પોતાના સરદાર બાબાજી આપાજી તથા શિવરામ ગાર્દીને મોકલ્યા. કેટલીક ઝપાઝપી થઈ, બાંટવા આગળ સેલુકરે સખત હાર

આપી, એટલે તે અમદાવાદમાં ભરાયો; તેથી તેને ઘેરો ઘાલ્યો. આખરે સેલુકરને તેનાજ માણસોએ બાબાજીના કબજામાં સોંપ્યો. બાબાજીએ તેને ગોવિંદરાવ પાસે મોકલ્યો, તેમણે પ્રથમ વડોદરામાં ને પછી બોરસદમાં કેદ કર્યો. ૧૭૯૮. આ-ખરે ઘણાં વર્ષ પછી અંગ્રેજોએ તેને છોડાવ્યો.

પ્ર૦ આબા સેલુકરના ગુણ કહો.

ઉ૦ તે ઘણો ક્રૂર ને નિર્દય માણસ હતો. એની વર્તણૂંક એવી હતી કે સામા માણસને ગુસ્સો ચઢયા વગર રહેજ નહિ. એક પ્રસંગે એણે ગોસાંઇઓને પણ લુંટયા હતા. એને થયેલી સજા વાજબી હતી.

પ્ર૦ ગોવિંદરાવનું મરણ ક્યારે થયું?

ઉ૦ ઇ. સ. ૧૮૦૦ માં ગોવિંદરાવ મરણ પામ્યા.

## ( ૭ ) મહારાજા આનંદરાવ ગાયકવાડ ૧૮૦૦–૧૮૧૭.

પ્ર૦ કાનોજીરાવે શી રીતે બંડ કર્યું? ને છેવટે તેની શી દશા થઇ?

ઉ૦ આનંદરાવ મહારાજ ગાદીએ બેઠા ત્યારે કાનોજીરાવ કેદમાંથી છુપા વેશે આવી પ્રથમ તો મહારાજાની પ્રીતિ સંપાદન કર-વામાં ફાવ્યો, પણ વડોદરામાં તે વખતે આરબોનું જોર વધી પડયું હતું. તેમને તે વશ રાખી શક્યો નહિ, ને પોતાના સગા સંબંધીઓ પાસેથી નાણાં કઢાવી આરબોને શાંત પાડ-વાની ગોઠવણ કરી. તેમાં તે ફાવ્યો નહિ, પણ ઉલટો કુટું-બીઓમાં અપ્રિય થઇ પડયો. તેણે મહારાજાને કેદ કર્યા, આ-રબો પણ તેનાથી કંટાળ્યા હતા, તેથી બધાએ એક રાત્રે તેની હવેલીમાં ઘેરી લીધો; ત્યાંથી એને પકડી રામપુર રોટી-

આના કિલ્લામાં કેદ કર્યો. ત્યાંથી આરબો સાથે મુંબાઇ મોકલતાં છુટો થઇ ગયો અને વડોદરા રાજ્યને ઘણો ત્રાસ આપવા લાગ્યો; તે રાજપીપળે ગયો, ત્યાં તેને સંખેડાવાળા ગાયકવાડ, કોળી, ભીલ તથા કેટલાક આરબો મળ્યા. તેમના ઉપર ગાયકવાડ અને અંગ્રેજના લશ્કરે છાપો માર્યો, વજીરીઆ અને સાવલી આગળ કાનોજીની હાર થઇ, ૧૮૦૩, તેથી તે ઉજ્જનમાં જઇ રહ્યો. વળી ૧૮૧૯ માં પાછા ધાંધળ શરૂ કરી. તેને પાદરે રહેવાની પરવાનગી મળી. ત્યાં રહ્યે રહ્યે નવાનગરના જામ સાથે મસલત ચલાવી તોફાન કરવા વિચાર કર્યો, પણ તે ઉઘાડું પડયાથી પકડીને પ્રથમ સુરત, પછી મુંબાઇ ને છેવટ મદ્રાસ મોકલ્યો, ત્યાં તેનું મરણ થયું.

૫૦ વડોદરા રાજ્ય ઉપર અંગ્રેજોની સત્તા શી રીતે વધી?

ઉ૦ ગોવિંદરાવના મરણ વખતે ગાયકવાડ કુટુંબમાં બેહદ કુસંપ હતો, જુના કારભારીઓને કાઢી મૂકી નવા લાવવાથી અમલદારોમાં અસંતોષ થયો હતો, રાજ્યની તિજોરી ખાલી હતી, કેટલાક મહાલો ઘરાણે મૂકવા પડયા હતા, કેટલાક ઇજારે અપાયા હતા, ખંડણી પણ આવતી નહતી, વળી આરબોનું જોર ઘણું વધી ગયું હતું; આવા વખતમાં કડીના મલ્હારરાવે બંડ કર્યું. તેની સામે સેનાપતિ બાબાજી ચઢયો. અમદાવાદ આગળ ઝપાઝપી થઇ, પણ છેવટે અંગ્રેજોની મદદ લેવી પડી. ચોર્યાસી પરગણું અને સુરતની ચોથ લેવાની સરતે મેજર વાકરના લશ્કરની સહાયથી મલ્હારરાવનો પરાભવ કર્યો. વળી સંખેડા બહાદરપુરના જાગીરદાર ગણપતરાવે રૈયતને ઘણો ત્રાસ આપવા માંડયો, તેને પણ અંગ્રેજોની મદદથી હરાવી

તેનો મુલક ખાલસા કર્યો. તેમજ આરબોનું બંડ સમાવી દેવાના કામમાં પણ અંગ્રેજોએ મદદ આપી હતી, તેના બદલામાં ગાયકવાડે ચોર્યાશી પરગણું, સુરતની ચોથ, ચીખલી પરગણું અને ખેડાની જાગીર અંગ્રેજોને આપ્યાં હતાં. ઇ. સ. ૧૮૦૨. આ વખતથી એવો ઠરાવ થયો કે અંગ્રેજોએ ગાયકવાડની મદદ સારૂ બે હજાર સિપાઇઓનું લશ્કર તથા તોપખાનું વડોદરે હંમેશાં રાખવું. તેનો ખર્ચ ૭૮૦૦૦ રૂપિઆ હતો. તેના નિભાવ માટે ધોળકા, નડીઆદ, વિજાપુર અને કડી ટપ્પો અંગ્રેજોને આપ્યા. એ પ્રમાણે અંગ્રેજ તથા ગાયકવાડ વચ્ચે સહાયકારી સૈન્ય રાખવાના જે કરાર થયા તેની રૂએ મેજર વૉકર વડોદરાનો પહેલો રેસિડેંટ થયો. અંગ્રેજોને ઇનામ તરીકે અઢી લાખ કરતાં વધારે ઉત્પન્નનો મુલક મળ્યો. ગુજરાતમાં આજથી તેમની સત્તાની શરૂઆત થઇ.

પ્ર૦ દિવાન રાવજી આપાજી વિષે શું જાણો છો ?

ઉ૦ ગોવિંદરાવ મહારાજાએ દક્ષિણમાંથી મજમુદાર, ફડણવીસ વગેરે દરકદારોને બોલાવ્યા હતા, તેમાં એક પ્રભુ કુટુંબ સારી સ્થિતિએ પહોંચ્યું હતું; તેનો મુખ્ય પુરૂષ રાવજી આપાજી દિવાન હતો. તેનો ભાઇ બાબાજી હતો, તે સેનાપતિ થયો હતો. મહારાજા ગોવિંદરાવ તથા આનંદરાવના સમયમાં રાવજીએ વડોદરાની સારી સેવા બજાવી છે. અંગ્રેજોને વડોદરામાં બોલાવવામાં, ગોવિંદરાવના સંકટ સમયે ગાદી સાચવી રાખવામાં અને કાનોજીને પકડાવી પોતાની સત્તા તાજી રાખવામાં તેણે સારી કુનેહ બતાવી છે; પણ જે આરબોએ બહુ રમખાણ મચાવ્યું હતું તેની સંખ્યામાં વધારો કરનાર પણ એજ

હતો; રાજ્યમાં નાણાંની સ્થિતિ નઠારી હતી, ત્યારે પોતે તથા પોતાના કુટુંબના માણસોને શ્રીમંત બનાવવા પ્રયાસ કરતો. આરબોના તોફાન વખતે તથા રાજ્યમાં સુધારો કરવામાં તેણે કાળજી બતાવી નહોતી. તોપણ જે કટાકટીના સમયમાં રાવજીએ રાજનૌકા ચલાવી હતી, તેનો વિચાર કરતાં તે રાજકિય પુરૂષ તરીકે પ્રશંસાપાત્ર છે. એના અમલમાં અંગ્રેજોને ઘણો લાભ થવાથી તેના વારસોને દિવાનપદ ઉપર કાયમ કર્યા. સને ૧૮૦૩ માં રાવજીના સ્વર્ગવાસથી એનો ભત્રિજો સીતારામ જેને એણે દત્તક નીમ્યો હતો, તે દિવાન થયો. રાવજીને અંગ્રેજ તરફથી ચોર્યાશી તાલુકાનું ભાટા ગામ તથા ગાયકવાડ તરફથી વરસે ૪૦ હજારની નીમણુંક મળી હતી. વડોદરામાં રાવપુરાનો જે લત્તો છે, તે રાવજીના નામ ઉપરથી પડેલો હોય એમ જણાય છે.

પ્ર૦ કડીવાળા મલ્હારરાવની જાગીર શી રીતે ખાલસા કરી?

ઉ૦ આનંદરાવ નબળા મનના હોવાથી સઘળો રાજવહીવટ દિવાન રાવજીના હાથમાં હતો, તેથી તેની સત્તા વધી ગઇ હતી. તેથી તેનાથી કંટાળીને ગજરાબાઇ તથા મુકુંદરાવ કડીના મલ્હારરાવ સાથે મળી ગયાં. મલ્હારરાવે જાહેર કર્યું કે રાવજીએ કેટલાંક જુલમી કામો કર્યા છે, ગાયકવાડના કુટુંબના માણસો ઉપર ગેરવર્તણુંક ચલાવી છે, કાનોજી વગેરેના વાજબી હકકો છીનવી લીધા છે, તે બધાને ન્યાય અપાવવા હું બહાર પડયો છું. એમ જણાવી લશ્કર જમાવી બંડ કર્યું. તેણે વીસનગર અને વીજાપુર જીતી લીધાં. આ તકરારનો નિવેડો લાવવા બંને પક્ષોએ અંગ્રેજની મદદ માગી. તેથી

મુંબાઇના ગવર્નર ડંકને મેજર વૉકરને તપાસ કરવા વડોદરે મોકલ્યો; તે ૧૮૦૨માં બે હજાર માણસ સાથે વડોદરે આવ્યો. તેને તપાસ કરતાં જણાયું કે આનંદરાવની મલ્હારરાવ ઉપર ઇતરાજી છે, આરબોનો તેમને ડર છે, મલ્હારરાવ કેવળ પોતાના સ્વાર્થ સારૂજ કલહ કરે છે, ને વીસનગર તથા વીજાપુર પચાવી પડયો છે, તે આપતો નથી. તેથી મુંબઇથી વધારે લશ્કર મંગાવી બાબાજીની સાથે કડી ઉપર સ્વારી કરી. મલ્હારરાવે ઘણી બહાદુરી બતાવી, પણ છેવટે મલ્હારરાવ હાર્યો ને તેનો બધો મુલક લઇ વડોદરા રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો. મલ્હારરાવને નિમણુંક બાંધી આપી નડિઆદમાં રાખ્યો. ત્યાંથી પણ નાસીને કાઠીઆવાડમાં ગયો, ત્યાં કેટલાક ઠાકોરોને ભંભેરીને બંડ કરાવ્યું. કેટલીક ઝપાઝપી થઇ પણ છેવટે તે હાર્યો; તેથી પાલીતાણાના ડુંગરોમાં જઇ ભરાયો; ત્યાંથી પણ કેદ પકડાયો. મરતાં સુધી અંગ્રેજોએ તેને મુંબાઇમાં કેદમાં રાખ્યો. આ પ્રમાણે કડીના બુદ્ધિમાન પણ તરંગી, લોભી અને ભાગ્યહીન જમીનદારની સત્તાનો અંત આવ્યો. આથી ગાયકવાડ સરકારને પાંચ લાખના ઉત્પન્નનો મુલક મળ્યો.

પ્ર૦ કાઠિઆવાડની મુલકગીરીની હકીકત કહો.

ઉ૦ આપણા દેશની પશ્ચિમે કાઠીઆવાડનો દ્વીપકલ્પ આવેલો છે, તેમાં નાની મોટી લગભગ જુદી જુદી ઘણુંએ રાજ્ય સત્તા હતી, તેમના ઉપર કોઇ રાજ્ય કર્તાનો કાયમનો અમલ ન હતો. મરાઠાઓ કાઠિઆવાડમાં સ્વારીઓ કરતા, તે રાજ્ય સ્થાપવાના હેતુથી નહિ, પણ પૈસા મેળવવા માટે કરતા હતા. એમ છતાં દામાજીરાવને કાઠિઆવાડમાં થોડો મુલક મળ્યો

હતો. મહમદ બેગડાના વખતમાં એક સૈયદને થોડી જમીન ઇનામમાં મળી હતી, તેને કાઠિઓએ હેરાન કર્યો, તેથી દામાજીરાવને મદદ માટે બોલાવ્યા હતા; લાઠીના ઠાકોરે પોતાની દીકરી દામાજીરાવને આપીને દામનગર તથા બીજાં દશ ગામ ૧૭૩૮માં પહેરામણીમાં આપ્યાં હતાં; વળી જુનાગઢના નવાબ પાસેથી થોડો મુલક દામાજીરાવે જીત્યો હતો. સને ૧૮૦૫-૬ સુધીમાં તો લાઠી, અમરેલી, કોડીનાર, શિયાનગર, બીમકટ્ટા, થાન અને લખતર એમ એકંદરે સાત થાણાં ગાયકવાડે સ્થાપ્યાં હતાં. તે ઉપરાંત કેટલાંક ગામો ત્યાંના ગરાસીઆઓએ પોતાના સંરક્ષણ માટે આપ્યાં હતાં. કાઠિયાવાડનાં નાનાં મોટાં ૩૦૦ રાજ્યોમાંથી લગભગ ૮૦ આપણા અમરેલી પ્રાંતમાં આવી ગયાં છે. સને ૧૮૧૩ માં કોડીનાર પરગણાનો બાકીનો અરધો ભાગ જુનાગઢના નવાબ તરફથી મળ્યો, તથા પ્રભાસ પાટણની દેખરેખના બદલામાં જુનાગઢ તરફથી ૨૦૦૦ કોરી મળવા માંડી. ૧૮૧૭માં બ્રિટિશ સરકાર સાથે કોલકરાર થયા તે રૂએ ઓખામંડળ ગાયકવાડને મળ્યું. આ રીતે ગાયકવાડ સરકારે જે મુલક કાઠિઆવાડમાં મેળવ્યો હતો, તેની ખંડણીનો આંકડો નક્કી કરેલો નહતો, જુદા જુદા નામથી અનેક બાબતો વસુલ લેવામાં આવતી. શિવરામ ગાર્દી તથા બાબાજી આપાજીએ એ આંકડો બહુજ ચઢાવી દીધો હતો, તેથી મુલકગીરીનો આંકડો વસુલ લેતાં ઘણો જુલમ થતો હતો. બાબાજીએ ઘણી સખ્તાઈથી કામ લેવા માંડ્યું, તેથી કંટાળીને ત્યાંના સંસ્થાનિકોએ અંગ્રેજની મદદ માગી તેથી કર્નલ વૉકરને તે કામ સોંપાયું. તેઓ ૧૮૦૭

માં બાબાજીના સૈન્ય સાથે કાઠિયાવાડમાં ગયા. ત્યાં બધા તાલુકદારોને ભેગા કરી એક આંકડી ખંડણી આપવાનું ઠર-વ્યું. આથી ગાયકવાડ સરકારની ખંડણી લગભગ ચારલાખ સત્તર હજારની થઇ. પાછળથી તેમાંથી કંઇક અંશે ઓછી કરવામાં આવી હતી, તે આંકડો પોણા ચાર લાખ ઉપ-રનો હતો.

પ્ર૦ મેજર વૉકરે ગાયકવાડ સરકારની શી સેવા બજાવી હતી ?

ઉ૦ કડીના મલ્હારરાવનું બંડ શાંત પાડવામાં અને તેનો મુલક ખાલસા કરવામાં તથા આરબોનું જોર કમી કરવામાં તેણે સારી મદદ કરી હતી. આરબોનો પગાર નહિ મળવાથી તેમની સત્તા ઘણી વધી ગઇ હતી, તેથી પોણાબાર લાખની આવકનો મુલક સાનમાં લઇ નાણાં ધીર્યાં હતાં, અને આરબોને વડોદરાના કોટમાં ઘેરી લઇ ચડેલો પગાર આપી કાઢી મૂક્યા. સંખેડા બહાદરપુરના જાગીરદાર ગણપતરાવ સાથે લડાઇ કરવામાં અને તેની જાગીર ખાલસા કરવામાં તેણે મદદ કરી હતી. ગાયકવાડ માટે સહાયકારી સૈન્ય રાખવા માટે અંગ્રેજો સાથે દોસ્તી તેને લીધે થઇ હતી. સને ૧૮૦૫ નં નવું તહનામું પણ એને લીધેજ થયું હતું. લશ્કરનો ખર્ચ ઓછો કરવામાં તથા ગાયકવાડનું વધી ગયેલું દેવું પતાવવામાં, તથા કાઠિયાવાડના મુલકગીરીમાં બાબાજી સાથે જઇ ત્યાંના તાલુકદારોની એક આંકડી ખંડણી નક્કી કરવામાં તેણે સારી મદદ કરી હતી. તે ઉપરાંત બધે કરકસરથી ખર્ચ કરવાની રીત દાખલ કરાવી ઉપજમાં વધારો કરાવ્યો. એ બધાં કામ ફતેહમંદીથી પાર ઉતારી તે સને ૧૮૧૦ માં વડોદરા છોડી પોતાને વતન ગયો.

વડોદરાના ઇતિહાસમાં એણે કરેલાં અનેક ઉપયોગી કામોને લીધે એનું નામ હમેશાં સુપ્રસિદ્ધ રહેશે.

પ્ર૦ ગંગાધર શાસ્ત્રી વિષે શું જાણો છો ?

ઉ૦ ગુજરાતમાં પેશ્વાને હિસ્સે જે મુલક તથા ખંડણીનો ભાગ આવ્યો હતો, તેનો ઇજારો શ્રીમંત ગાયકવાડ સરકારને સને ૧૮૦૦ માં પાંચલાખ રૂપિઆથી પાંચ વર્ષ માટે આપ્યો હતો. ફરીથી ૧૮૦૫ માં સાડાચાર લાખથી દશ વર્ષ માટે આપ્યો હતો. આ ઇજારાની રકમ તથા ખંડણીની રકમની પેશ્વા તરફથી માગણી થઇ, ત્યારે ગાયકવાડ સરકારે પોતાનું લેણું કાઢ્યું. આવી તકરાર ઉભી થવાથી પટ્ટો પૂરો થયા પછી બીજો પટ્ટો કરી આપ્યો નહિ. વળી ત્રિંબકજી ડેંગલેએ કાઠિયાવાડના ખંડિયા રાજાઓને જણાવ્યું કે પેશ્વાની ખંડણીનો ભાગ હવેથી ગાયકવાડને આપવો નહિ. વળી ૧૮૧૩ માં કાગળીઆ અને દુકાળથી લોકો બહુ હેરાન થયા, પણ તકરારને લીધે લોક સુખાકારી માટે કાંઇ થયું નહિ. આ તકરારનો નિવેડો લાવવા ગંગાધર શાસ્ત્રીને અંગ્રેજ સરકારની બાંહેધરીથી પુને મોકલ્યા. ૧૮૧૪. ઘણી ભાંજગડો થઇ પણ કાંઇ નિકાલ થયો નહિ, એટલે તેણે વડોદરે પાછા આવવા વિચાર કર્યો. ગંગાધર શાસ્ત્રી શાણો ને હૈયાનો ભોળો, એક ભલો ગૃહસ્થ હતો. કપટી માણસોના કપટની એને સમજ પડતી નહિ. મેજર વૉકરની તેના ઉપર ઘણી પ્રીતિ હતી. એ દક્ષિણના પટવર્ધન કુટુંબનો ઘણો કામેલ ને કસબબાજ હતો, ને ઘણો પ્રમાણિક હતો. અંગ્રેજ સરકારની સેવાના બદલામાં તેને એક ગામ ઇનામમાં મળ્યું હતું. ગાયકવાડની નાણાંની

સ્થિતિ સુધારવાની ઘણી યોજનાઓ એમને હાથે થઇ હતી. બીજો બાજીરાવ પેશ્વા પંઢરપુરની જાત્રાએ જતા હતા, તેની સાથે એ પણ ગયો. ત્યાં ત્રિંબકજી ડેંગલેએ ૧૮૧૫ માં તેને દગાથી મરાવ્યો. ડેંગલે ગુન્હેગાર છે એ વાતની પેશ્વાએ ના પાડી, તો પણ અંગ્રેજ તરફથી તેને થાણાના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો, ત્યાંથી તે નાસી ગયો ત્યારે ફરીથી પકડીને ચુનારગઢના કિલ્લામાં જન્મ કેદ રાખ્યો. પેશ્વા અને ગાયકવાડના લેણદેણનો નિકાલ ૧૮૧૭માં અંગ્રેજોની મદદથી થયો. પેશ્વાનો જે મુલક ગુજરાતમાં હતો, તેનો કાયમનો ઇજારો ગાયકવાડને આપ્યો, તેના બદલામાં સાડાચાર લાખ રોકડ રકમ આપવાની ઠરાવી. એ ઠરાવ અન્વયે ગાયકવાડ સરકારને સ્વતંત્ર સત્તાધીશ સ્વીકારવામાં આવ્યા. વળી કોઇ પણ પ્રકારની ખંડણી કે નજરાણો આપવાનું બંધ થયું.

પ્ર૦ અંગ્રેજોની હકુમત ગુજરાતમાં શી રીતે કેટલી વધી?

ઉ૦ સને ૧૭૭૫ પહેલાં અંગ્રેજોની હકુમત ગુજરાતમાં નહિ જેવી હતી; પણ ફતેસીંગરાવ ગાયકવાડે રઘુનાથરાવ અને અંગ્રેજોની મદદ માગી, ત્યારે ભરૂચ, ચીખલી, વરીઆવ અને કોરલ પરગણાં તેમને મળ્યાં. વળી ૧૭૮૦ માં ગાયકવાડ પેશ્વાથી સ્વતંત્ર થયા ત્યારે સુરત અઠ્ઠાવીસીનો કેટલોક ભાગ અને શિનોર મળ્યાં; પણ સાલબાઇના તહનામાથી આ બધી વ્યવસ્થા ફરી ગઇ. સને ૧૮૦૨ માં વસાઇના કરાર પેશ્વા સાથે અંગ્રેજોને થયા. તેથી સુરતની ચોથ ઉપરનો તથા ચોર્યાશી અને ચીખલી પરગણાનો હક્ક અંગ્રેજોને મળ્યો. ગાયકવાડનો એ મુલકનો હિસ્સો તો એમને પ્રથમથી મળ્યોજ હતો. ૧૮૦૨

માં જે કરાર ગાયકવાડ સાથે થયા તે અન્વયે વડોદરામાં સહાયકારી ફોજ રાખવાનું ઠર્યું હતું. ૧૮૦૫ માં નવું તહનામું થયું, તે અન્વયે સહાયકારી લશ્કરમાં વધારો કરવામાં આવ્યો, તેના ખર્ચ બદલ ગાયકવાડે અગિયાર લાખ સિત્તેર હજારની ઉપજનો મુલક અંગ્રેજને આપ્યો. ૧૮૦૬ માં મેજર વાકરે રિપોર્ટ તૈયાર કર્યો, તેમાં આનંદરાવ મહારાજના વખતથી ખેડાની કિલ્લેદારી, ચીખલી પરગણું, સુરતની ચોથ અને ચોર્યાશી પરગણું. એ સિવાય નડિયાદ, ધોળકા, વિજાપુર, માતર તથા મહુધા પરગણું, કડી ટપ્પો. કીમ, કઠોરની જકાત અને કાઠિયાવાડની વાર્ષિકવરાત એ મળી પોણાબાર લાખનો મુલક જાહીદાદમાં મળ્યો હતો. અંગ્રેજોને પેશ્વા સાથે ૧૮૧૭ માં કરાર થયા, તે અન્વયે જંબુસર, આમોદ, ડભોઇ, બહાદરપુર અને સાવલી પરગણાં અને કાઠિયાવાડની પેશ્વાની ખંડણી મળ્યાં. તેના બદલામાં પેશ્વાના રાજ્યમાં તહેનાતી લશ્કર વધારવામાં આવ્યું, અને પેશ્વાના મુલકનો ઇજારો ગાયકવાડને બદલે અંગ્રેજોને આપ્યો. આ મુલકનું ઉત્પન્ન સત્તર લાખ કરતાં વધારે હતું, પરંતુ ઇજારો સાડાચાર લાખ આપવાની સરતે મળ્યો હતો; અને તે રકમ અંગ્રેજોએ પેશ્વાને આપવી એમ ઠર્યું. આથી અમદાવાદનો અરધો ભાગ અંગ્રેજોને મળ્યો. વળી એજ તહનામા અન્વયે શ્રીમંત ગાયકવાડ અને અંગ્રેજ વચ્ચે મુલકની આપ લે થતાં ગાયકવાડને ડભોઇ, બહાદરપુર, સાવલી અને વીજાપુર મળ્યાં; તથા અંગ્રેજને કપડવણજ, ભાલેજ, કડોદ, અમદાવાદનો ગાયકવાડનો અરધો ભાગ, દશક્રોઇ પરગણું તથા હવેલી મળ્યાં. વળી બાજીરાવ પેશ્વાએ પુનામાં

રેસીડેન્સીના ઉપર હુમલો કર્યો, તેથી તેને નાસી જવું પડ્યું ને તેનું રાજ્ય અને સત્તા અંગ્રેજોના હાથમાં આવ્યાં. આથી ગુજરાતમાં ગાયકવાડ અને અંગ્રેજની સત્તા રહી.

પ્ર૦ કંપની સરકાર સાથે દોસ્તીના કયા કયા કરાર થયા હતા?

ઉ૦ ઇ. સ. ૧૮૦૫ માં પહેલાંના થયેલા કરાર એકત્ર કરી છેવટનું એક નવું તહનામું કંપની સરકાર સાથે થયું હતું, તેમાં નીચે પ્રમાણે ઠર્યું હતું.

૧ ૧૮૦૫ સુધીમાં જે સંધીઓ બેઉ સરકાર વચ્ચે થઇ હોય તે તેમને તથા તેમના વાલીવારસોને કબૂલ મંજુર છે.

૨ એકના દોસ્ત તે બીજાના દોસ્ત, અને એકના દુશ્મન તે બીજાના દુશ્મન એમ ઠર્યું. વળી બે સરકાર પૈકી કોઇને બીજા રાજ્ય તરફથી હરકત કે સતાવણી થાય તો પરસ્પર મદદ કરવી.

૩ કાયમનું ત્રણ હજાર માણસનું સહાયકારી સૈન્ય તથા એક યુરોપીઅન તોપખાનું રાખવાનું ઠર્યું.

૪ સહાયકારી ફોજે મહારાજાનું અને તેના વાલી વારસોનું રક્ષણ કરવાનું અને ટંટો ફીસાદ કરનારને શિક્ષા કરવામાં મદદ કરવાનું ઠર્યું. મહેસુલ ઉઘરાવવામાં તેનો ઉપયોગ કરવાનો નથી, પણ જરૂર પડે કાઠિઆવાડમાં મોકલવા હરકત નથી.

૫ સહાયકારી ફોજના માટે ઘાસ, ચંદી અને ખોરાકના સામાન ઉપર ગાયકવાડ સરકારે જકાત લેવી નહિ એમ ઠર્યું.

૬ જે મુલક ૧૮૦૫ પહેલાં કંપની સરકારને આપવામાં આવ્યો હતો, તે રાજ્ય સત્તાના કુલ અખત્યાર સાથે હમેશને માટે અંગ્રેજોને સોંપ્યો.

૭ કંપની સરકારે તથા શાહુકારોએ જે નાણું ગાયકવાડ સરકારને

ધીર્યાં હતાં, તે વ્યાજ તથા મુદ્દલ સહિત પૂરાં થાય ત્યાં સુધી વડોદરા, રાજપીપળા, પેટલાદ તથા કડી પરગણાંનું ૧૨૯૫૦૦૦ રૂપિયાનું ઉત્પન્ન કંપની સરકારને આપવાનું ઠર્યું.

૮ બેઉ સરકારના અમલદારોનો માન મર્તબો સચવાય, એવું વર્તન રાખવાનું તથા ગાયકવાડ સરકારના કુટુંબ કે દિવાન માટે કંપની સરકારના રાજ્યમાંથી ખરીદેલી કોઇ પણ વસ્તુ ઉપર જકાત નહિ લેવાનું ઠરાવ્યું.

૯ ગાયકવાડ સરકારે કંપની સરકારની સમ્મતિ વગર કોઇ પણ યુરોપીઅન, અમેરિકન, કે અંગ્રેજની રૈયત હોય એવા દેશીને નોકરીમાં ન રાખવો; તથા અંગ્રેજ સરકારે વડોદરા સરકારની વિરૂદ્ધ તેમના આશ્રિતોમાંથી કોઇને નોકરીમાં ન લેવો એમ ઠર્યું.

૧૦ કોઇ રાજ્ય સાથે વાંધો પડે તો ગાયકવાડ સરકાર સાથે મસલત કરી કંપની સરકારે તેનો નિવેડો લાવવો, એમ ઠર્યું.

૧૧ પેશ્વા અને ગાયકવાડ સરકાર વચ્ચે જે લેણદેણનો વાંધો આવતો હતો, તેનો ગાયકવાડ સરકારની નાણાં સંબંધીની સ્થિતિ ઉપર વિચાર કરીને એક બીજામાં સંપ રહે એવી રીતે નિકાલ કંપની સરકારે કરવો. કોઇ સાથે લડાઇ જાગે તો મહારાજાના રક્ષણ પુરતું સહાયકારી લશ્કર વડોદરામાં રાખી બાકીનું દુશ્મન સામે લઇ જવું. એકનો શત્રુ તે બીજાનો મિત્ર થઇ શકે નહિ, તથા મલ્હારરાવ અને કાનોજીરાવની જે નીમણુંક ઠરે તે સિવાય બીજો કોઇ પ્રકારનો દાવો ન સ્વીકારવો એમ ઠર્યું.

૧૨ એક બીજાના રાજ્યમાં ટંટો ફીસાદ થાય તો અન્યોન્યે કુમક આપવી; અને યોગ્ય લાગે તે પ્રમાણે બ્રિટિશ મુલકમાં સહાયકારી ફોજનો અને ગાયકવાડના મુલકમાં બ્રિટિશ ફોજનો

ઉપયોગ કરવો. તેમજ જેની પાસે લેણું હોય એવો માણસ એક બીજાના મુલકમાં જઇને રહે, તો ઉભયપક્ષે વાજબી કારણસર આપ લે કરવાનો ઠરાવ થયો.

૧૩ સને ૧૯૧૭ ના કરારથી ગાયકવાડ સામે પેશ્વાના લેણાનો નીકાલ થયો હતો; અને ભવિષ્યમાં કશો દાવો કરવો નહિ એમ ઠર્યું હતું.

૧૪ સને ૧૮૧૭ ના બીજા કરારથી સહાયકારી ફોજમાં વધારો થયો, અને ગાયકવાડે પેશ્વાનો મુલક ઇજારો રાખવાથી તેમને જે હક્ક મળ્યા હતા તે કંપની સરકારને આપવાનું ઠર્યું.

૧૫ કેટલાક મુલકની ફેરબદલી કરીને ગાયકવાડ અને કંપનીનો મુલક નક્કી કરવામાં આવ્યો; અને શ્રીમંત ગાયકવાડ સરકારે ૩૦૦૦ ઘોડેસ્વારનું લશ્કર પોતાના ખર્ચે રાખી તહેનાતી ફોજ સાથે મોકલવાનું ઠર્યું. (આ લશ્કર બરાબર ન રખાયાથી પાછળથી સયાજીરાવ મહારાજાના વખતમાં વર્ષે ત્રણલાખ રૂપિયા અંગ્રેજ સરકારને આપવાનું ઠર્યું હતું.)

૧૬ લઢાઇના પ્રસંગે એક બીજાને મદદ કરવી; અને જીતાયલા મુલક પૈકી મદદના બદલામાં કંઇ ભાગ આપવો, તે નક્કી કરવાનું અંગ્રેજ સરકારે કબુલ્યું.

૧૭ ફોજદારી ગુન્હેગારોની પરસ્પર આપલે કરવાનું પણ ઠર્યું. અને ઓખામંડળ પરગણું તથા બેટ તેમાંના સર્વ કિલ્લા સાથે શ્રીમંત ગાયકવાડ સરકારને સ્વતંત્ર રીતે અંગ્રેજ સરકારનાં વહાણોને હરકત ન કરવાની સરતે સોંપી દેવામાં આવ્યાં.

## (૮) સયાજીરાવ બીજા ૧૮૧૯ થી ૧૮૪૭.

૫૦ આનંદરાવ મહારાજા પછી ગાદીપતી કોણ થયા ?

ઉ૦ ફતેસીંગરાવના નાના ભાઇ સયાજીરાવ પ્રથમ આનંદરાવના મુતાલિક તરીકે; અને પછીથી ગાદીપતી ઇ. સ. ૧૮૧૯ માં થયા. તે વખતે તેમની ઉમર ૧૯ વરસની હતી. એ ઘણા બાહોશ હોવાથી તેમના હાથમાં રાજ્ય સત્તા આવે, એ રાજકુટુંબનાં માણસોને પસંદ નહોતું.

પ્ર૦ સયાજીરાવ (બીજા) મહારાજાના ગુણ કહો.

ઉ૦ તેમને સત્તા ઉપર ઘણી પ્રીતિ હતી, તેઓ શાંત, અભ્યાસી. સ્વભાવના અને પ્રેમાળ હતા; પણ પ્રભુતાને માટે એમને બહુ શોખ હતો. ખંતથી મંડયા રહેવાની ને નમ્ર રીતે વર્તવાની ટેવ હતી. કોઇ પ્રકારનું વ્યસન નહોતું. તેઓ આગ્રહી સ્વભાવના અને બીજા ઉપર એકદમ વિશ્વાસ નહિ કરનારા હતા. ઉડાઉ ખર્ચ ન કરતાં સંગ્રહ કરનારા હતા. સારી બુદ્ધિ, આત્મબળ અને કેળવણીને લીધે પહેલાં થઇ ગયેલા ગાયકવાડોથી એ જુદા પડે છે.

પ્ર૦ સયાજીરાવ મહારાજાને અંગ્રેજ સરકાર સાથે વિરોધ થવાનું શું કારણ? અને તેનો નિવેડો શી રીતે આણ્યો?

ઉ૦ સને ૧૮૦૫માં અંગ્રેજ સાથે જે કરાર થયા હતા, તેની કલમ ૧૬ મુજબ જોઇએ તેવો ન્યાય મળ્યો નહોતો; અને જ્યારે પેશ્વા નાગપુરના રાજા અને હોલ્કરે અંગ્રેજ સાથે લડાઇ જોડી ત્યારે ગાયકવાડ સરકાર તરફથી સહાયકારી ફોજની મદદ આપી હતી, તેનો તેમને ચાળીસલાખ રૂપિયા ખર્ચ થયો હતો. તેમ છતાં ગાયકવાડ સરકારને તેનો કાંઇ પણ બદલો મળ્યો નહોતો. વળી તેમના દિવાનોએ પણ અણુરાગ કરાવ્યો હતો. મહારાજાએ ધાકજી દાદાજી દિવાન પસંદ કર્યો, પણ તે ઘણો

લુચ્ચો, ખટપટી અને યુક્તિબાજ માણસ હતો. તેણે અંગ્રેજ સરકાર સાથે ઘણો અણુરાગ કરાવ્યો; ને ઘણા પ્રસંગે તકરારો થઇ હતી. ૧૮૨૮ માં વેણીરામ આદિતરામ દિવાન થયા. તેણે મહારાજાને શીખવ્યું કે રેસિડેંટનું કહ્યું સાંભળવું નહિ; તેથી તકરાર વધી પડી. તે એટલે સુધી કે ૧૮૩૮ માં તો હિંદુસ્તાન સરકારે મહારાજાને પદભ્રષ્ટ કરવાની ધમકી આપી. આવી કઢંગી સ્થિતિથી સયાજીરાવે કંઇક નમતું આપીને બધી તકરારોનો નિવેડો આણ્યો.

પ્ર૦ સતી થવાનો રિવાજ કોણે ક્યારે બંધ કર્યો?

ઉ૦ સયાજીરાવ મહારાજાએ સને ૧૮૪૦ માં.

પ્ર૦ સયાજીરાવ મહારાજાનો સ્વર્ગવાસ કયારે થયો?

ઉ૦ સને ૧૮૪૭ માં.

પ્ર૦ સયાજીરાવ મહારાજાએ દેવું પતાવવા શી ગોઠવણ કરી હતી?

ઉ૦ એમના વખતમાં ગાયકવાડ સરકારને એક કરોડ ઉપરાંત દેવું હતું. આ દેવું પતાવવા માટે ત્રણ લોન એટલે કરજાઉ નાણું કાઢવાનો ઠરાવ થયો. પહેલી લોન પચાસ લાખની એવી સરતે કાઢવી કે દરવરસે તે પેટે બારલાખ રૂપિઆ પાછા ભરવા. બીજી લોન ૨૦ લાખની કાઠિઆવાડની સ્વારીનું દેવું પતાવવા કાઢવાની હતી, તે પૈકી બે લાખ દરવરસે પાછા ભરવાના હતા અને ત્રીજી નામીચા શાહુકારોની રૂ. ૩૦ લાખની ચાલુ ખર્ચ માટેની હતી. જે વાર્ષિક રકમ ભરવાની તેની વરાતો જુદા જુદા મહાલો ઉપર કાઢવાનું નકકી થયું હતું.

પ્ર૦ એકંદર દેવાની પતાવટ માટે ગવર્નર એલ્ફિસ્ટને પોતાના પત્રમાં શી ગોઠવણ બતાવી હતી?

ઉ૦ પરમુલકના રાજ્ય સાથેના કામકાજની વ્યવસ્થા અંગ્રેજ સરકાર કરશે. પરંતુ આપના રાજ્યની અંતર વ્યવસ્થાની બાબતમાં મહારાજાની સત્તા રહેશે. જે શાહુકારોને અંગ્રેજ સરકારની બાંહેધરી છે, તેઓનું દેવું પતાવવા જે જે સરતો થઇ છે તે આપની સરકારને પાળવાની છે. એ દેવું પતાવવા શ્રીમંત સરકાર જે વ્યવસ્થા કરે; તેની ખબર રેસીડેંટને આપવાની છે. જરૂર પડે રેસીડેંટ હિસાબ પણ જોઈ શકશે. વળી આપને કોઇ ભારે ખર્ચ કરવાનો હોય તો તેવે પ્રસંગે તેની સલાહ લેવી ઘટે છે. અંગ્રેજ સરકારને રાજ્યના દિવાનને કે બીજા ગૃહસ્થોને જે બાંહેધરી આપેલી હોય તે માન્ય રહેવી જોઇએ. શ્રીમંત મહારાજા પોતાની મરજીમાં આવે તેને દિવાન તરીકે પસંદ કરી શકશે, પણ તેને નીમતા પહેલાં અંગ્રેજ સરકારની સલાહ લેવી જોઇએ. ગાયકવાડના તથા અંગ્રેજના રાજ્યનું હિત એક સરખું હોવાથી જરૂર પડે અંગ્રેજ સરકાર યોગ્ય બાબતોમાં સરકાર વચ્ચે પડશે નહિ. ગાયકવાડ સરકારના કામમાં હવેથી નેટિવ એજંટ કોઇ પણ રીતે હાથ ઘાલશે નહિ. આ પત્ર આપના રાજ્યનું શુભ થાય એવી ઈચ્છાથી તથા આપણી દોસ્તીના હકમાં લખ્યો છે. અને એમ ઉમેદ છે કે ભવિષ્યમાં મહારાજાની પ્રતિષ્ઠા અને આબાદીમાં સારી વૃદ્ધિ થશે.

પ્ર૦ સયાજીરાવના વખતમાં કયા કયા દિવાન થયા? અને તેઓએ કેવી રીતે કામ ચલાવ્યું?

ઉ૦ સયાજીરાવ મહારાજ ગાદી ઉપર આવ્યા, ત્યારે ધાકજી દાદાજી નામના માણસને દિવાન નીમ્યો. રેસિડેંટ કાનકિના વડીલ સાથે તેમને સારૂ ઓળખાણ હોવાથી તેમની લાગવગથી રેસી-

રેસીડેન્સીમાં સારું વજન પડશે એમ ધારી તેને દિવાન નીમ્યો હતો. પણ તે ખટપટી અને પ્રપંચી હતો; એણે નાણાં સંબંધી કામમાં ઘણી ગરબડ કરી, તેથી ૧૮૨૦માં તેને ડમી કર્યો. તેનો સંબંધ તદ્દન કાઢી નાંખવા માટે તેની નીમણુંક અને ઇનામી ગામ પણ બંધ કર્યાં. તેણે કાયમ રહેવા ઘણી ખટપટ કરી હતી. વળી કાનકિ મુંબાઇનો ગવર્નર થયો, ત્યારે ગાયકવાડ સરકારને સારી મદદ કરશે, એવું સમજાવીને સયાજીરાવ મહારાજ પાસે દશલાખ રૂપિઆ કઢાવ્યા હતા.

ધાકજીને ડમી કર્યા પછી સયાજીરાવે સીતારામ રાવજીના દીકરા વિઠ્ઠલરાવ ભાઉને પસંદ કર્યો, પણ અંગ્રેજોએ ના પાડવાથી બાબાજીના દીકરા વિઠ્ઠલરાવ ભાવને પસંદ કર્યો, પણ તેની સાથે કાઠિયાવાડ દિવાનજીના ઉપનામથી મશહુર થયેલા વિઠ્ઠલરાવ દેવાજીને નીમ્યો. ભાઉ ૧૮૨૦માં મરણ પામ્યાથી તેના હાથમાં બધો કારભાર આવ્યો. આ માણસે કડીની લડાઇમાં તથા કાઠિયાવાડમાં મોટાં પરાક્રમ કર્યાં હતાં. કાઠિયાવાડનો મોટો ભાગ તેણેજ મેળવી આપ્યો હતો. આથી પહેલાં તો મહારાજાને બહુ ગમ્યો, પણ પાછળથી તેમને લાગ્યું કે તે રેસીડેંસીની તરફેણમાં ઉતરે છે અને રાજ્યનો પક્ષ ખેંચાતો નથી; તેથી સયાજીરાવની પ્રીતી તેના ઉપરથી ઓછી થઇ. ૧૮૨૭. દેવું પતાવવાની ભાંજગડ પણ એના વખતમાં થઇ; મહારાજાએ રેસીડેંટનું કહ્યું સાંભળ્યું નહિ; દેવું પતાવવું બાકી રહ્યું; અંગ્રેજોએ આપેલી બાંહેધરી પણ ગણકારી નહિ, તેથી રેસીડેંટ સાથે વિરોધ થયો. એ ગુસ્સો દિવાન પર કાઢી ડમી કર્યો; અને ૧૮૨૮ માં વેણીરામ આદિતરામ નામના વીસનગરા નાગરને

નીમ્યો. તે સાથે પ્રભાકર દિક્ષિત ઉર્ફે ભાઉ પુરાણિકને નીમ્યા. એક વરસ પછી તેમની સાથે ગોકલ આત્મારામને પણ નીમ્યા. વેણીરામને લીધે રેસીડેંસી સાથે બનતું નથી, એમ જણાયાથી અંગ્રેજોના કહેવાથી તેને પણ કમી કર્યો. ત્યાર પછી સયાજીરાવે કોઇને દિવાન નીમ્યો નહિ, પણ ગણેશ સદાશીવ ઓઝે, બાપુ અરગડે, બાબા નાફડે, ગોપાળરાવ મૈરાળ, સખારામ રોડે, તથા ભાઉ પુરાણિક એમની સલાહ પ્રમાણે રાજકારભાર ચલાવવા માંડયો.

## (૯) ગણુપતરાવ મહારાજા ૧૮૪૭ થી ૧૮૫૬.

પ્ર૦ ગણુપતરાવ મહારાજે કોને દિવાન નીમ્યા ?

ઉ૦ ભાઉ તાંબેકર ઉર્ફે વિઠ્ઠલ ખંડેરાવ. મહારાજા શરીરે નબળા હતા; ઝાઝું ભણ્યા નહોતા તેથી દિવાનના કહ્યા પ્રમાણે ચાલતા.

પ્ર૦ હરીભક્તિના ગુમાસ્તાની દગલબાજીનું શું પરીણામ આવ્યું ? ને તે તપાસ કોણે કરી હતી ?

ઉ૦ દિવાન તાંબેકર અને રેસિડેંટ ઓટ્રામને બનતી રાશ નહોતી, તેથી રેસિડેંટ અને શ્રીમંત સરકાર વચ્ચે તકરારો ઉભી થઇ. હરિભક્તિના કોઇ ગુમાસ્તાએ શાહુકાર કુટુંબની જોઇતી બાઇ ઉપર કામ ચલાવ્યું, તેની તપાસ ઑટ્રામ કરતો, પણ તેને ૧૮૪૮ માં રજા ઉપર જવું પડયું; તેથી કપ્તાન ફ્રેન્ચે તેનો નીકાલ કર્યો. પણ ૧૮૫૦ માં ઑટ્રામ પાછો આવ્યો, ત્યારે તેણે ફ્રેન્ચવાળો ઠરાવ ફરી તપાસીને ગુમાસ્તાની દગલબાજી ઉઘાડી પાડી. વળી રેસિડેંસીમાંથી પૈસા ખાનારા લોકોને કાઢી મુક્યા.

પ્ર૦ વડોદરા ખટપટ નામનો રિપોર્ટ કોણે કર્યો ? ને તેનું શું પરીણામ આવ્યું ?

ઉ૦ રેસિડેંટ ઑટ્રામે ૧૮૫૧ માં એ રિપોર્ટ તૈયાર કર્યો, તેમાં મુંબાઇ સરકાર વિરૂદ્ધ કેટલીક ટીકા કર્યાથી મુંબાઇ સરકારે તેને રેસિડેંટની જગા ઉપરથી દૂર કર્યો પણ ઑટ્રામ વિલાયત ગયો; ત્યાં તેણે કેટલીક તકરારો કરી. આખરે કોર્ટ ઑફ ડાયરેક્ટર્સને તેનું વર્તન વાજબી લાગ્યાથી તેને ફરીથી વડોદરાનો રેસિડેંટ નીમ્યો, અને વડોદરા રાજ્યનો સંબંધ મુંબાઇ સરકાર તરફથી તોડી નાંખી હિંદુસ્તાન સરકાર એટલે ગવર્નર જનરલ સાથે જોડયો–૧૮૫૪. ઑટ્રામ રેસિડેંટ નીમાયા પછી ભાઉ તાંબેકર દિવાનપદ પરથી ઉતર્યો, અને ગોવિંદરાવ રોડે દિવાન નીમાયા. ૧૮૫૪.

પ્ર૦ ગણપતરાવ મહારાજાએ કયાં કયાં મુસાફરી કરી હતી ?

ઉ૦ એમણે મુંબાઇ, પુના, ખાનદેશ વગેરે ભાગો ફરીને જોયા હતા. તેઓ ડાકોરની જાત્રા કરીને આવતાં મહી નદીને કીનારે મરણ પામ્યા. ૧૮૫૬.

પ્ર૦ ગણપતરાવ મહારાજાના વખતમાં કયી રેલ્વે શરૂ થઇ ને તેથી તેમને શા લાભ થયા ?

ઉ૦ મુંબઇથી જે મુખ્ય રેલ્વે નીકળે છે, તે વડોદરા અને ગુજરાતમાં બીજાં મુખ્ય શહેરો આગળ થઇ છેક વીરમગામ સુધી જાય છે. આ રેલ્વે લાઇનને બૉમ્બે બરોડા ને સેન્ટ્રલ ઇન્ડીઆ રેલ્વે કહે છે. રેલ્વે બાંધનારી કંપનીએ જ્યારે સડક બાંધવાની પરવાનગી માગી ત્યારે નીચેની સરતોએ રેલ્વે બાંધવાની રજા આપી હતી.

૧ જે ખાનગી ઇસમોની જમીન સડક માટે લેવામાં આવે, તેમને કંપની કિંમત આપે.

૨ રેલ્વે થવાથી ગાયકવાડની જકાતમાં જે ખોટ આવે, તે કંપની ભરી આપે.

૩ પોતાની રાજધાની વડોદરાનું નામ એ રેલ્વે કંપનીના નામ સાથે જોડવું.

રેલ્વે બાંધવાની શરૂઆત ગણપતરાવ મહારાજાના વખતમાં થઇ, તોપણ વડોદરા સુધી રેલ્વે આવતાં પહેલાં તેમનો સ્વર્ગવાસ થયો હતો. ઇ૦ સ૦ ૧૮૬૦ માં વડોદરા સુધી રેલ્વે આવી હતી.

પ્ર૦ વડોદરા રાજ્યનાં કયાં કયાં સ્થળોએ રેલ્વે બંધાઇ છે ?

ઉ૦ ગણદેવી, બીલીમોરા, નવસારી, સોનગઢ, વ્યારા, વેળાછા, વાકળ, મીયાંગામ, ડભોઇ, ચાણોદ, બોડેલી, જરોદ, વાઘોડીઆ, પાદરા, શીનોર, પેટલાદ, સોજીત્રા, વસો, પીહીઝ, નાર, દહેગામ, કલોલ, કડી, વીજાપુર, વડનગર, વીસનગર, મહેસાણા, પાટણ, સિદ્ધપુર, ઉંઝા, ચાણસ્મા, હારીજ, મોઢેરા, બેચરાજી, અમરેલી વગેરે લગભગ દરેક મોટા કસ્બામાં તથા તાલુકાના સ્થળે આવજા કરવા માટે રેલ્વેનું સાધન છે. તેમાંની કેટલીક રેલ્વે ખાનગી કંપનીએ અને કેટલીક શ્રીમંત ગાયકવાડ સરકારે પોતાની માલકીની બાંધી છે.

## ( ૧૦ ) ખંડેરાવ મહારાજા ૧૮૫૬ થી ૧૮૭૦.

પ્ર૦ ગણપતરાવ મહારાજા પછી ગાદીપતિ કોણ થયું ?

ઉ૦ તેમના દીકરા ગુજરી ગયેલા હોવાથી તેમના ભાઇ ખંડેરાવ મહારાજ સને ૧૮૫૬ માં ગાદીએ બેઠા.

પ્ર૦ લશ્કરી સિપાઇઓનો બળવો અંગ્રેજ સરકાર સામે શાથી થયો? ને તેમાં ખંડેરાવ મહારાજાએ શી મદદ આપી હતી?

ઉ૦ કેટલાક લોકોએ એવી વાતો ફેલાવી કે આખા દેશની ચારે તરફ રેલ્વે ગોઠવીને આપણને સાંકળી લે છે; બંદુકોની તોટીઓને ગાય તથા સુવરની ચરબી ચોપડીને હિંદુ તથા મુસલમાનને વટલાવે છે, આથી હિંદુ મુસલમાનોનાં મન ઉશ્કેરાયાં; તેથી એકી વખતે ચારે તરફ બંડ ઉઠાવ્યાં. તેની અસર ગુજરાતમાં ન આવે, તે માટે ખંડેરાવ મહારાજાએ સારી મદદ કરી હતી; પોતાનું તમામ લશ્કર મદદ માટે મોકલ્યું હતું. ગુજરાતમાં પણ કેટલાક કોળી ભીલ વગેરે બંડ કરવા તૈયાર થયા, તેમને દબાવી દઇ સારો બંદોબસ્ત રાખ્યો.

પ્ર૦ સિપાઇઓના બળવામાં મદદ આપ્યાથી શ્રીમંત સરકારને શા લાભ થયા?

ઉ૦ લશ્કરી ખરચના પ્રથમથી ત્રણ લાખ રૂપિયા અંગ્રેજ સરકાર લેતા હતા તે માફ કર્યા. તેમજ મહારાજાને બહુ માન તરીકે મોચરલ જોડની ભેટ એટલે કે. સી. એસ. આઇ. (નાઈટ કમાન્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઇંડીઆ) નો ઇલકાબ અને દત્તક લેવાનો અધિકાર આપ્યો.

પ્ર૦ ઓખામંડળના વાઘેરોના બંડની હકીકત જણાવો.

ઉ૦ સિપાઇઓના બળવાની અસર ઓખામંડળના વાઘેર લોકોમાં આઇ. એ લોકો બહુ તોફાની ને બળવાન હતા; તેઓ ચોરીઓ અને લુંટફાટ કરતા. તેમણે બંડ કરી બેટ શંખોદ્ધાર અને દ્વારકાં લુંટ્યાં, અને ગાયકવાડનાં માણસોને કાઢી મૂક્યાં. તેથી અંગ્રેજ સરકારની મદદથી તેમને હરાવીને બરડાના મુલકમાં

કાઢી મૂક્યા, ને તેમના બંદોબસ્ત સારૂ આપણા રાજ્ય તરફથી આસિસ્ટંટ રેસિડેન્ટની દેખરેખ નીચે એક લશ્કર રાખવામાં આવ્યું.

પ્ર૦ ખંડેરાવ મહારાજાએ શા સુધારા કર્યા? અને તેમને કયી બાબતનો શોખ હતો?

ઉ૦ તેમણે રાજ્યમાં સેટલમેંટ ખાતુ કાઢયું; ન્યાય ખાતુ સુધારી રાજ્યના કાયદા સુવ્યવસ્થિત કર્યા. એમને મરદાની રમતનો, શિકારનો અને લશ્કરનો સારો શોખ હતો. તેમણે મકરપુરામાં રાજમહેલ બંધાવી ત્યાંજ રહેતા. ત્યાં તેઓ સને ૧૮૭૦ માં મરણ પામ્યા.

## (૧૧) મલ્હારરાવ ગાયકવાડ સને ૧૮૭૦ થી ૧૮૭૫.

પ્ર૦ ખંડેરાવ મહારાજ પછી કોણ ગાદીએ બેઠું?

ઉ૦ ખંડેરાવને પુત્ર ન હોવાથી તેમના નાના ભાઇ મલ્હારરાવને ગાદીએ બેસાડયા. પરંતુ મહારાણી જમનાંબાઇ સગર્ભા હોવાથી રાજ્યના બધા અધિકાર આપ્યા નહોતા; પણ જ્યારે મહારાણીને કન્યા રત્નનો જન્મ થયો ત્યારે બધા અધિકાર આપ્યા. એ કન્યાનું નામ તારાબાઇ પાડયું. તેમનો જન્મ ૧૮૭૧ માં થયો.

પ્ર૦ મલ્હારરાવ મહારાજાએ ગાદીએ બેસીને શું અયોગ્ય કામ કર્યું?

ઉ૦ શરૂઆતમાં તો રાજ્યકારભાર ઠીક ચલાવ્યો, પણ પછીથી રાજ્યમાં અવ્યવસ્થા વધતી ગઈ, રૈયત વર્ગ અસંતુષ્ઠ થયો, તેમના વાંધાભરેલા વર્તનથી રાજ્યમાં સઘળે ત્રાસ વ્યાપી રહ્યા, તેથી બ્રિટિશ સરકાર તરફથી રાજ્ય વ્યવસ્થા સુધારવાની સૂચના કરવામાં આવી પણ તે વખતના રેસિડેંટ સાથે મહારાજાને અણબનાવ હતો, તેથી સુધારો કરવાની મદદ મળી

નહિ. મહારાજાની માગણીથી રેસિડેંટ ફેરને બદલી તેની જગાએ સર લુઇ પેલીની ગવરનર જનરલના સ્પેશ્યિલ એજંટના હુદ્દાથી નીમણૂંક થઇ.

પ્ર૦ મલ્હારરાવ મહારાજાના ઉપર કમિશન બેસાડવાનું શું કારણ? ને તેનું શું પરિણામ થયું?

ઉ૦ રેસિડેંટ કર્નલ ફેર જવાની તૈયારીમાં હતા, એટલામાં તેને પીવાના શરબતમાં ઝેર આપવાની કોઇએ કોશિસ કરી, તેમાં મલ્હારરાવનો હાથ છે, એવો તેને સંશય આવ્યો. તેથી મહારાજાને થોડા વખત રાજ્યાધિકાર ઉપરથી દૂર કરી દેશી ગૃહસ્થો અને અંગ્રેજ અધિકારીઓનું કમિશન નીમાઇ તપાસ ચલાવી. મહારાજા નિર્દોષ ઠર્યા, પણ રાજ્ય વહીવટની ખામી લક્ષમાં લઇ રાજ્ય કારભાર ચલાવવાને યોગ્ય નથી એમ ઠરાવી એક જાહેરનામું પ્રસિદ્ધ કરી રાજ્ય કારભાર ઉપરથી દૂર કર્યા. તા. ૧૯-૪-૧૮૭૫.

પ્ર૦ આ જાહેરનામામાં શું હકીકત હતી?

ઉ૦ મહારાજા મલ્હારરાવ ગાયકવાડે બ્રિટિશ સરકારના પ્રતિનિધિ કર્નલ ફેરને ઝેર દેવાની ઉશ્કેરણી કરી છે, એવા આરોપની તપાસ થવા માટે કમિશન નીમવામાં આવ્યું હતું, તે દરમ્યાન મહારાજાને રાજ્યપદથી દૂર રાખ્યા હતા; કમિશનની તપાસને અંતે મતભેદ જણાયો છે, ને મહારાજા ઉપરનો આરોપ સાબિત થયો નથી. પરંતુ તેઓ ગાદીએ બેઠા પછી અત્યાર સુધીમાં રાજ્યમાં જે ગેરવ્યવસ્થા ને અંધેર ચાલતાં હતાં, તથા બે રાજ્યો વચ્ચે જે મિત્રાચારીનો સંબંધ છે તે રહેવાનો સંભવ નથી, તેનો વિચાર કરીને શ્રીમતી મહારાણી વિકટો-

રીઆની સરકાર તેમને વડોદરાના રાજ્ય ઉપરથી દૂર કરે છે; અને તેમને વંશ વારસને મહારાજા તરીકેના હક્ક, માન તથા પ્રતિષ્ઠાથી હવેથી વિમુખ રાખશે. વડોદરા રાજ્યને ખર્ચે બ્રિટિશ સરકારની સમ્મતિથી તેઓ જ્યાં રહેવાનું પસંદ કરે ત્યાં તેમને તથા તેમના કુટુંબને ફાવે તેવી રીતે રહેવાની છૂટ છે.

શ્રીમંત ખંડેરાવ મહારાજે ૧૮૫૭ ના બળવામાં બ્રિટિશ સરકારને જે મદદ કરી છે, તેની બુજ જાણીને શ્રીમતી મહારાણી વિકટોરીઆ વડોદરા રાજ્યને માટે યોગ્ય વારસ ગાયકવાડ કુટુંબમાંથી પસંદ કરવાની મહારાણી જમનાબાઇની વિનંતિ, કૃપાવંત થઇને સ્વીકારે છે. આવી રીતે લીધેલા વારસને રાજ્યના સર્વ હક્ક પ્રાપ્ત થશે; અને બેઉ સરકારની વચ્ચે થયેલા કોલકરાર છે તેવા કાયમ રહેશે. આથી મહારાણી જમનાબાઇએ દક્ષિણમાંના ગાયકવાડના વંશના કાશીરાવના આનંદરાવ, ગોપાળરાવ અને સંપતરાવ, એ ત્રણ પુત્રો પૈકી ગોપાળરાવ મહારાજને દત્તક લેવાનું નક્કી કર્યું. તા. ૨૭ મે સને ૧૮૭૫ ના રોજ દત્તવિધાન કરી સયાજીરાવ નામ આપી ગાદી ઉપર બેસાડયા. આથી તેમને સર્વ હક્ક પ્રાપ્ત થયા.

પ્ર૦ મલ્હારરાવ મહારાજને પદભ્રષ્ટ કર્યા ત્યારે કોણ દિવાન હતા ? ને તેમણે શા સુધારા કર્યા ?

ઉ૦ હિંદના દાદા દાદાભાઇ નવરોજી હતા. તેમણે ગાયકવાડ અને બ્રિટિશ સરકાર વચ્ચે સમાધાની કરવા માંડી, ન્યાયખાતુ સુધાર્યું, અને રાજ્યનાં બીજાં ખાતાંમાં પણ સુધારા કર્યા. તેઓ દિવાનપદ ઉપર થોડો વખત રહ્યા તથા. તેમણે ૧૮૭૫ માં વડોદરા છોડયું.

પ્ર૦ હિંદના દાદા દાદાભાઈનું ચારિત્ર્ય કહો.

ઉ૦ સુમારે બારસો વરસ ઉપર ઇરાનથી આર્ય પ્રજાનું એક ટોળું આપણા દેશમાં આવીને વસ્યું હતું. આ લોકો અગ્નિપૂજક હતા, તેમના વંશજ તે પારસીઓ છે. તેમની અનેક પેઢીઓ થઇ ગઇ છે, તેથી હિંદુસ્તાનનેજ તેઓ પોતાની માતૃભૂમિ ગણે છે. તેમનું રહેઠાણ સુરત જીલ્લામાં છે. તેઓમાંથી કેટલાક વેપારમાં, કેટલાક સરકારી નોકરીમાં અને કેટલાક દેશ સેવા કરવામાં આગળ વધ્યા છે. જે મહાન દેશ સેવકોએ આપણા લોકોને પ્રજાના હક્ક અને જવાબદારીનું ભાન કરાવી બ્રિટિશ સરકાર પાસેથી રાજકાજ ચલાવવામાં કંઇક હિસ્સો મેળવી આપ્યો છે, તેમાં સૌથી મોખરે આ વીર નર ગણાય છે. એમણે સતત અરધી સદી સુધી દેશી પ્રજાની રાજકીય અને નાગરિક તરીકેના હક્કો વિષે માગણી, અંગ્રેજ સરકાર તથા બ્રિટિશ પ્રજાને જાહેર કરી તે પૂરી પડાવવા અથાગ શ્રમ વેઠયો છે.

દેશભક્ત દાદાભાઈનો જન્મ ૧૮૨૫ માં મુંબાઇમાં થયો. એમનું વતન નવસારી હતું. એટલે તેઓ શ્રીમંતની રૈયત છે. તેમના વડીલો મોબેદ હતા, પણ દાદાભાઈએ ધર્મક્રિયાઓ કરાવવાનું છોડી લોકસેવાનું કામ પસંદ કીધું. તેમની ચાર વર્ષની ઉમરે તેમના પિતા મરણ પામ્યા, તેથી તેમની માતાની છાયામાં ઉછર્યા. બચપણમાં તેમની સ્થિતિ ગરીબ હતી, કેળવણી મેળવવા તેમણે અત્યંત પ્રયાસ કર્યો હતો. "પુત્રનાં લક્ષણ પારણામાંથી" એ કહેવત તેમણે ખરી પાડી છે. સને ૧૮૪૫ માં તેમનું નામ જાણીતું થયું. તેમને કાય-

દાના અભ્યાસ માટે વિલાયત મોકલવાના હતા, પણ તે વિચાર બંધ પડયો. નવ વરસ કેડે મુંબાઇની પાઠશાળામાં ગણિત અને પદાર્થવિજ્ઞાનના શિક્ષકની જગાએ તેમની નીમણુંક થઇ. એ જગાએ તેમણે પોતાના કામથી સંતોષ બતાવ્યો.

સને ૧૮૫૫ માં તેઓ વેપારાર્થે ઇંગ્લાંડ ગયા. ત્યાં તેમણે "લંડન ઇન્ડિઅન સોસાયટી" નામે મંડળી સ્થાપી, તે હજુ પણ ચાલુજ છે, ત્યાં એમણે અનેક પ્રકારે દેશની સેવા બજાવવા માંડી. વેપારમાં ફતેહ ન મળ્યાથી તેઓ પાછા ફર્યા. તેમણે સ્ત્રી કેળવણી માટે અનેક સંસ્થાઓ સ્થાપી, વર્તમાન પત્રોમાં ઘણી બાબતના લેખો લખ્યા, અને બીજાં ઘણાં જાહેર સેવાનાં કામો કર્યા છે.

આ વખતે વડોદરાના રાજ્યમાં અંધેર ચાલતું હોવાથી બ્રિટિશ સરકાર તરફથી રાજ વ્યવસ્થા સુધારવા સારૂ તેમની દિવાનપદ ઉપર નીમણુંક કરી. તેમણે ધીમે ધીમે બધાં ખાતાંમાં સુધારા કર્યા, ને બ્રિટિશ સરકાર સાથે સમાધાની કરાવી. પણ ૧૮૭૫ માં તેમણે વડોદરા છોડયું. વડોદરાની એમની સેવાની કદર કરીને શ્રીમંત મહારાજા સાહેબે સને ૧૯૧૫ થી માસિક રૂ. ૩૦૦ નું પેન્સન બાંધી આપ્યું છે, મુંબાઈની સારદાપીઠે તેમને હમણા એલ. એલ. ડી. ની પદ્વિ આપી છે.

લૉર્ડ રીપનની કારકીર્દીમાં દેશીઓને સ્વરાજ્યનો હક્ક મળ્યો, તેથી કેળવાએલા દેશીઓએ ૧૮૮૫ માં હિંદી પ્રજા સમાજ સ્થાપ્યો, તેના એ પ્રમુખ થયા હતા. અત્યાર સુધીમાં તેઓ ત્રણ વાર પ્રમુખપદે બીરાજ્યા હતા. સને ૧૮૯૨ માં

તેમને આમની સભાના સભાસદ તરીકે ચુંટી કાઢયા, ત્યારે આખા દેશમાં ઘેર ઘેર દીવાળી થઇ રહી હતી. કેમકે બ્રિટિશ પાર્લામેન્ટમાં દાખલ થનાર એ પહેલાજ હિંદી હતા. એમણે આપણા દેશની આર્થિક સ્થિતિને લગતાં પુસ્તકો લખ્યાં છે. પોતાનાં ભાષણો દ્વારા રાજકીય બાબતોમાં કેવી રીતે હકકો મેળવી શકાય, તે વિષે દેશીઓને સારો બોધ આપ્યો છે. આપણી પ્રજાની કિંમતી સેવા બજાવનારા મહા પુરૂષોમાંના આ એક છે. એઓ સૌથી વૃદ્ધ હોવાથી "હિંદના દાદા" તરીકે ઓળખાયા છે. તેઓ તા. ૨૭ માહે જુન સને ૧૯૧૭ ના રોજ સ્વર્ગવાસી થયા છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

૫૦ પ્રથમના વખતમાં શ્રીમંત ગાયકવાડ સરકારનું સૈન્ય કેટલી જાતનું અને કેવી રીતનું હતું?

૬૦ ગાયકવાડના વંશના મૂળ પુરૂષ સોનગઢમાં આવી વસ્યા હતા: તે વખતે તે દાભાડેના સરદાર હતા; વખત જતાં તેમના દીકરાને સેનાપતિનો અધિકાર મળ્યો. અને પાછળથી મહારાજાની પદ્ધિએ પહોંચ્યા. એ કામમાં તેમને ઘણા મરાઠા સરદારોની મદદ હતી.

૧ પ્રથમ ૫દ સ્વારોનું છે. હજુરાત પાગા તે પિલાજીરાવના વખતથી છે. તેમની પાસે જરીપટકો, નિશાન, (રાજ્યનો વાવટો) અને રાજ્યનું નગારૂં રહે છે. આ રાજ ચિન્હો સતારાના શાહુ મહારાજા તરફથી મળ્યાં હતાં. લશ્કરનો આ ભાગ ખુદ મહારાજાની સરદારી નીચે રહે છે. દશરાની સ્વારીમાં જરી પટકો લઇને આ પાગા નીકળે છે.

૨ જે સરદારો પિલાજીરાવ અને દામાજીરાવની સાથે દક્ષિણમાંથી આવ્યા હતા, તેઓના વંશજો પોતાની પાગા રાખે છે, સરકાર તરફથી એ લોકોને અમુક પગાર મળે છે, અને રાજ્ય તરફથી સારૂં માન રાખવામાં આવે છે. આ પુરૂષોમાં રાજે પાંઢરે, રાજે ઘોરપડે, અને મીરસાહેબ એ મુખ્ય છે.

૩ પરદેશી લોકોને પણ લશ્કરમાં રાખવામાં આવતા. પહેલાં તો તે થોડા હતા, પણ જેમ જેમ શહેરો અને કિલ્લાઓ જીતાયા, તેમ તેમ તેના રક્ષણ માટે વધારો કરતા ગયા. આ સૈન્યને સિબંદી કહેતા. સિબંદીના નાયકોમાં અમીન જમાદાર, બચા જમાદાર, રાઘો રામચંદ્ર અને કાસમ કાળે એ મુખ્ય હતા. આ બધું સૈન્ય ઘોડેસ્વારનુંજ હતું.

૪ ચોથી જાતનું સૈન્ય—સારા પગારદારોના બદલે પોતાના ઘોડા લઈ ટુંકા પગારમાં બીજા માણસો નોકરી કરતા. આ લોકો સારૂં કામ બજાવતા. લશ્કરી સરદારોને જમીન કે ગામ કવચિતજ આપવામાં આવતાં. ઘણું કરીને નોકરીના બદલામાં રોકડ રકમ આપવામાં આવતી.

પ્ર૦ પાયદળ લશ્કરની શરૂઆત કોના વખતથી થઇ ?

ઉ૦ શ્રીમંત ખંડેરાવ મહારાજના વખતથી પાયદળ લશ્કર રાખવાની શરૂઆત થઇ. કિલ્લાના બચાવ અર્થે આવી ફોજનો ઉપયોગ કરતા. તેમાં ઘણાખરા આરબો છે. ખંડેરાવ મહારાજાએ સૈન્ય સુધારવા સારો પ્રયાસ કર્યો હતો. લશ્કરમાં કેટલાક અંગ્રેજોને તથા યુરેઝીઅનોને રાખીને વિલાયતી કવાયત દાખલ કરી. પોતે બાહોશ લડવૈયા હોવાથી સૈન્યને સુધારવામાં બહુ રસ પડતો.

પ્ર૦ હાલ આપણા રાજ્યમાં કયા કયા પ્રકારનું કેટલું સૈન્ય રાખ-
વામાં આવ્યું છે ?

ઉ૦ બે પ્રકારનું છે. એકને 'રેગ્યુલર' એટલે કવાયતી અને બીજાને
"ઇરરેગ્યુલેર" એટલે બીનકવાયતી ફોજ કહે છે. રેગ્યુલરમાં
૧૬૦ તોપખાનાના માણસો, ઘોડેસ્વાર લશ્કરની ચાર ટુકડી-
ઓમાં ૧૫૮૨ માણસો, અને પાયદળની પાંચ ટુકડીના ૩૨૧૭
માણસો છે. એ સિવાય લશ્કરી વાજામાં ૧૧૭ માણસો છે તે જુદાં.
એકંદરે કવાયતી લશ્કર ૫૦૮૪ માણસોનું છે. એ બધા સૈન્યના
આઠ અમલદાર છે. ઇરરેગ્યુલર સૈન્યમાં પણ ઘોડેસ્વાર અને
પાયદળ બન્ને છે. શિલેદાર, સિબંદી, પાગાનિ હાય, અને
ખાલસા એ બધા મળીને ૩૦૮૬ માણસો છે. લશ્કરી ખાતાનો
એકંદર ખર્ચ વર્ષે લગભગ ૨૦ લાખ રૂપિઆ થાય છે. આ
ખાતાથી પોલિસ ખાતુ તદન જુદુંજ છે.

## (૧૨) શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ ૧૮૭૫થી ચાલુ.

પ્ર૦ મલ્હારરાવ મહારાજા પછી ગાદીપતિ કોણ થયા ?

ઉ૦ આપણા હાલના શ્રીમંત સયાજીરાવ મહારાજા તા૦ ૨૭ મે
સને ૧૮૭૫ ના રોજ રાજ્યારૂઢ થયા. તે વખતે તેમની ઉમર
૧૩ વરસની હતી. જેથી યોગ્ય વયે સને ૧૮૮૧ ની સાલમાં
તેમને સર્વ અધિકાર પ્રાપ્ત થયા.

પ્ર૦ શ્રીમંતની બાલ્યાવસ્થામાં રાજ્યકારભાર ચલાવવાની શી
વ્યવસ્થા કરી હતી ?

ઉ૦ ઈંદોર સરકારની પરવાનગીથી રાજા સર ટી. માધવરાવને વડો-
દરાના દિવાનપદ ઉપર રાખી કામ લેવામાં આવ્યું હતું.

પ્ર૦ આપણા શ્રીમંત સયાજીરાવ મહારાજાને ગાદી શી રીતે મળી ?

ઉ૦ વડોદરામાં મલ્હારરાવ ગાયકવાડને બ્રિટિશ સરકાર તરફથી પદભ્રષ્ટ કરવામાં આવ્યા, તે વેળા ખંડેરાવ મહારાજનાં પત્ની મહારાણી જમનાબાઇએ એમને દત્તક લીધા. ખાનદેશ જીલ્લાના એક ગામમાં સને ૧૮૬૩ માં જન્મ્યા હતા. એ રીતે એમણે રાજ્યના બધા હક્કો, માન પ્રતિષ્ઠા તથા રાજ્ય કર્તા તરીકેની સર્વ હકુમત પ્રાપ્ત કીધી.

પ્ર૦ વડોદરાનું રાજ્ય હિંદનાં દેશી રાજ્યોમાં કઇ પંક્તિનું ગણાય છે ને તે શા કારણથી ?

ઉ૦ હિંદમાં એકંદરે દેશી રાજ્યો ૬૪૬ છે. તે પૈકી બાર પંદર તો મોટાં છે. વડોદરાનું રાજ્ય વિસ્તારમાં બીજા કરતાં નાનું છે, અને એનું ઉત્પન્ન પણ ઓછું છે; તેમ છતાં હાલના મહારાજાશ્રીએ અથાગ શ્રમ વેઠીને જે જ્ઞાન, વિદ્યા, અને ગૌરવ સંપાદન કર્યાં છે, તેને પરિણામે શ્રીમંત મહારાજા સાહેબને સઘળા દેશીઓ સૌથી શ્રેષ્ઠ રાજ્ય કર્તા તરીકે સ્વીકારે છે; અને આખા દેશમાં તે બીજા નંબરનું દેશી રાજ્ય ગણાય છે. પહેલા નંબરે નિજામ સરકાર અને બીજે નંબરે ગાયકવાડ સરકાર ગણાય છે.

પ્ર૦ શ્રીમંતે પોતાની પ્રજાને માટે શાં શાં કામ કર્યાં છે ?

ઉ૦ શ્રીમંતે યુરોપ, અમેરિકા, જાપાન તથા મિસર વગેરે દેશોમાં મુસાફરી કરી અનેક પ્રકારનું ઉપયોગી જ્ઞાન મેળવ્યું છે, અને જુદી જુદી પ્રજા કેવી રીતે આગળ વધી છે, તેનો અભ્યાસ કર્યો છે. તેમને પશ્ચિમના સંસ્કારો પ્રાપ્ત થયા છતાં હિંદવાસી હોવાનું અભિમાન છે, અને તેઓનું જીવન એક ખરા નર

અને ઉમદા નરેશને દીપાવે તેવું છે. પોતે મેળવેલી માહિતીનો બહોળે હાથે ઉપયોગ કરી ૩૦ વરસમાં તો વડોદરાની પ્રજાને ઉન્નતિને માર્ગે ચઢાવી છે. અજ્ઞાનનો અંધકાર દૂર કરવા શાળાઓ સ્થાપી છે; જનસુખાકારી સારી રહેવા માટે અનેક ઉપાયો યોજ્યા છે; સારા રસ્તા, રેલ્વે, દવાખાનાં, પાણીનાં બાંધકામો તથા ખેતીના સુધારા અર્થે અને ઉદ્યોગ ધંધાને માટે સંસ્થાઓ સ્થાપીને પ્રજાના ઉપર અસંખ્ય ઉપકારો કર્યા છે. લોકોને અનેક પ્રકારના હક્કો આપ્યા છે, અને પ્રજા પોતાની જવાબદારી સમજી ખરૂં નાગરિક જીવન ભોગવવાને યોગ્ય બને તેવી વ્યવસ્થા કરી છે. આખા એશિઆ ખંડમાં જાપાન પછી વડોદરાએજ કેળવણી મફત અને ફરજીઆત આપવાની સારી વ્યવસ્થા કરી છે.

પ્ર૦ શ્રીમંત સયાજીરાવ મહારાજાની કીર્તિ હિંદુસ્તાનમાં શા કારણથી પ્રસરી છે?

ઉ૦ દેશીઓના ધંધા ઉદ્યોગની વૃદ્ધિ માટે તથા સંસાર સુધારા માટે ભરાતા મંડળમાં ભાષણ આપી હિંદી પ્રજાને કિંમતી બોધ આપ્યો છે. કોઇ પણ જાતના ભેદ વગર જે સંસ્થા દેશમાં સારી જણાઇ તેને શ્રીમંતે ઉદાર દિલે મદદ કરી છે, તથા હિંદુ, મુસલમાન અને પારસી સૌ હિંદ માતાના સંતાન છે, એમ માની પોતાના રાજ્યમાં યોગ્યતા પ્રમાણે અધિકાર આપ્યા છે. વડોદરાના દિવાનપદ ઉપર દેશના જુદા જુદા ભાગમાંથી અને જુદી જુદી કોમમાંથી પસંદ કરી બાહોશ હિંદીઓની એમણે નીમણુંક કરી છે. એક પ્રસંગે થોડો વખત સુધી મી૦ સેડન નામના અંગ્રેજ ગૃહસ્થને પણ તે

અધિકાર ઉપર નીમ્યા હતા. આ બધી હકીકતથી સિદ્ધ થાય છે કે વડોદરા રાજ્યનુંજ નહિ, પણ આખા દેશનું હિત વિચારીનેજ આપણા કૃપાળુ મહારાજા રાજ્યતંત્ર ચલાવે છે. આવા નમુનેદાર અને કર્તવ્યપરાયણ નરેશના પ્રત્યે પ્રજા ભક્તિ ભાવ રાખે તેમાં શી નવાઇ ? શ્રીમંતના ઉપર પ્રભુની પણ મહેર છે.

પ્ર૦ શ્રીમંત સયાજીરાવ મહારાજને શું પરિવાર છે ?

ઉ૦ ૧ યુવરાજ ફતેહસિંહરાવ સ્વર્ગવાસી થયા છે, ૨ શ્રીમંત જયસિંહરાવ, ૩ શ્રીમંત ધૈર્યસિંહરાવ, ૪ શ્રીમંત શીવાજીરાવ, તથા એક પુત્રી શ્રીમતિ ઇંદિરા રાજા, તે કુચ બિહારના રાજા સાથે પરણાવ્યાં છે.

પ્ર૦ શ્રીમંત ફતેહસિંહરાવને શું પરિવાર છે ?

ઉ૦ એક પુત્ર યુવરાજ પ્રતાપસિંહરાવ તથા બે પુત્રીઓ ઇન્દુમતિ તથા લક્ષ્મીદેવી છે.

પ્ર૦ વડોદરા રાજ્યની રાજા પ્રજાને લાભદાયી ખુબીઓ કયી છે ?

ઉ૦ ૧ વડોદરા વિશ્વામિત્રિના કિનારે ગુજરાતના મધ્ય બિંદુ જેવું છે. પાલણપુરથી વલસાડ સુધી અને દ્વારકાંથી ખાનદેશ સુધી વડોદરા રાજ્યનો વિસ્તાર છે. અનેક દેશી રાજ્યો અને બ્રિટિશ મુલક સાથે વડોદરાનું રાજ્ય સળભેળ હોવાથી બનતા બનાવોની એક બીજા રાજ્ય ઉપર અસર થાય છે. હૈદ્રાબાદ, મ્હૈસુર, ઉદેપુર, ગ્વાલીઅર અને કાશ્મીર વગેરે રાજ્યોને તાબે એક બંદર નથી, પણ આપણા રાજ્યનો અમરેલી અને નવસારી પ્રાંત દરિયા કિનારે છે, આથી પરરાજ્યો સાથેનો સંબંધ અને વેપારવણજ વધારી શકાય છે.

૨ શ્રીમંતને કેટલાંક દેશી રાજ્યો ખંડણી આપે છે, ખંડણી ઉઘરાવવામાં કોઈ પણ જાતનો જુલમ કે લઢાઈ થતાં નથી, તેથી તે બધાંની સાથે દોસ્તીનો ગાઢો સંબંધ થાય છે. સ્વાભાવિક રીતે એ રાજ્યો વડોદરા સરકારની પ્રતિષ્ઠામાં વધારો કરવાને આતુર રહે છે.

૩ બીજાં મરાઠા મુખ્ય રાજ્યો અંગ્રેજ સરકાર સાથે લઢાઈમાં ઉતરી પરાભવ પામ્યાં છે, ત્યારે ઓગણીશમી સદીની શરૂઆતથી આજ સુધી શ્રીમંત સરકાર અને બ્રિટિશ સરકાર વચ્ચે કોઈ દિવસ લઢાઈ થઈ નથી. ઉલટું એક બીજાને મદદ કરીને મહાત કીધા છે. લાંબા વખતના આ સહવાસથી વડોદરાને લાભ થયો છે, અને વડોદરાની મદદથી બ્રિટિશ સરકારનું રાજ્ય તેના બાલ્યકાળમાં સબળ થયું છે. વળી આ બે રાજ્યોની દોસ્તીથી બંને સરકારની પ્રજા વચ્ચે ઘણો સંબંધ જોવામાં આવે છે.

૪ આપણા દેશનાં દેશી રાજ્યોમાં વડોદરાની પ્રજા સૌથી વધારે હક્કો ભોગવે છે; કાયદા બાંધવામાં ને ન્યાય આપવામાં પ્રજાની સમ્મતિ લેવાય છે; ન્યાય અને કારોબારી ખાતાં જુદાં છે; પ્રજાના હિતાર્થે રાજ્ય તરફથી અનેક નિયમો થયા છે અને લોકો સુખી થાય તે માટે રાજ્યતંત્રીઓ અત્યંત કાળજી રાખે છે; રાજ્યના દરેક પ્રાંતમાં રેલ્વેની સગવડ કરી આપી છે; પ્રાંત પંચાયતો તથા ગ્રામ્ય પંચાયતો સ્થાપી લોકોને રાજકાજમાં ભાગ લેતાં શીખવે છે; એવા એક જુના, પ્રતિષ્ઠિત તથા નમુનેદાર દેશી રાજ્યની પ્રજા ધીમે ધીમે પોતાની જવાબદારી સમજી પોતાની ઉન્નતિ સારુ સતત પ્રયત્ન કરતી રહે,

તથા રાજ્ય કર્તાને ખરા દિલથી ચહાય તેમાં કાંઇ નવાઇ નથી.

પ્ર૦ દિવાન કોને કહે છે ને તેમનું શું કર્તવ્ય છે?

ઉ૦ રાજ્યની બધી વ્યવસ્થા જે મુખ્ય અધિકારી તરફથી થાય છે, તે દિવાન કહેવાય છે. રાજ્યના બધા અમલદારોનો તે ઉપરી છે. રાજ્યતંત્ર બરાબર ચાલે છે કે કેમ? તે બાબત તે શ્રીમંત સરકારને જવાબદાર છે; આ રાજ્ય અને પરરાજ્ય વચ્ચેનો બધો વહેવાર દિવાન ચલાવે છે.

પ્ર૦ "વડોદરાની દિવાનગીરી હજાર દિવસની" એવી કહેવત શાથી ચાલી છે?

ઉ૦ આનંદરાવ મહારાજના વખતમાં પહેલા દિવાન રાવજી આપાજી થયા હતા; તેમના વંશમાં દિવાનગિરી ચલાવવા અંગ્રેજ સરકારે વચન આપ્યું હતું, તેથી તેના દત્તક પુત્ર સીતારામ રાવજીને દિવાનગિરિ મળી. ત્યાર પછી લગભગ ત્રણ ચાર વરસે. દિવાન બદલાતા ગયા, તેથી લોકોમાં કહેવત ચાલી કે "વડોદરાની દિવાનગિરિ હજાર દિવસની;" તોપણ કેટલાક દિવાનો પાંચ છ કે તેથી પણ વધારે મુદત કાયમ રહ્યા છે. વળી ગંગાધર શાસ્ત્રી, દાદાભાઈ નવરોજી ને રમેશચંદ્ર દત્ત જેવા અગ્રગણ્ય પુરૂષો પણ દિવાનપદે આવી ગયા છે.

પ્ર૦ દિવાન નીમવામાં અંગ્રેજ સરકારની પરવાનગી લેવાનુ કારણ શું?

ઉ૦ ઓગણીશમી સદીની પહેલી વીશીમાં વડોદરાના રાજ્ય કારભારમાં કેટલીક અણધારી અડચણો આવી, દિવાન રાવજી આપાજીએ તે અડચણો દૂર કરવા અંગ્રેજ સરકારની મદદ માગી; ત્યારથી એવું ઠર્યું કે વડોદરાના દિવાનની નીમણુંક

કરવા જે માણસને શ્રીમંત સરકાર પસંદ કરે, તેની મંજુરી માગ્યા બાદ દિવાનપદ આપવું. આથી કેટલીક ગેરસમજુત થવા લાગી. લગભગ અરધી સદી સુધી મંજુરીથી નીમણુંક થતી, પણ વડોદરા સરકાર સ્વતંત્ર રીતે દિવાન નોમવા ઉત્સુક હતી.

પ્ર૦ શ્રીમંત સરકારને સ્વતંત્ર રીતે દિવાન નીમવાનો અધિકાર શાથી મળ્યો ?

ઉ૦ વડોદરામાં શ્રીમંત ખંડેરાવ મહારાજ ગાદી ઉપર હતા, તેમણે સિપાઇઓના બળવામાં અંગ્રેજ સરકારને ઘણી કિંમતી મદદ કરી હતી. તે વારે શ્રીમંતે સ્વતંત્રપણે દિવાન નીમવાની ઇચ્છા જણાવી, ત્યારે અંગ્રેજ સરકાર સાથેની એકરંગી દોસ્તી લક્ષમાં લઇ એમ ઠરાવ્યું કે વડોદરા સરકાર બ્રિટિશ સરકારની સમ્મતિ વગર પોતાનો દિવાન નીમી શકશે. એવી ખબર મુંબાઇના ગવરનર ફિટઝ જીરાલ્ડે તા૦ ૯ અકટોબર સને ૧૮૬૭ ના રોજ લેખી મોકલી આપી. ત્યારથી યોગ્ય માણસોની દિવાનની જગાએ આપણા મહારાજા તરફથી નીમણુંક થાય છે.

પ્ર૦ કયા કયા દિવાનો પાંચ અને તેથી વધારે વરસની મુદત સુધી રહ્યા ?

ઉ૦ રાજા સર ટી. માધવરાવ, દિવાન બા૦ મણીભાઇ જશભાઇ, શ્રી નિવાસ રાઘવ આયંગર, કેરશાસ્પજી રૂસ્તમજી; શ્રીમંત મહારાજા સયાજીરાવે અનેકવાર દુનિયાની મુસાફરી કરી છે, ઇશ્વરે એમને અલૌકીક બુદ્ધિ ને શક્તિ આપી છે. સ્વાભાવિક રીતે એઓ બહુ ઉદાર દીલના છે. વડોદરા રાજ્યની ઉન્નતિ કરવા માટે આપણા દેશમાં જે કોઇ કાબેલ નર નજરે પડે છે, તેને

દિવાન નીમે છે. આ રીતે મદ્રાસના શ્રી નિવાસ રાઘવ, બંગાળના રમેશદત્ત તથા બિહારીલાલ ગુપ્તા વડોદરાના દિવાન નીમાયા હતા. વળી વી. પી. માધવરાવ સી. આઇ. ઇ. થયા. તેઓ ૧૯૦૪ થી ૧૯૦૬ સુધી ત્રાવણકોરના ને ૧૯૦૬ થી ૧૯૦૯ સુધી મ્હેસુર રાજ્યની અગત્યની જગ્યાઓએ કામ કર્યું હતું. આપણા દેશના રાજદ્વારી પુરૂષોમાં એમની ગણના થાય છે. હાલના દિવાન બા૦ મનુભાઇ નંદશંકર છે. એમણે પણ આ રાજ્યની અગત્યની જગાઓએ લાંબી મુદતથી કામ કરેલું છે. એઓ ઘણા બાહોશ છે.

આ ઉપરથી આપણે એટલું જોઇ શકીએ છીએ કે વડોદરાની આ સૌથી મોટી જગા ઉપર કોઇ પણ માણસ જો તેનામાં યોગ્યતા હોય તો આવી શકે છે. અને પોતાના બુદ્ધિબળથી આપણા રાજ્યની પ્રજાને સુખી કરી શકે છે.

પ્ર૦ રમેશચંદ્રના ચરિત્ર્યની હકીકત કહો.

ઉ૦ આ મહાપુરૂષનો જન્મ ૧૮૪૮ માં બંગાળા પ્રાંતમાં થયો હતો. એકવીસ વર્ષની વયે વિલાયતમાં સનદી નોકરી માટેની અઘરી પરીક્ષા એમણે પસાર કરી હતી, અને ૧૮૭૧ માં પાછા દેશમાં આવી નોકરી ઉપર ચઢયા હતા. પ્રજાની તથા સરકારની પ્રીતિ સંપાદન કરી લગભગ ૨૭ વર્ષ સુધી ઉત્તમ પ્રકારે સરકાર સેવા બજાવી હતી. ઈ. સ. ૧૮૯૪ માં બર્દવાનના કમિશ્નરની માનવંતી જગાએ નીમણુંક થઇ હતી, અને ૧૮૯૭ માં ઓરિસ્સાના કમિશનર થયા હતા. આવી મોટી જોખમદારીની જગ્યાએ, એ પહેલાં કોઇ દેશી ગૃહસ્થને અંગ્રેજ સરકારે નીમ્યો ન હતો.

લેખક તરીકે, વક્તા તરીકે અને એક રાજદ્વારી પુરૂષ તરીકે એમણે મેળવેલી ખ્યાતિથી શ્રીમંત ગાયકવાડ સરકારે તેમને પ્રથમ અમાત્ય તરીકે નીમ્યા હતા. તે વેળા દિવાનના ઓદ્ધા ઉપર ફેરશાસ્પજી રૂસ્તમજી હતા. ત્રણ વર્ષ સુધી મહેસુલી અને નાણા ખાતાનું કામ કરી અનુભવિ દિવાનના હાથ નીચે રહી માહિતી મેળવ્યા બાદ ૧૯૦૯ માં દિવાનપદ ઉપર નીમાયા હતા. શ્રીમંતની ઉદાર રાજનીતિને અનુસરીને રાજવ્યવસ્થામાં મોટા ફેરફારો થયા. ગ્રામ્ય પંચાયત અને પ્રાંત પંચાયતો સ્થાપવામાં આવી; તથા કેટલાક કઢંગાવેરા કાઢી નાંખી આવપત વેરો દાખલ કરવામાં આવ્યો. ન્યાય અને કારોબારી ખાતાનાં કામ માટે જુદા અધિકારીઓ નીમી સંગીન અને વ્યવસ્થિત કરવામાં આવ્યું. સને ૧૯૦૯ ના નવેમ્બર માસમાં વોયસરોય લૉર્ડ મિન્ટો વડોદરે પધાર્યા; ત્યારે વડોદરાનું રાજ્યતંત્ર ઉત્તમ રીતે ચાલતું જોઈ ઘણાજ ખુશી થયા હતા. અને આ સરકારની તથા અંગ્રેજ સરકારની દોસ્તી હમેશ કાયમ રહે એવી ઇચ્છા જણાવી હતી. સને ૧૮૯૮ માં તે હિંદી પ્રજા સમાજના પ્રમુખ નીમાયા હતા. આ રાજ્યમાં તેઓએ અગિયાર વર્ષ કામ કર્યું અને વડોદરામાં દિવાનપદ ઉપર હતા તેવામાંજ સ્વર્ગવાસી થયા.

પ્ર૦ રમેશચંદ્ર દત્તનું નામ શાથી પ્રખ્યાત થયું છે?

ઉ૦ એમણે રામાયણ તથા મહાભારતનો ઇંગ્રેજી કવિતામાં સાર પ્રસિદ્ધ કર્યો છે, દેશની આર્થિક સ્થિતિનો ઇતિહાસ લખ્યો છે; તથા પ્રાચીન હિંદુસ્તાનમાં જનસમાજ કેવો હતો તેનું સુંદર ચિત્ર પોતાના એક પુસ્તકમાં લખ્યું છે, તે "હિંદના પ્રાચીન

સુધારાનો ઇતિહાસ" એ નામે પ્રસિદ્ધ છે, એ સિવાય નવલ-કથાઓનાં, મુસાફરીનાં તથા સાહિત્યનાં પુસ્તકો લખી અમર નામ મેળવ્યું છે. ઉછરતા માણસોને રમેશનું જીવન આદર્શ જીવન રૂપ છે. રમેશના જીવન વૃત્તાંતના પુસ્તકનો ઉપોદ્‌ઘાત શ્રીમંત મહારાજા સયાજીરાવે સ્વહસ્તે લખીને તેમની કીર્તિમાં વધારો કર્યો છે, અને એ મહાપુરૂષના કામની સારી કદર કરી છે.

પ્ર૦ આપણા રાજ્યમાં નાણાંની લેવડ દેવડનો વહીવટ કેવો ચાલતો હતો ?

ઉ૦ પાછલી સાલનું દેવું પતાવવાને તથા ચાલુ સાલનો ખર્ચ નીભાવવાને રાજ્ય તરફથી નાણાં કરજે લેવાતાં. રાજ્યને જ્યારે જ્યારે કોઇને કંઇ મોટી અગર નાની રકમ આપવાની હોય ત્યારે રાજ્ય તરફથી રોકડ આપવામાં આવતી નહિ, પણ પેઢીઓ ઉપર ચીઠ્ઠીઓ આપવામાં આવતી. પેઢીઓ સરકારને નાણાં ધીરતી, અને તેને સરકાર તરફથી વરાત (હુંડી) આપવામાં આવતી. આવરાતો કમાવીસદાર કે ઇજારદાર, જે મહાલ ઇજારે રાખતા તેમના ઉપર કાઢવામાં આવતી. ઇજારદારો, વરાત પ્રમાણે શાહુકારોને નાણાં અદા કરતા, ને ઇજારાની બાકીની રકમ સરકારમાં ભરતા.

પ્ર૦ નાણાં ઉપાડવાની પદ્ધતિઓ કયી હતી ?

ઉ૦ ૧ પેઢીઓ ઉપર ચીઠ્ઠીઓ આપીને નાણાં ઉપાડવાની પદ્ધતિને પોતદારી કહેતા. જેઓ સરકારને રોકડ નાણાં ધીરતા અને કમાવીસદાર પાસેથી વસુલ લેતા તેઓ પોતદાર કહેવાતા. આનંદરાવ ગાયકવાડના વખતમાં પાંચ પોતદાર હતા. સૌથી મોટા

પોતદાર હરિભક્તિ અને ગોપાળ મૈરાળ હતા, રાજ્યને જોઇતાં કુલ નાણાંનો ¾ જેટલો ભાગ એમના તરફથી મળતો. બાકીનો કાઠિઆવાડના રતનજી કહાનદાસ તરફથી અને લાલા મંગળ તથા સામળ બેચર તરફથી ધીરવામાં આવતો. પેઢીવાળા ૭ ટકાથી બાર ટકા જેટલું વ્યાજ લેતા. ધાકજી દાદાજીએ એ વ્યાજનો દર ઘટાડી નંખાવ્યો હતો, અને પોતે હરિભક્તિ અને મૈરાળની સાથે ભાગમાં પોતદાર બન્યા હતા; અને એ રીતે ધનાઢ્ય થયા હતા.

મહારાજા સયાજીરાવ બીજાએ પોતે એક પેઢી કાઢી હતી, અને શાહુકારોને બદલે પોતેજ પોતદાર થઇ નાણાંનો વહીવટ રાખવા માંડયો. વળી ખંડેરાવ મહારાજાએ ૧૮૫૯-૬૦ માં બે બેન્કો કાઢી. આ બધી પેઢીઓએ સારો નફો મેળવ્યો હતો. તે એટલે સુધી કે જ્યારે મલ્હારરાવ ગાદીએ આવ્યા ત્યારે તેમને કોઇ શાહુકારની ગરજ રહી નહિ. સર ટી. માધવરાવના અમલ દરમ્યાન ત્રણે બેંકોનાં નાણાં સરકાર ત્રીજોરીમાં જમે કરાવવામાં આવ્યાં હતાં.

૨ સરકાર તરફથી જે નાણાં અદા કરવાનાં હોય તે રોકડ રકમમાં આપવામાં આવતાં. હાલમાં વડોદરા બેંક વીસ લાખની થાપણથી કાઢવામાં આવી છે, તેની મારફત શ્રીમંત સરકાર જેને તેને નાણાં અદા કરે છે. એ બેંકને સરકારની સારી મદદ છે, પણ તેની એકંદર વ્યવસ્થા ભાગીદારોએ નીમેલા ડાયરેકટરો સ્વતંત્ર રીતે ચલાવે છે. વડોદરા બેંકની નવસારી, અમદાવાદ અને મહેસાણામાં શાખાઓ કાઢવામાં આવી છે. આ વ્યવ-

સ્થાથી રાજ્યના વેપારી તથા ધંધાદારી વર્ગને ઘણી સગવડ થઇ છે.

પ્ર૦ સરકાર તરફથી નાણાં અદા કરવાની રીત કેવી હતી ?

ઉ૦ સરકાર તરફથી નાણાં બે રીતે અપાતાં હતાં. ભરીપૂરી રકમ બધે પ્રસંગે અપાતી નહિ. પૂરેપૂરાં નાણાં કોઇ કોઇ વાર અદા થતાં પણ કેટલેક પ્રસંગે દર સેંકડે રૂ. ૩–૧૨–૦ કાપી લેવામાં આવતા. આ કપાતમાં પોતદારીના રૂ. ૨–૦–૦ તથા બ્યાજ અને ગુમાસ્તીની હકસાઇનો સમાવેશ થતો. આ કપાતના પચાસ ટકા સરકાર જમા થતા.

પ્ર૦ હિંદવાસીઓ રાજ્ય ભક્તિમાં મશહુર છે એમ તમે શાથી જાણી શકો છો ?

ઉ૦ ઘણા પ્રાચીન કાળથી હિંદુઓ રાજાને પ્રજા પાલક તરીકે ગણતા આવ્યા છે. ઇંગ્લેંડ, સ્કૉટલેંડ, કે ફ્રાન્સની પેઠે આપણા દેશમાં પ્રજાએ કોઇ પણ વખત રાજા સાથે યુદ્ધ કરીને તેને શિક્ષા કરી નથી. નઠારા રાજાને પણ વફાદાર પ્રજાએ નીભાવી લીધા છે. મલ્હારરાવ જેવા રાજાને પણ જ્યારે પદભ્રષ્ટ કરવામાં આવ્યા ત્યારે વડોદરાની રૈયત દિલગીર થઇ હતી; રાજાએ પ્રજાને બહુ રંજાડી હતી તે વાત પણ વીસરી ગઇ હતી. આવી સુશીલ પ્રજા સારા રાજાને વિષ્ણુઅંશ તરીકે માને તો તેમાં કશું આશ્ચર્ય નથી.

પ્ર૦ શ્રીમંત સયાજીરાવ મહારાજા ઉપરનો પ્રજા પ્રેમ શાથી જણાઇ આવે છે ?

ઉ૦ શ્રીમંતે ચારે પ્રાંતોમાં ફરી લોકોની સ્થિતી નજરે જોઇ લીધી. જુદી જુદી સંસ્થાઓ સ્થાપી, રૈયતનાં દુઃખ દૂર કરવા સતત

યત્ન કરવા માંડયો. આ રીતે કરેલા ઉપકારો ગુણજ્ઞ પ્રજા વીસરી જાય તેમ નથી. સુખદુઃખના અનેક પ્રસંગોમાં પ્રજાએ પોતાની સહાનુભૂતિ બતાવી છે. શ્રીમંતના પ્રથમ લગ્નથી યુવરાજ ફતેહસીંહરાવનો જન્મ થયો, ત્યારે આખા રાજ્યમાં આનંદ આનંદ થઈ રહ્યો હતો. જ્યારે ૧૯૦૮ માં યુવરાજનો અકાળ સ્વર્ગવાસ થયો, ત્યારે રૈયત શોકમાં ડુબી ગઇ હતી. રાજ્યનો અધિકાર લીધાને જ્યારે પચીસ વર્ષ પૂરાં થયાં ત્યારે પ્રજા જને મહા ઉત્સવ કર્યો હતો; તથા રાજ્ય કર્તા સદા સુખી રહો એવી ઘેર ઘેર પ્રાર્થના થઇ હતી. પ્રજા પ્રેમની એવી તો ઉંડી લાગણી વડોદરા રાજ્યમાં દીઠામાં આવે છે કે જ્યારે જ્યારે શ્રીમંત સ્વારી મુસાફરીથી પાછી ફરે છે, કિંવા કોઇ મહાન કાર્ય સાધીને ઉત્સાહભેર રાજ્યમાં પધારે છે, ત્યારે ત્યારે શ્રીમંતનાં યશોગાન શેરીએ શેરીએ સંભળાય છે. આ રીતે પ્રજા ઉપર કરેલા અનેક ઉપકારોનો, તથા તેને બક્ષેલા હક્કનો, વડોદરાની વફાદાર રૈયત પોતાના ઉંડા પ્રેમથી બદલો વાળી આપે છે અને " જીતવર જીત તપ્ય " એ જીવન સુત્રવાળું આ રાજ્ય સદા સલામત રહે એમ ઇચ્છે છે. હેતના આવેશમાં પ્રત્યેક મહા સમારંભને અંતે પ્રજા તરફથી રાજ્યને કુશળ ઇચ્છનારૂં નીચેનું પદ ગવાય છેઃ—

**श्री प्रभु आपो दीर्घ आयु श्री सयाजि**
**महाराज नृपतिने शांति दाता ए नृपनुं**
**सुराज्य जगत्मां अचल रहो. कीर्ति-**
**वंत विश्वमां थजो, भाग्यशाळी नृपति**

सदा ए गणाजो, हे विश्वाधिपति
आरोग्य नृपतिने सारुं आपजो,
सौख्यमां सर्वदाए भूपति बसो,
शत्रुओ सौ नाश पामजो,
अचल अमल न्याय थकी निज प्रजा प्रतिदिन
प्रतिपालन नृप करजो, नीतिमान गुर्जराधिपति
अमर तपो–विभो–संपति संतति सन्मति सत्कृति
सौ ए भूपने आपजो.

---

## વડોદરા રાજ્યના રાજ્યકર્ત્તાઓ.

| | રાજકર્ત્તાનું નામ. | ક્યાંથી ક્યાં સુધી રાજ્ય કર્યું. | કેટલાં વર્ષ |
|---|---|---|---|
| ૧ | પિલાજીરાવ. | ૧૭૨૧–૧૭૩૨ | ૧૧ |
| ૨ | દામાજીરાવ. | ૧૭૩૨–૧૭૬૮ | ૩૬ |
| ૩ | સયાજીરાવ. (ફતેસીંગરાવ મુતાલિક) | ૧૭૬૮–૧૭૭૮ | ૧૦ |
| ૪ | ફતેસીંગરાવ મહારાજ | ૧૭૭૮–૧૭૮૯ | ૧૧ |
| ૫ | સયાજીરાવ (માનાજીરાવ મુતાલિક) | ૧૭૮૯–૧૭૯૩ | ૪ |
| ૬ | ગોવિંદરાવ મહારાજ | ૧૭૯૩–૧૮૦૦ | ૭ |
| ૭ | આનંદરાવ મહારાજ | ૧૮૦૦–૧૮૧૯ | ૧૯ |

| | | |
|---|---|---|
| ૮ સયાજીરાવ મહારાજ | ૧૮૧૯–૧૮૪૭ | ૨૮ |
| ૯ ગણુપતરાવ મહારાજ | ૧૮૪૭–૧૮૫૬ | ૯ |
| ૧૦ ખંડેરાવ મહારાજ | ૧૮૫૬–૧૮૭૦ | ૧૪ |
| ૧૧ મલ્હારરાવ મહારાજ | ૧૮૭૦–૧૮૭૫ | ૫ |
| ૧૨ સયાજીરાવ મહારાજ | ૧૮૭૫–ચાલુ છે. | |

## મરાઠા વંશના રાજ્ય કર્તાઓ.

| | | |
|---|---|---|
| ૧ શિવાજી | ૧૬૬૪–૧૬૮૦ | ૧૬ |
| ૨ સંભાજી | ૧૬૮૦–૧૬૮૯ | ૯ |
| ૩ રાજારામ | ૧૬૮૯–૧૭૦૦ | ૧૧ |
| ૪ શિવાજી | ૧૭૦૦–૧૭૦૮ | ૮ |
| ૫ શાહુ (શંભાજીનો પુત્ર) | ૧૭૦૮–૧૭૪૮ | ૪૦ |
| ૬ રાજારામ (શાહુરાજાનો દત્તક) | ૧૭૪૮–૧૭૭૮ | ૩૦ |
| ૭ શાહુ (રામરાજાનો દત્તક) | ૧૭૭૮–૧૮૧૮ | ૪૦ |
| ૮ પ્રતાપસિંહ | ૧૮૧૮–૧૮૩૭ | ૧૯ |
| ૯ શાહજી ઉર્ફે આપ્પા સાહેબ. | ૧૮૩૭–૧૮૪૯ | ૧૨ |

---

## રાજ્ય બંધારણ.

પ્ર૦ જુના વખતમાં રાજ્યકારભાર કરવાની શું વ્યવસ્થા હતી ?

ઉ૦ હાલની પેઠે જુદાં જુદાં ખાતાં નહોતાં, પણ દરેક મહાલોમાં એકેકો અમલદાર રહેતો, તે સર્વ કામોનો નીકાશ કરતો. કોઇ પણ જાતના કાયદા ઠરાવેલા નહોતા, અધીકારીની મરજી એજ કાયદો હતો, જેની પાસેથી પૈસા મળે, તેના લાભમાં નીકાલ થતો, જેથી રૈયતને વાજબી ન્યાય મળતો નહોતો, રાજ્યના અધીકારીઓ રૈયત પાસેથી નાણું કઢાવા સારૂ ગમે તેમ જુલમ કરતા. રાજ્યમાં

શું થાય છે તે રાજાઓ જોતા નહોતા, ને એશઆરામમાં રહેતા. જમીન મહેસુલ માટે કોઇપણ જાતનો નિયમ નહોતો. જુના વખતમાં ખેડુતો પાસેથી જે પાક થયો હોય તેમાંથી ભાગ લેવામાં આવતો. ગામનો મહેતો અને બીજા માણસોથી પાકનું કળતર કરતા. આ વહીવટમાં ગામના આગેવાનો અને મહેતા રૂશવત લઇ કળતર ઓછું કરતા, જેથી સરકારને જુજ ભાગ મળતો. વચગાળાના વખતમાં મહાલો ઇજારે અપાતા; જે રકમ ઇજારામાં ઠરે તે રકમ ઇજારદાર સરકારમાં ભરતો. ઇજારો આપતી વખતે પણ અધીકારીઓ સાથે ખટપટ કરીને અધીકારીઓનાં મન મનવીને ઇજારાની રકમ ઓછી ઠરાવતા. એ ઇજારદાર તે મહાલનો વહીવટ કરતો. એટલે તે પોતાના માણસો રાખી ગામોનું વસુલ પોતાની મરજી પ્રમાણે લેતા. અગર તો ઇજારદાર મહાલનાં ગામો ઇજારે આપતો, જે રકમ ઠરે, તે ઇજારે રાખનાર પાસેથી ગમે તેવો જુલમ કરીને પણ વસુલ લેતો. ગામોનો ઇજારદાર ગામના લોકો પાસેથી પોતાની મરજી પ્રમાણે લોકો પાસેથી વસુલ લેતો, તેઓ ગમે તેવો જુલમ કરતા, જેની રાડબુમ કોઇપણ સાંભળતું નહિ. આથી રૈયત ઉપર અતિશય જુલમ થતો, ને તેવા જુલમથી લોકોમાં નાશભાગ થતી હતી. વળી રાજ્ય તરફથી બંદોબસ્ત ન હોવાથી લોકો સુખેથી રહી શકતા નહિ. કોળી, ભીલ, વગેરે લોકો ચોરી અને લૂંટફાટ ધોળે દિવસે કરતા, કોઇ કોઇ વખત તો ઘણું તોફાન કરી ખુન પણ કરતા હતા. આથી રૈયતમાં બીલકુલ શાંતિ નહોતી.

પ્ર૦ વચગાળાના વખતમાં રાજ્યકારભારની શું વ્યવસ્થા હતી ?

ઉ૦ શ્રીમંત ખંડેરાવ મહારાજે સને ૧૮૬૪ માં ઇજારાની રીત કાઢી નાંખી સેટલમેંટખાતુ ઉઘાડી જમીનની વીઘોટી ઠરાવી. કેટલાંક

ગામોનો ઉચક આંકડો લેવાનો ઠરાવ્યો. એ ઉચક આંકડાવાળાં ગામો નરવા વહીવટનાં ગણાયાં; એવી રીતે ઠરાવેલી રકમ વસુલ કરવાને દરેક મહાલે વહીવટદાર નીમ્યા, અને ગામોમાં તલાટીઓ નીમ્યા, તેઓ ઠરાવેલો આંકડો વસુલ કરતા. આ વહીવટથી રૈયતને કેટલીક રીતે સુગમતા થઇ ખરી, તોપણ તલાટીઓ મનસ્વી રીતે કેટલીક જાતના વેરા દાખલ કરી લેતા હતા. તલાટીજ ગામનો અમલદાર હતો, તે પોતાના ઘેર આવેલા પ્રસંગ વખતે જોઇતો ખર્ચ ગામમાં ફાળો નાંખીને લેતો. એવો ફાળો દર વરસ કાયમ રહેતો. ગમે એવો જુમલ કરી વસુલ લેવાનું હતું. આ વખતે જુના વખત કરતાં કંઇક બંદોબસ્ત ઠીક હતો. રૈયતની રાડ બુમ અધિકારી સાંભળતા હતા. એટલે જુના વખત કરતાં વહીવટમાં સુધારો થયા હતો.

પ્ર૦ હાલનું રાજ્ય બંધારણ કેવું છે ?

ઉ૦ હાલના શ્રીમંત મહારાજા સાહેબે પરદેશોમાં મુસાફરી કરી જુદા જુદા દેશોના અનેક રીતે અનુભવ મેળવી પોતાના રાજ્યમાં કયી રીતે સુધારો થાય તેનો વિચાર કરી જુદાં જુદાં ખાતાં ઉઘાડી પોતાની રૈયતને ઘણીજ સરળતા કરી આપી છે.

૧. **મુલકી ખાતુ**—એ ખાતુ વસુલાત ઉઘરાવવાનું કામ કરે છે. પડતર જમીન ખેડવા સારૂ ભરઆકારથી આપવાનું, તથા ખેડુત જે જમીન ખેડતો હોય તે જમીન તેને ન ખેડવી હોય તો રાજીનામાથી સરકાર હસ્તક પાછી લેવાનું, જમીનમાં હદ નિશાન સંભાળવાનું, ઇનકમટેકસ ઠરાવવાનું તથા તે વસુલ કરવાનું, તથા ખેડુતોની જમીન સંબંધી તકરારોનો નિકાલ કરવાનું કામ આ ખાતુ કરે છે. તેને માટે દરેક ગામે તલાટીઓ, પેટામહાલે મહાલકરી,

તાલુકામાં વહીવટદાર, તેમના ઉપર દેખરેખ સારૂ બે કે ત્રણ તાલુકા માટે નાયબ સુબા, તેમના ઉપર દેખરેખ માટે પ્રાંતવાર સુબાઓ, અને આખા રાજ્ય માટે સરસુબા, એ પ્રમાણે અધિકારીઓ નીમ્યા છે. મુલકી ખાતાના અમલદારોને ફોજદારી ગુન્હાનો નીકાલ કરવાનું કામ પણ સોંપ્યું છે.

૨. **સરવઇ ખાતુ**—આ ખાતુ જમીનની માપણી કરવાનું કામ કરે છે. માપણી કરી ખેતરોની હદ મુકરર કરી આપે છે, તેથી તેમાં કોઇથી ફેરફાર થઇ શકતો નથી. એને માટે મોજણીદારો, સરવૈ કામદારો, સરવૈ સરકામદારો અને સરવૈ સેટલમેંટ કમીશનર એ પ્રમાણે અધિકારીઓ રાખેલા છે. જમીન મહેસુલમાં વધઘટ કરવાનું કામ, નંબરો જુદા પાડવાનું, તથા નંબરો મેળવી દેવાનું અને જમીનની હદ સંબંધી તકરારોનો નિકાલ કરવાનું કામ પણ આ ખાતુ કરે છે.

૩. **પોલીસ ખાતુ**—આ ખાતુ રૈયતના જાનમાલનું સંરક્ષણ કરે છે, સુલેહ જાળવે છે, અને હરેક પ્રકારના ગુન્હા થતા અટકાવે છે. એને માટે તાલુકાનાં ગામોના જથા પાડી દરેક જથામાં એકેક નાયબ ફોજદાર. તાલુકામાં ફોજદાર, તેમના ઉપર દેખરેખ સારૂ સરફોજદાર, ને તેમના ઉપર પોલીસ નાયબસુબા એ પ્રમાણે દરેક પ્રાંતમાં અધીકારીઓ નીમેલા છે. ને એ ખાતાના રાજ્યના મુખ્ય અમલદાર પોલીસ કમિશનર છે. તેઓ થયેલા ગુન્હાના ગુન્હેગારોની શોધ કરી કામ બનાવી ઇન્સાફ સારૂ ફોજદારી કોર્ટોમાં મોકલે છે.

૪. **ન્યાય ખાતુ**—આ ખાતુ લોકોના દેવાલેણાનો નિકાલ કરે છે. તેને માટે દરેક તાલુકામાં ન્યાયાધિશ, તેમના ઉપર પ્રાંત ન્યાયાધિશ, ને તેમના ઉપર સેસન્સ કોર્ટો ઠરાવી છે. નીચલી કોર્ટના ઠરાવથી નારાજ થાય, તે ઉપલી કોર્ટે અપીલ કરે છે.

૫. **જકાત ખાતુ**—આ ખાતુ જકાત ઉઘરાવવાનું કામ કરે છે. તેને માટે ઇન્સ્પેક્ટરો નીમેલા છે. એ રેવન્યુખાતાનો પેટા ભાગ છે. રેવન્યુખાતાના અધિકારીઓ તેની દેખરેખ રાખે છે.

૬. **સુધરાઇ ખાતુ**—આ ખાતુ સ્વચ્છતા રાખવાનું, તથા રોશની કરવાનું, શહેરોના રસ્તા દુરસ્ત રાખવાનું, નવીન મકાન કે મકાનનો ભાગ દુરસ્ત કરવા કે નવીન કરવાની મંજુરી આપવા વગેરે કામ કરે છે. એને માટે રૈયતવર્ગમાંથી મેમ્બરો ચુંટી કાઢવામાં આવે છે; તે મેમ્બરો તથા અરધા સરકારી અધીકારી વર્ગના મેમ્બરો, અને તે સર્વનો એક અધ્યક્ષ તાલુકાના મુખ્ય અધિકારીને નીમી વહીવટ ચલાવે છે.

૭. **દવા ખાતુ**—(મેડીકલ ખાતુ)—આ ખાતુ સરકાર તરફથી લોકોને મફત દવા આપવાનું કામ કરે છે, તેને માટે રાજ્યનાં મોટાં મોટાં ગામોમાં દવાખાનાં કાઢી ડાક્ટરો નીમે છે; તેમનો મુખ્ય અધિકાર મેડીકલ ઓફીસર નીમેલો હોય છે, તે દેખરેખ રાખે છે.

૮. **શાળા ખાતુ** (કેળવણી ખાતુ)—આ ખાતામાં ઇંગ્રેજી, પ્રાથમિક, ઉર્દુ, મરાઠી અને સંસ્કૃત શાળાઓ કાઢી છોકરા તથા કન્યાઓને કેળવણી આપવામા આવે છે. તેની દેખરેખ માટે સબ ડેપ્યુટી, ડેપ્યુટી ઇન્સ્પેક્ટર, પ્રાંત ઇન્સ્પેક્ટર અને તે સર્વના ઉપર મુખ્ય અધિકારી વિદ્યાધિકારી નીમેલા છે.

૯. **સેનેટરી** (શીતળા ખાતુ)—આ ખાતુ શીતળા ટાંકવાનું કામ કરે છે. તેને માટે વેકિસનેટરો, ઇન્સ્પેક્ટરો અને તે સર્વનો ઉપરી સેનેટરી કમીશનર નીમેલો છે.

૧૦. **એકાઉન્ટન્ટ ખાતુ**—આ ખાતુ આખા રાજ્યની ઉપજ અને ખર્ચનો હિસાબ રાખે છે. અને દરેક ટ્રેઝરીઓની તપાસ લે છે.

એને માટે આસિ૦ એકાઉન્ટન્ટ જનરલ અને મુખ્ય અધિકારી એકાઉન્ટન્ટ જનરલ નીમેલા છે.

૧૧ **ઇજનેર ખાતુ**—આ ખાતુ બાંધકામનું એટલે નવીન મકાનો બાંધવાનું, રસ્તા બાંધવાનું, કુવા તળાવ ખોદાવી બંધાવવા વગેરે કામ કરે છે. તેને માટે તાલુકાઓમાં ઓવરસીયર અને પ્રાંતમાં સબ ઇજનેર અને રાજ્યના મુખ્ય અધિકારી ચીફ ઇજીનીઅર નીમેલા છે.

૧૨. **જંગલ ખાતુ**—આ ખાતુ રાજ્યમાં આવેલાં જંગલો સાચવવાનું તથા તેનું ઉત્પન્ન કરવાનું કામ કરે છે, તેને માટે આસિ૦ કોન્ઝરવેટર અને મુખ્ય અધિકારી કોન્ઝરવેટર નીમેલા છે. તેનના તાબાના હલકા પગારના નોકરો રાખી જંગલો સંભાળે છે.

૧૩. **ખેતીવાડી ખાતુ**—આ ખાતુ ખેતીવાડીના અખતરા કરી રાજ્યની ખેતીમાં સુધારો કરવાનું, તથા રાજ્યની ખેતીને નુકસાન ન થાય એવા ઉપાયો શોધવાનું કામ કરે છે. તેના મુખ્ય અધિકારી ડાયરેક્ટર ઓફ એગ્રીકલચર છે.

૧૪. **લાયબ્રેરી ખાતુ**—આ ખાતાનો મુખ્ય અધિકારી ડાયરેક્ટર ઓફ સ્ટેટ લાયબ્રેરીઝ રાખી રાજ્યમાં લાયબ્રેરીઓ વધારવાનું તથા તેની વ્યવસ્થા કરાવાનું કામ કરે છે.

૧૫. **વોટરવર્કસ ખાતુ** ( એરીગેશન )—આ ખાતુ જ્યાં જ્યાં પાણીના નળ દાખલ કર્યા છે, ત્યાં લોકોને પાણી બરાબર મળે છે કે નહિ તેની તપાસ રાખવાનું કામ કરે છે. તેનો મુખ્ય અધિકારી છે.

૧૬. **બુકડેપો ખાતુ**—આ ખાતુ રાજ્યની મોટાં ગામોના ડેપોમાં જોઇતાં પુસ્તકો મોકલી આપવાનું કામ કરે છે, આ કામ કેળવણીખાતાના મુખ્ય અધિકારીની દેખરેખમાં થાય છે.

૧૭. **ગીરાસ ખાતુ**—આ ખાતુ ઠાકોરો, જાગીરદારો, ઇનામદારો વગેરેની જમીન વગેરે તથા બીજા હકકો સંબંધી તકરારોનો નિકાલ કરે છે. તેનો મુખ્ય અધિકારી ગીરાસ આસિસ્ટંટ નીમેલો છે.

૧૮. **લશ્કરી ખાતુ**—લશ્કરની વ્યવસ્થા રાખવાનું, ને કવાયત શીખવવા વગેરે કામ આ ખાતાનું છે. ટુકડીઓનો ઉપરી કમાંડર અને મુખ્ય ચીફ કમાંડર નીમેલા છે.

૧૯. **આબકારી ખાતુ**—આ રાજ્યના કડી પ્રાંતમાં અફીણનું વાવેતર થાય છે, તેની દેખરેખ માટે આ ખાતુ છે, તેની ઓફીસ સિદ્ધપુરમાં રહે છે. તેના ઉપરી અધિકારી આબકારી સુપ્રીન્ટેન્ડેન્ટ છે.

૨૦. **રેલ્વે ખાતુ**—આ ખાતુ રેલ્વે સંબંધીનું કામકાજ કરે છે. ચાલતી રેલ્વે, તથા નવીન થતી અને કરવાની રેલ્વેનું તમામ કામ આ ખાતુ કરે છે. તેનો મુખ્ય અધિકારી નીમેલો છે.

૨૧ **સહકારીમંડળ ખાતુ**—આ ખાતામાં ગામોમાં કેટલાક પ્રતિષ્ઠિત માણસોનું મંડળ થઇને રાજ્યની મુખ્ય ઓફીસમાંથી નાણાં લઇ ધીરધાર કરવાનું કામ કરે છે, તે સંબંધી તપાસ રાખવાનું કામ આ ખાતુ કરે છે. તેનો એક મુખ્ય અધિકારી નીમેલો છે. તેને ડિરેક્ટર ઓફ ફાર્મર્સ કહે છે.

૨૨. **ફરાસ ખાતુ**—આ ખાતુ સ્વારી વખતે ડેરા તંબુ વગેરે સાહિત્ય પહોંચાડે છે. દરેક ખાતાની ઉપર નાયબ દિવાન અને દિવાન સાહેબની દેખરેખ રહે છે. તેમાં કાંઇ વધઘટ કે ફેરફાર કરવાનો હોય છે તો નામદાર દિવાન સાહેબ શ્રીમંતની સંમતીથી કરી શકે છે.

આ સિવાય એક કૌન્સિલ એટલે "**કારોબારી મંડળ**" સ્થાપ્યું છે. તે શ્રીમંતની ગેરહાજરીમાં રાજ્યકારોબાર ચલાવે છે. તેમાં રાજ્યના મુખ્ય મુખ્ય અધિકારીઓ નીમેલા છે. અને સવડતા

સારૂ બીજાં પણ ખાતાં કાઢયાં છે. આ પ્રમાણે આપણા માનવંતા શ્રીમંત મહારાજા સાહેબે જુનો વહીવટ ફેરવી નાંખી પ્રજાનું હિત કયી રીતે થાય, તેનો ખાસ વિચાર કરીને બ્યવસ્થા કરી છે, અને પોતાની રૈયતને સર્વ રીતે સુખ આપ્યું છે. એવા શ્રીમંત સયાજીરાવ મહારાજા ગાયકવાડને પરમેશ્વર દીર્ઘાયુષી રાખો.

---

# ભૂગોળ.

## વ્યાખ્યાઓ.

**ફળીયું**—ઘણાં ઘરને ઓળખવાને એક જથ્થો બાંધેલો હોય, તેને શેરી, ફળીયું કે મોહોલ્લો કહે છે. ફળીઆ કરતાં શેરી કે મોહોલ્લામાં વધારે ઘર હોય છે.

**બજાર**—જયાં આગળ દુકાનોમાં અનેક જાતનો માલ વેચાતો હોય તેને બજાર કે ચૌટું કહે છે.

**ગામ**—ઘણાં ફળીઆં કે મોહોલ્લાઓના જથ્થાને ગામ કહે છે.

**કસ્બો**—જેની અંદર ગામના કરતાં વધારે મોહોલ્લા, વસ્તી તથા બજાર હોય, તેને કસ્બો કહે છે. કસ્બામાં મુસલમાનની વસ્તી વધારે હાય છે.

**શાહેર**—કસ્બા કરતાં જેમાં વસ્તી વધારે હોય, જ્યાં સારો વેપાર ચાલતો હોય, તથા મોટાં મોટાં ઘરો હોય તેને શાહેર કહે છે.

**તાલુકો**—ઘણાં ગામોનો એક જથ્થો હોય તેને તાલુકો અથવા પરગણું કહે છે.

**જીલ્લો**—ઘણા તાલુકા મળીને જે ભાગ બને છે, તેને જીલ્લો કહે છે.

**પ્રાન્ત**—ઘણા જીલ્લા મળીને જે ભાગ છે તેને પ્રાન્ત કહે છે.

**ઇલાકો**—ઘણા પ્રાન્ત મળીને બનેલો ભાગ તે ઇલાકો કહેવાય છે.

**સંસ્થાન**—નાના રાજાઓના ખંડીઆ મુલકને સંસ્થાન કહે છે.

**એજન્સી**—કેટલાંક નાનાં રાજ્યોને એક અમલદારની દેખરેખ નીચે સોંપેલાં હોય, તો એવાં ભેગાં કરેલાં રાજ્યોના જથ્થાને એજન્સી કહે છે.

**દેશ**—ઘણા ઇલાકા મળીને થયેલો ભાગ હોય તેને દેશ કહે છે.

**ખંડ**—ઘણા દેશ મળીને થયેલા ભાગને ખંડ કહે છે.

---

**દ્વીપ**—જમીનના જે ભાગની ચારે બાજુએ પાણી હોય, તેને બેટ, ટાપુ, અથવા દ્વીપ કહે છે.

**દ્વીપકલ્પ**—જમીનના જે ભાગ ત્રણ બાજુએ પાણી હોય અને એક બાજુએ જમીન હોય તેને દ્વીપકલ્પ (લગભગ દ્વીપ) કહે છે.

**ભૂશિર**—જમીનની અણી લાંબી થઇ સમુદ્રમાં ગયેલી હોય તેને ભૂશિર કહે છે.

**સંયોગી ભૂમી**—જમીનના બે મોટા ભાગને જમીનનો જે નાનો ભાગ સાંધે છે તેને સંયોગી ભૂમિ કહે છે.

**ડુંગર**—સપાટ જમીન કરતાં કોઇ જગાએ જમીન ઉપસી આવી ઉંચા ટેકરા થયા હોય તેને ડુંગર કહે છે.

**પર્વત**—ડુંગર કરતાં ઘણા ઉંચા પત્થરના ટેકરા હોય, તેને પહાડ કે પર્વત કહે છે.

**શિખર**—પર્વતના ઉંચામાં ઉંચા ભાગને શિખર કહે છે.

**બળતો પહાડ**—જે પર્વતમાંથી ધુમાડો, રાખ તથા ઉનો રસ નીકળે છે તેને જ્વાળામુખી અથવા બળતો પહાડ કહે છે.

**જંગલ**—જમીનનો જે ભાગ ઝાડથી ભરપુર હોય છે તેને જંગલ, રાન, કે વન કહે છે.

**રણ**—જમીનનો જે ભાગ ઘણે લાંબે સુધી રેતીથી ભરપુર હોય છે અને જ્યાં ઝાડ, પાણી કે વસ્તી હોતી નથી તેને રણ કહેછે.

**ખરાબો**—દરિયામાં પત્થરના ટેકરા હોય છે, જે ભરતી વખતે દેખાતા નથી અને જેની સાથે વહાણો અથડાઇ ભાંગી જાય છે, એવા ટેકરાને ખરાબો કે ખડક કહે છે.

**કિનારો**—દરિયો, નદી, સરોવર, કે તળાવની પાસે આવેલી જમીનને કિનારો કહે છે.

**દોઆબ**—બે નદીઓની વચ્ચે આવેલા પ્રદેશને દોઆબ કહે છે.

**બંદર**—નદી કે દરિઆ કાંઠે આવેલું શહેર કે જ્યાંથી માલ ઉતરી અને ચઢી શકતો હોય તેને બંદર કહે છે.

**ખીણ**—બે ડુંગર કે પર્વતની વચ્ચેની જગ્યાને ખીણ કહે છે.

**ખાણ**—જે જગ્યામાંથી ધાતુ, કોયલા, સિંધવ, અબરખ વગેરે કુદરતી પદાર્થો નીકળે છે તેને ખાણ કહે છે.

## પાણીના વિભાગની વ્યાખ્યાઓ.

**તળાવ**—જે નીચી જમીનમાં વરસાદનું મીઠું પાણી રહેતું હોય તેને તળાવ કહે છે.

**સરોવર**— તળાવ કરતાં મીઠા પાણીના મોટા ભાગને સરોવર કહે છે.

**સમુદ્ર**—ખારા પાણીના મોટા ભાગને સમુદ્ર કહે છે.

**મહાસાગર**—સમુદ્ર કરતાં ખારા પાણીના મોટા ભાગને મહાસાગર કહે છે.

**અખાત**—સમુદ્રની અણી લાંબી થઇને જમીનમાં ગયેલી હોય તેને અખાત કહે છે.

**ઉપસાગર**—પહોળા મોંઢાના અખાતને ઉપસાગર કહે છે.

**સામુદ્રધુની**--પાણીના બે મોટા ભાગને સાંધનારા પાણીના નાના ભાગને સામુદ્રધુની કે સંયોગીજળ કહે છે.

**નદી**—મીઠા પાણીનું વહેણ પર્વત, ડુંગર કે સરોવરમાંથી નીકળી નીચાણવાળી જમીનમાં વહીને સમુદ્ર કે પાણીના મોટા જથ્થાને મળે છે તેને નદી કહે છે.

**નદીનું મુળ**—નદી જ્યાં આગળથી નીકળે છે તેને મૂળ કહે છે.

**નદીનું મુખ**.--નદી જ્યાં આગળ સમુદ્રને કે પાણીના મોટા જથ્થાને મળે છે, તેને મુખ કહે છે.

**નદીની શાખા**—મોટી નદીમાંથી પાણીનો ફાંટો નીકળી નાની નદીની પેઠે વહે છે તેને નદીની શાખા કહે છે.

**ધોધ**—નદીનું પાણી પહાડ, ખડક કે એવી ઉંચી જગા ઉપરથી સુસવાટ કરતું પડે છે તેને ધોધ કહે છે.

**નદીઓનો સંગમ**—જે ઠેકાણે બે કે વધારે નદીઓ એકઠી મળે છે તેને સંગમ કહે છે.

**નાળુ**—વહેતા પાણીના નદી કરતાં નાના ભાગને નાળુ કહે છે.

**ખાડી**—નદી કરતાં નાના ભાગને ખાડી કહે છે. તેનું મુખ પહોળું હોય છે.

**નહેર**—નદી કે સરોવરમાંથી ખેતીના ઉપયોગમાં લેવા સારૂ ખોદીને પાણી લઇ જવામાં આવે છે તેને નહેર કહે છે.

**ભરતીઓટ**—દરિઆમાં દહાડામાં બે વાર પાણી ચઢે છે, તેને ભરતી કહે છે, અને ચઢેલું પાણી ઉતરી જાય છે, તેને ઓટ કહે છે.

## મુંબાઇ ઇલાકો.

**સીમા**—ઉત્તરે બલુચિસ્તાન ને પંજાબ પ્રાન્ત છે, પૂર્વે રજપૂત સ્થાન, મધ્યપ્રાન્ત, નિજામનું રાજ્ય, અને મદ્રાસ ઇલાકાનો ભાગ છે; દક્ષિણે મ્હેસુરનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો છે; અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**વિસ્તાર**—આ ઇલાકાની લંબાઇ લગભગ એક હજાર માઇલની છે, અને સરાસરી પહોળાઇ આશરે ૧૯૦ માઇલ છે. એનું ક્ષેત્રફળ ૧,૯૫,૧૮૯ ચોરસ માઇલ છે. આ ક્ષેત્રફળમાં વડોદરા રાજ્ય પણ આવેલું છે, કે જેનો વિસ્તાર ૮૨૨૬ ચોરસ માઇલ છે.

**વસ્તી**—ઇ. સ. ૧૯૧૧ના વસ્તી પત્રક પ્રમાણે ૨,૭૦,૮૪,૩૧૭ છે. તેમાં દેશી રાજ્યોની વસ્તી ૭૪,૧૧,૬૭૫ છે તથા વડોદરા રાજ્યની વસ્તી જે મુંબાઇ ઇલાકાની વસ્તીમાં ગણવામાં આવી નથી તે વસ્તી ૨૦,૩૨,૭૯૯ છે. વસ્તીના ત્રણ ભાગ હિંદુઓ અને ચોથો ભાગ મુસલમાનોનો છે. આ ઉપરાંત પારસી, ખ્રિસ્તિ, યાહુદી તથા જંગલના ભાગેમાં ભીલ, કોળી, નાયકડા વિગેરે અનાર્ય જાતો વસે છે.

**કુદરતી રચના**—અરબી સમુદ્રના પૂર્વ કિનારાપર આ દેશ આવેલો છે, એના ઉત્તરના ભાગમાં રણ અને રેતીના ડુંગરો છે; થોડો ભાગ સપાટ તથા કેટલોક ડુંગરોવાળો છે; મધ્ય ભાગનો પ્રદેશ ઉંચો છે; એમાં ઘણા ડુંગરો છે. દક્ષિણ ભાગ નીચા પ્રદેશવાળો છે, તથા તેના પશ્ચિમ તરફના બે જીલ્લા દરિઆની સપાટી અને પહાડની વચ્ચે આવેલ છે.

**આબોહવા**—સિંધમાં રણ હોવાથી ત્યાં વરસાદ ઓછો પડે

છે તથા ઉનાળામાં તાપ બહુ પડે છે. ગુજરાતમાં વરસાદ વધારે પડે છે અને તાપ ઓછો પડે છે. રેવાગિરિ અને કોલાબા જીલ્લામાં તથા મુંબાઇ તરફ ગુજરાત કરતાં વધારે વરસાદ પડે છે. મધ્ય ભાગની હવા સૂકી છે, પશ્ચિમે દરિઆ કિનારાના દેશની હવા ભેજવાળી છે. છેક દક્ષિણ તરફના કેટલાક ભાગની હવા રોગિષ્ટ છે. સામાન્ય રીતે આ દેશની આબોહવા સારી ગણાય છે.

**ધર્મો**—મુખ્ય હિંદુ ધર્મ છે, તેમાં સ્માર્ત અને વૈષ્ણવ એવા બે સંપ્રદાય છે; તેના પેટાના સંપ્રદાય ઘણા છે. તે સિવાય મુસલમાન, પારસી, ખ્રિસ્તિ વગેરે ધર્મના લોકો છે.

**ભાષા**—સિંધમાં સિંધી ભાષા, ગુજરાતમાં ગુજરાતી, કચ્છમાં કચ્છી, મહારાષ્ટ્રમાં મરાઠી અને છેક દક્ષિણમાં કાનડી ભાષા બોલાય છે. મુસલમાનો સામાન્ય રીતે ઉર્દુ ભાષા બોલે છે, પણ તેઓ જે ભાગમાં રહે છે તે ભાગની ભાષા પણ બોલે છે.

**પેદાશ**—કાઠીઆવાડમાં મહુડાં, સીસમ, સાગ અને વાંસ થાય છે; ઘાટપર સાગ, ખેર તથા વાંસ થાય છે. કાનડા તરફ સુખડનાં ઝાડ થાય છે. આંબા, ફણસ, લીમડા, પીપળા, વડ, આમલી, બાવળ વગેરે ઝાડો ઠેકાણે ઠેકાણે થાય છે.

**જાનવર**—સિંધમાં ઉંટ તથા ખચ્ચર ગધેડાં, કાઠીઆવાડમાં સિંહ, વાઘ, રીંછ, સાબર, હરણ વગેરે જોવામાં આવે છે. ગુજરાતમાં બળદ, ભેંસ, ગાયો, બકરાં, ઘેટાં તથા જંગલોમાં વાઘ, હરણ, રોઝ, વગેરે છે. કચ્છ અને કાઠીઆવાડમાં ઘોડા સારા થાય છે. સિંધમાં ઉંટ અને પાડા પાસે ખેતીનું કામ કરાવે છે.

**ખેતીની નિપજ**—ખેતીમાં મુખ્યત્વે કરીને ઘઉં, ડાંગર,

બાજરી, કઠોળ, જુવાર, બાવટો, કોદ્રા, તલ, એરંડી, શેરડી, કપાસ, તમાકુ, મકાઇ વગેરેનો પાક થાય છે. કાળી જમીનમાં કપાસ ને ઘઉં થાય છે. દરિયા કિનારે નાળીએર ને સોપારી થાય છે. બાગાયત જમીનમાં પાન, કેળાં વગેરે થાય છે. સિંધમાં ખેતીને નહેરો મારફતે પાણી મળે છે. અમદાવાદ જીલ્લામાં હાથમતીની નહેર છે. હાલમાં ખાનદેશ જીલ્લામાં પણ નહેર બાંધવામાં આવી છે. વરસાદની તંગીમાં નહેરો ઘણી ઉપયોગી છે.

**હુન્નર કામ**—આ ઇલાકામાં મીલો ઘણી છે, તેથી સુતરાઉ કાપડ ઘણું થાય છે, થોડું રેશમી કાપડ પણ થાય છે. સુરત અને અમદાવાદમાં કસબ અને કસબી કામ પણ સારૂં થાય છે. સુરતનાં હાથી દાંતનાં રમકડાં, સિંધનું સોના રૂપા પરનું કોતર કામ વખણાય છે, નાશક અને પુનાનાં ત્રાંબા પિત્તળનાં વાસણ વખણાય છે, લકડ અને ધાતુની કોતરણી, કાચ કામ અને કુંભાર કામ ઘણું સારૂં થાય છે, મુખ્ય ઉદ્યોગની ચીજો સુતરાઉ અને રેશમી કાપડ તથા મીઠું છે.

**ખનીજ**—ધારવાડ જીલ્લામાં સોનું તથા કાચું લોઢું, સિંધની પશ્ચિમના પહાડમાંથી ફટકડી, રાજપીપળાના ડુંગરમાંથી અકીક, પંચમહાલમાં લોઢું અને મેંગેનીસ તથા આરાસુર ડુંગરમાંથી આરસના પત્થર નીકળે છે, કેટલીક જગાએ અબરખ નીકળે છે. દરિઆના પાણીનું મીઠું પકવવામાં આવે છે.

**વ્યાપાર**—આ દેશની વધારાની ચીજો પરદેશ ખાતે જાય છે, અને ત્યાંથી જોઇતી ચીજો આ દેશમાં આવે છે. સુતરાઉ કાપડ, તેલીઆ બી, ચામડાં, શણ અને ગળીની મુખ્ય નિકાસ છે. શોખંડનો

સામાન, ખાંડ, સુતરાઉ, ગરમ ને રેશમી કાપડ, કેરોસીન તેલ, કાચ, દવા તથા કોયલાની મુખ્ય આયાત છે.

**રાજ્ય વહીવટ**—આખા ઇલાકાનો રાજ્ય કારભાર કરવા એક ગવર્નર નીમવામાં આવે છે, તેમની નીમણુંક ઇંગ્લાંડના નામદાર શહેનશાહ તરફથી કરવામાં આવે છે, તે પાંચ વરસ ચાલે છે, ગવર્નર સાહેબ શિઆળામાં મુંબાઇમાં રહે છે, ઉનાળામાં મહાબળેશ્વર અને ચોમાસામાં પુનામાં રહે છે; એમને મદદ કરવાને બે મંડળ છે. ૧. કારભાર ચલાવનારૂં, ૨ કાયદા બાંધનારૂં. તેમના હાથ નીચે જુદાં જુદાં ખાતાંનું કામ કરનાર પાંચ સેક્રેટરીઓ છે, સંસ્થાનો અને એજન્સીઓમાં એક અંગ્રેજ અમલદાર રહે છે, તેને પોલીટિકલ એજન્ટ કહે છે. મોટાં સંસ્થાનોમાં જે અંગ્રેજ અમલદાર રહે છે, તેને રેસિડેંટ કહે છે. તેમનું કામ દેશી રાજાઓને રાજ્ય ચલાવવામાં મદદ કરવાનું, ખંડણી ઉઘરાવવાનું, તથા રાજા રજવાડાઓના વાંધા પતાવવાનું હોય છે. ઇલાકાના દરેક ભાગનું મુલ્કી કામ કરનાર મુખ્ય અમલદાર રહે છે, તેને કમિશ્નર કહે છે. તેમના હાથ નીચે જીલ્લાઓમાં કલેક્ટર, આસિસ્ટંટ કલેક્ટર વગેરે હોય છે. તાલુકામાં મામલતદારો છે. ન્યાયખાતાનો વહીવટ કરવા ન્યાયાધીશો રાખવામાં આવ્યા છે. એ સિવાય પોલીસખાતુ, કેળવણીખાતુ, જંગલખાતુ, ખેતીવાડીખાતુ, વિગેરે કેટલાંક ખાતાં છે. દરેક ખાતાનો મુખ્ય અધિકારી હોય છે, તે મુંબઇ સરકારના તાબામાં રહીને પોતપોતાનું કામ સંભાળે છે.

**કુદરતી ભાગ**—૧. સિંધ, ૨. કચ્છ, ૩. ગુજરાત, ૪. મહારાષ્ટ્ર, ૫. દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા.

# રાજ્યકીય વીભાગ.

## ૧ સિંધ.

| | ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|---|
| ૧ | કરાંચી જીલ્લો. | કરાંચી. |
| ૨ | હૈદ્રાબાદ જીલ્લો | હૈદ્રાબાદ. |
| ૩ | થર અને પારકર જીલ્લો | ઉમરકોટ. |
| ૪ | સક્કર જીલ્લો | સક્કર. |
| ૫ | લારખાના જીલ્લો | લારખાના. |
| ૬ | સિંધનો ઉપલો સરહદનો મુલક | જેકોકાબાદ. |
| ૭ | નવાબશાહ જીલ્લો. | નવાબશાહ. |

### દેશી રાજ્ય.

| | | |
|---|---|---|
| ૧ | ખૈરપુર સંસ્થાન. | ખૈરપુર. |

## ૨. ઉત્તર વિભાગ.

| | | | |
|---|---|---|---|
| ૧ | અમદાવાદ | જીલ્લો | અમદાવાદ. |
| ૨ | ખેડા | ,, | ખેડા. |
| ૩ | પંચમહાલ | ,, | ગોધરા. |
| ૪ | ભરૂચ | ,, | ભરૂચ. |
| ૫ | સુરત | ,, | સુરત. |
| ૬ | થાણા | ,, | થાણા. |
| ૭ | કાઠીઆવાડ | એજન્સી. | રાજકોટ. |
| ૮ | પાલણપુર | ,, | પાલણપુર. |
| ૯ | મહીકાંઠા | ,, | સાદ્રા. |
| ૧૦ | રેવાકાંઠા | ,, | નારૂકોટ. |

૧૧ સુરત એજન્સી — એમાં વાંસદા, ધરમપુર ને સચીન એ ત્રણ નાનાં રાજ્યો છે.

## દેશી રાજ્યો.

| | | |
|---|---|---|
| ૧ | ખંભાત સંસ્થાન. | ખંભાત. |
| ૨ | જવાર ,, | જવાર. |
| | કુચ્છ ,, | મુંજ. |
| ૪ | વડોદરા રાજ્ય. | વડોદરા. |

## મુંબાઇ બેટ.

| | |
|---|---|
| મુંબાઇ બેટ | મુંબાઇ. |

## પરદેશી રાજ્યો.

| | |
|---|---|
| પોર્ટુગીઝનું રાજ્ય | દીવ ને દમણમાં છે. |
| હબશી લોકોનું રાજ્ય | જાફરાબાદ ને જંજીરામાં છે. |

# ૩. મધ્ય વિભાગ.

| | | |
|---|---|---|
| ૧ | પશ્ચિમ ખાનદેશ જીલ્લો | ધુળિઆ. |
| ૨ | પૂર્વ ખાનદેશ ,, | જળગામ. |
| ૩ | નાશક. ,, | નાશક. |
| ૪ | અહમદનગર ,, | અહમદનગર. |
| ૫ | પુના ,, | પુના. |
| ૬ | સતારા ,, | સતારા. |
| ૭ | સોલાપુર ,, | સોલાપુર. |

## દેશી રાજ્યો.

| | | |
|---|---|---|
| ૧ | મહેવાસી પરગણાં | એમાં નાનાં ગામો છે. |
| ૨ | સુલગણાનો મુલક | સુલગણા. |

| | | |
|---|---|---|
| ૭ | સતારા જાગીર | ભોર, ફલટણ, ઔંધ ને જત તથા અક્કલકોટનાં સંસ્થાનો છે. |

## ૪. દક્ષિણ વિભાગ.

| | | | |
|---|---|---|---|
| ૧ | વીજાપુર | જીલ્લો | વીજાપુર |
| ૨ | બેલગામ | ,, | બેલગામ. |
| ૩ | ધારવાડ | ,, | ધારવાડ. |
| ૪ | કાનડા | ,, | કારવાર. |
| ૫ | રત્નાગિરિ | ,, | રત્નાગિરી. |
| ૬ | કોલાબા | ,, | અલીબાગ. |

### દેશી રાજ્યો.

| | | |
|---|---|---|
| ૧ | કોલ્હાપુરનું રાજ્ય. | કોલ્હાપુર. |
| ૨ | દક્ષિણ મરાઠા જાગીર. | એમાં નાની નાની સાત જાગીરો છે. |
| ૩ | સાવંતવાડી સંસ્થાન. | સાવંતવાડી. |
| ૪ | જંજીરા ,, | જંજીરા. |
| ૫ | સાવનુર ,, | સાવનુર. |

આ ઉપરાંત જત અને ડફળાપુરનાં નાનાં રાજ્યો છે.

### પરદેશી રાજ્યો.

| | |
|---|---|
| પોર્ટુગીઝનું રાજ્ય | ગોવા. |

## સિંધ.

**સીમા**—ઉત્તરે બલુચિસ્તાન, પૂર્વે રજપુતસ્તાન, દક્ષિણે કચ્છ પ્રાન્ત, અને પશ્ચિમે અરબીસમુદ્ર તથા બલુચિસ્તાન છે.

**પેદાશ**—ડાંગેર, જુવાર, બાજરી, ઘઉં, મગ, જવ, રૂ અને તેલીઆં બી. ઝાડમાં બાવળનાં ઝાડ ઘણાં થાય છે. પિસ્તાં, ચારોળી, દ્રાક્ષ, અંજીર, અખોડ, ઇલાયચી વગેરે મેવો પણ થાય છે

**નદી**—સિંધુ, ખેતીના પાકને માટે આ નદીમાંથી નહેરો કાઢેલી છે, આ નદી પોતાનો માર્ગ બદલ્યા કરે છે. એમાં મોટી આગબોટો ફરે છે. તે અરબીસમુદ્રને મળે છે.

**સરોવર**—મંચર.

**વિભાગ**—એમાં સાત જીલ્લા છે. ૧. કરાંચી, ૨. હૈદ્રાબાદ, ૩. થર અને પારકર, ૪. સકકર, ૫. લારખાના, ૬. સિંધનો ઉપલી સરહદનો મુલક, ૭. નવાબશાહ જીલ્લો. આ સિવાય ખૈરપુરનું દેશી રાજ્ય છે.

**મુખ્ય શહેરો**—કરાંચી એ મોટું બંદર છે, ઠઠ્ઠા, હૈદ્રાબાદ, ઉમરકોટ, લારખાના, રોહરી, સકકર, જેકોકાબાદ, શિકારપુર એને ખોરાસાનની બાગોળ કહે છે, અને ખૈરપુર છે.

**પ્રખ્યાત સ્થળો**—હૈદ્રાબાદ, એ જુના વખતમાં સિંધની રાજધાની હતું, તે રૂપાના અને લાખના માટે જાણીતું છે. કરાંચી એ મુંબાઇથી ઉતરતું બંદર છે, ને ઐતિહાસિક શહેર છે, ઉમરકોટ એમાં મોગલ શહેનશાહ અકબરનો જન્મ થયો હતો. શિકારપુર, એ વેપારનું સ્થળ છે. લારખાના, એમાં કાપડ તથા પિત્તળનાં વાસણ સારાં થાય છે. જેકોકાબાદ એમાં આખા હિંદુસ્તાન કરતા તાપ વધારે પડે છે.

**ધંધો અને વ્યાપાર**—આ પ્રાંતમાં હાથીદાંતનાં રમકડાં, માટીનાં વાસણ, શેત્રંજી, ચામડાની વસ્તુઓ વગેરે સારૂં થાય છે. વળી ઉંચી જાતનું રૂ થાય છે, ઓખા, ઘઉં, રૂ, ઉન, ચામડાં તથા હાડકાંની મુખ્ય નિકાસ છે.

**સામાન્ય હકીકત**—આ દેશમાં તાપ વધારે પડે છે, વરસાદ

ઘણો થોડો પડે છે, પણ સિંધુ નદીમાં ઘણી વખત પૂર આવે છે, તેથી તેનું પાણી નહેરોમાં ફરી વળે છે, તે ખેતીના ઉપયોગમાં લેછે, તેથી એ દેશની ખેતી સારી થાય છે.

## ઉત્તર વિભાગ.

**મુખ્ય નદીઓ**—નર્મદા, મહી, સાબરમતી, તાપી, બનાસ, સરસ્વતી, ભાદર, શેત્રુંજી, કીમ, ઢાઢર, દમણગંગા વગેરે છે.

**પર્વત**—સાતપુડા, પાવાગઢ, ગીરનાર, આરાસુર અને શેત્રુંજો છે.

**બેટ**—દીવ એ કાઠીઆવાડની દક્ષિણે છે.

**અખાત**—ખંભાત અને કચ્છ છે.

**સમુદ્ર**—અરબીસમુદ્ર છે.

**દ્વીપકલ્પ**—કાઠીઆવાડ.

**બંદરો**—( કચ્છ ) માંડવી, દ્વારકાં, પોરબંદર, દીવ, ભાવનગર, ઘોઘા, ધોલેરા, ખંભાત, ભરૂચ, સુરત, ને દમણ.

**જાત્રાનાં સ્થળ**—આબુ, અંબાજી, પાવાગઢ, ગીરનાર, દ્વારકાં, પ્રભાસપાટણ, ડાકોર, પાલીતાણા, ચાણોદ, બહુચરાજી વગેરે છે.

**હુન્નર**—આ ભાગમાં મુખ્ય ધંધો ખેતી છે, ઘણા લોકોનો આધાર મજુરી, વેપાર ને નોકરી પર છે. આ ભાગમાં કાપડની, કપાસ લોઢવાની, દળવાની, પીલવાની અને ચોખા કાઢવાની મીલો ઘણી છે.

**પેદાશ અને વેપાર**—વાયવ્ય ખુણાના ભાગમાં રણ હોવાથી ત્યાં વનસ્પતિ ઝાઝી થતી નથી. બાકીના ભાગમાં આંબા, મહુડા, લીમડા, આંમલી, વડ, પીપળા, રાયણ વગેરે મુખ્ય ઝાડો થાય છે. કેટલાક ભાગમાં જંગલો છે, તેમાં સાગ, સાદડ ને ખેરનાં ઝાડો

થાય છે. સુતરાઉ કાપડ, સુતર, કપાસ, તેલીબીયાં ઘી અને કારીગરીની ઘણી ચીજોની મુખ્ય નિકાસ છે. સઘળી જાતનાં અનાજ અને કઠોળ પણ થાય છે.

**ભાગ**—૭ જીલ્લા અને પાંચ એજન્સીઓ છે. ૧ અમદાવાદ જીલ્લો, ૨ ખેડા જીલ્લો, ૩ પંચમહાલ જીલ્લો, ૪ ભરૂચ જીલ્લો, ૫ સુરત જીલ્લો, ૬ થાણા જીલ્લો, ૭ કાઠીઆવાડ એજન્સી, ૮ પાલણપુર એજન્સી, ૯ મહીકાંઠા એજન્સી, ૧૦ રેવાકાંઠા એજન્સી, ૧૧ સુરત એજન્સી; જુદી જુદી એજન્સીઓમાં કેટલાંક દેશીરાજ્યો અંગ્રેજ સત્તા હેઠળ છે. તે સિવાય ખંભાત સંસ્થાન, કચ્છ અને વડોદરાનાં દેશી રાજ્યો પણ છે.

## અમદાવાદ જીલ્લો.

એમાં ૭ તાલુકા ને બે પેટા તાલુકા છે.

૧ દસક્રોઇ, ૨ વીરમગામ, ૩ પ્રાંતીજ, ૪ સાણંદ, ૫ ધોળકા, ૬ ધંધુકા, ૭ મોડાસા અને ૮ ઘોઘા છે.

**મુખ્ય સ્થળો**—અમદાવાદ (વસ્તી ૨૧૬૭૭૭) એ પહેલાં ગુજરાતની રાજધાની હતું. ત્યાં સુતર, રેશમ અને કસબનાં કારખાનાં છે. તે સાબરમતી નદીને કાંઠે મોટું રેલ્વેનું જંકસન છે. એમાં શાહઆલમનો રોજો, કાંકરીઉં તળાવ, શાહીબાગનો બંગલો, વગેરે જોવાલાયક જગાઓ છે. ૨. વીરમગામ સુતર કાંતવાનો તથા વણવાનો હુન્નર સારો છે; ત્યાં સિદ્ધરાજ જયસિંહની માતાએ બંધાવેલું મુનસર તળાવ છે. ૩ ધોળકા, અહીંની સુંઠ ને દાડમ વખણાય છે. ૪ ખારાઘોડા, કુવાના પાણીનું મીઠું પાકે છે. ૫ ઘોઘા એ જુનું બંદર છે.

**સામાન્ય હકીકત**—આ ભાગના દસક્રોઇ તાલુકાને દશક્રોશી કહે છે, ત્યાં સઘળી જાતની ડાંગેર ઘણી પાકે છે. આ જીલ્લામાં સાબરમતી નદીના કાંઠા પરનાં કેટલાંક ગામોમાં ધોળી શેરડી ઘણી થાય છે; તેનો ગોળ ઘણો સરસ થાય છે.

## ખેડા જીલ્લો.

આ જીલ્લામાં સાત તાલુકા છે. ૧ કપડવંજ, ૨ ઠાસરા, ૩ નડીઆદ, ૪ મહેમદાવાદ, ૫ માતર, ૬ આણંદ ને ૭ બોરસદ.

**મુખ્ય નદીઓ**—મહી અને સાબરમતી.

**મુખ્ય સ્થળો**—ખેડા કિલ્લેબંધીવાળી જગા છે. નડીઆદ એ મોટું વેપારી શહેર છે. કપડવંજમાં કાચ અને સાબુનાં કારખાનાં છે. આણંદ રેલ્વેનું મોટું જંકશન છે. ડાકોર શ્રી રણછોડજીની જાત્રાનું સ્થળ છે; ત્યાં માણેકઠારી પુનમ, ચૈત્રી પુનમ અને રથ જાત્રાએ મોટો મેળો ભરાય છે. ઉમરેઠ એ મોટી વેપારની ધમાલવાળું શહેર છે. મહેમદાવાદ એ મહમદ બેગડાએ વસાવેલું શહેર છે, ત્યાં ભમરીઓ કુવો છે. વડતાલ એમાં સ્વામીનારાયણનુ મોટું મંદીર છે. એ સિવાય બોરસદ, વીરસદ, કરમસદ, મહુધા, ઓડ, ઠાસરા, અલીણા, માતર વગેરે મોટાં ગામો છે.

**સામાન્ય હકીકત**—આ જીલ્લાના મધ્ય ભાગને ચરોતર કહે છે, ત્યાંની જમીન ઘણીજ રસાળ છે; તેમાં સઘળી જાતનો પાક થઇ શકે છે. આ ભાગમાં તમાકુ પુષ્કળ પાકે છે, કપડવંજ તાલુકામાં લસુંદ્રા ગામે ઉના પાણીના કુંડ છે, તથા એ તાલુકામાં અકીક જડે છે.

## પંચમહાલ જીલ્લો.

એમાં પાંચ મહાલ હોવાથી એનું નામ પંચમહાલ પડયું છે. ૧ ગોધરા, ૨ દાહોદ, ૩ કાલોલ એ તાલુકા છે, ને હાલોલ તથા ઝાલોદ એ પેટા તાલુકા છે.

**મુખ્ય સ્થળો**—ગોધરા એ મુખ્ય ગામ છે. દાહોદ એ મોગલ શાહેનશાહ ઔરંગજેબની જન્મભૂમિ છે. ચાંપાનેર એ વનરાજે વસાવેલું હાલ જીર્ણ થઇ ગયું છે. હાલોદ એ મહમદ બેગડાના વખતમાં વસ્યું હતું.

**સામાન્ય હકીકત**—એમાં પાવાગઢનો મોટો ડુંગર છે. તે ઉપર કાળકા માતાનું સ્થાનક છે. તેની નજીક શીવરાજપુરના ડુંગરમાંથી મેંગેનીસ નામની કીમતી ધાતુ નીકળે છે. એ સિવાય કેટલીક જગાએ સીસું અને લોખંડ નીકળે છે. કેટલાક ડુંગરામાં સ્લેટના પત્થર છે. ટુવા કાંકણપુર ગામે ઉના પાણીના કુંડ છે. આ જીલ્લામાં ભીલ લોકોની વસ્તી વધારે છે- મહુડાં અને મકાઈ તથા ચણની નીપજ વધારે થાય છે. કેટલાક ભાગમાં સાગનાં મોટાં જંગલો આવેલાં છે.

## ભરૂચ જીલ્લો.

એમાં મુખ્ય નદી નર્મદા છે. એમાં પાંચ તાલુકા છે. ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ ને જંબુસર છે, તથા હાંસોટ પેટામહાલ છે.

**મુખ્ય સ્થળો**—ભરૂચ એ નર્મદા નદીના કાંઠા ઉપર બંદર ને રેલ્વે સ્ટેશન છે, ને મોટા વેપારનું સ્થળ છે. ત્યાંની સુજનીઓ વખણાય છે. અંકલેશ્વર રેલ્વે સ્ટેશન છે. શુકલતીર્થ એ નર્મદા

નદીના કાંઠા ઉપર ગામ છે. કારતકી પુનમ ઉપર મેળો ભરાય છે; એની પાસે કબીરવાડ નામનો મોટો વડ ઘણો જૂનો ને જોવા લાયક છે.

**સામાન્ય હકીકત**—આ જીલ્લાની જમીન કાળી છે, તેથી રૂનો પાક ઘણો થાય છે. તે સિવાય જુવાર ને ડાંગર પણ થાય છે.

## સુરત જીલ્લો.

એમાં મુખ્ય નદી તાપી છે. પારનેરાનો ડુંગરી કિલ્લો છે. એમાં આઠ તાલુકા છે. ઓરપાડ, ચોર્યાસી, જલાલપોર, વલસાડ, પારડી, માંડવી, બારડોલી, અને ચીખલી છે.

**મુખ્ય સ્થળો**—સુરત એ આગળ વેપારનું મોટું મથક હતું; તે બંદર છે. તે રેશમી કાપડ અને કસબ માટે જાણીતું રેલ્વે સ્ટેશન છે. વલસાડ એમાં ગોળ ને સાગનો વેપાર છે. તેની પાસે તીથલ ગામ દરિઆકાંઠે હવા ખાવાનું ઠેકાણું છે. હજીરામાં દીવાદાંડી છે. ઉદવાડા, પારસીઓની પવિત્ર જગા છે. રાંદેર, જોવાલાયક જગ્યા છે. બલુખાન, એમાં બાર વર્ષે મોટી જાત્રા ભરાય છે. ધમડાસા, એમાં સારી કેરીઓ થાય છે.

**સામાન્ય હકીકત**—આ જીલ્લો ફળદ્રુપ છે. એમાં અનેક જાતનાં ધાન્ય પાકે છે. રૂ, જુવાર, ઘઉં, તેલીઆંબી, અને શેરડીની મુખ્ય પેદાશ છે.

## થાણા જીલ્લો.

એમાં નવ તાલુકા છે. દાહણું, માહીમ, વસઇ, સાષ્ટી, ભીંવડી, થાણા, શાહપુર, મુરબાડ અને કલ્યાણ.

**મુખ્ય સ્થળો**—થાણા, વાંદરા એ મુંબાઇનું નાકું ગણાય છે.

બોરવલી એ નાનું સ્ટેશન છે, પણ ત્યાંથી દોઢ ગાઉ ઉપર કનેરી ગુફા જોવા લાયક છે. કલ્યાણમાં સારો વેપાર ચાલે છે, તથા મોટું રેલ્વે સ્ટેશન છે.

**સામાન્ય હકીકત**—એના પૂર્વ ભાગમાં ડુંગરા આવેલા છે, પશ્ચિમભાગ ફળદ્રુપ છે. તેમાં ડાંગર, શેરડી, કેળાં, પાન, આદુ, નાળિએર વગેરે થાય છે. આ જીલ્લામાં મીઠું પકવવામાં આવે છે. તેમાં મરાઠી ભાષા બોલાય છે.

## કાઠીઆવાડ એજન્સી.

આ એક દ્વીપકલ્પ છે. એનું જૂનું નામ સૌરાષ્ટ્ર છે. એમાં કેટલોક વડોદરા રાજ્યનો મુલક છે, કેટલોક અમદાવાદ જીલ્લાનો છે, અને ફીરંગી (પોર્ટુગીઝ)નું દીવ શહેર છે, તથા જંજીરાના હબસી નવાબનું જાફરાબાદ શહેર છે, બધાં મળીને ૧૯૩ નાનાં રાજ્ય છે, એમાં ૭ પહેલા વર્ગનાં અને ૭ બીજા વર્ગનાં છે. એના મુખ્ય ચાર વિભાગ કરવામાં આવેલા છે. ૧ હાલાર, ૨ ઝાલાવાડ, ૩ ગોહીલવાડ, ૪ સોરઠ. આ ચારે ભાગોમાં ઇંગ્રેજ અમલદાર, પોલિટિકલ એજંટો રહે છે. અને તે ચારેનો ઉપરી એજંટ ટુ ધી ગવર્નર રાજકોટમાં રહે છે.

**મુખ્ય બેટ**—શંખોદ્ધાર છે. તે ગાયકવાડ સરકારને તાબે છે.

**મુખ્ય પર્વત**—ગીર, ગીરનાર અને શેત્રુંજા.

**મુખ્ય નદીઓ**—ભાદર, શેત્રુંજી, મચ્છુ.

**મોટાં રાજ્યો**—જુનાગઢમાં નવાબનું, નવાનગર ( જામનગર ) માં જામ સાહેબનું, ભાવનગર, ગોંડળ, ધ્રાંગધ્રા અને મોરબી.

**મુખ્ય સ્થળો**—રાજકોટ એમાં એજંટ ટુ ધી ગવર્નર રહે છે. તેમાં રાજકુમાર કોલેજ તથા ટ્રેનિંગ કોલેજ છે. જામનગર એમાં કંકુ, રેશમ અને કસબનું ભરતકામ સારું થાય છે. મોરબી, ગોંડળ, એ રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત અને મફત અપાય છે. વાંકાનેર, ધ્રોળ, ધ્રાંગધ્રા, લીંબડી, વઢવાણ એમાં ગરાશીઆ હાઇસ્કૂલ છે. અને રેલ્વેનું જંકશન છે. ભાવનગર, એમાં કેળવણીનાં સાધનો ઘણાં સારાં છે. પાલીતાણા, એમાં જૈન ધર્મનાં દેવળો છે. જુનાગઢ, એની પાસે ગીરનાર પર્વત છે તેના ઉપર હિંદુ લોકોનું તથા જૈનોનું જાત્રાનું ધામ છે. સોમનાથપાટણ, એ જુનું ઐતિહાસિક શહેર છે. પોરબંદરના પત્થર ઇમારતના કામમાં પરદેશ જાય છે. જાફરાબાદ, ગઢડા, એમાં સ્વામીનારાયણનું મંદિર છે.

**સામાન્ય હકીકત**—નવાનગરની પાસેના દરિઆમાંથી મોતી જડે છે. ધ્રાંગધ્રામાં પત્થરની ખાણ છે. એ રાજ્યમાં અબરખની પણ ખાણ છે. કાઠી રજપૂતોના નામ ઉપરથી આ દેશનું નામ કાઠિઆવાડ પડયું છે.

**પેદાશ ને હુન્નર**—બાજરી, જુવાર, ઘઉં, કઠોળ અને તેલીઆં બીઆંની મુખ્ય પેદાશ છે. પોરબંદરી પત્થર, ધ્રાંગધ્રી પત્થર, ઘી અને તેલીઆં બીઆંનો નિકાશ છે. એમાં સોનેરી કસબનું કામ, કિનખાબ, ગુલાબ, કંકુ અને મીઠું વગેરે થાય છે. વેપાર માટે રેલ્વેનો સગવડ થયેલો છે. ગીરનાં જંગલોમાં સિંહ નજરે પડે છે.

## પાલણપુર એજન્સી.

આ એજન્સીનો મુખ્ય અધિકારી પોલિટિકલ એજંટ છે. એમાં નાનાં મોટાં ૧૩ રાજ્યો છે. એમાં કપાસ, ડાંગેર, શેરડી,

જુવાર, બાજરી, ઘઉં અને કઠોળની સારી પેદાશ છે. એમાં સુ-રેખાર, અનાજ, સરસવ, તલ, કપાસ, વગેરેની નિકાશ છે.

**મુખ્ય નદીઓ**— બનાસ અને સરસ્વતી.

**મુખ્ય પર્વત**—આરાસુર એમાંથી આરસ પત્થર નીકળે છે.

**મુખ્ય રાજ્યો**—પાલણપુર એનું મુખ્ય શહેર પાલણપુર છે. એમાં મુસલમાન નવાબનું રાજ્ય છે. બીજું શહેર ડીસા છે, તેમાં અંગ્રેજી લશ્કરની છાવણી છે. બીજું મોટું રાજ્ય રાધનપુર છે, તે પણ મુસલમાની રાજ્ય છે. મુખ્ય શહેર રાધનપુર છે. આ ભાગ-માંથી સુરેખાર જડે છે.

## મહીકાંઠા એજન્સી.

આ એજન્સીમાં નાનાં મોટાં ૬૩ રાજ્યો છે. એ ડુંગરાળ ને જંગલોવાળો છે. લોકોનો મોટો ભાગ કોળી અને ભીલનો છે.

**મુખ્ય પેદાશ**—બાજરી, મકાઇ, ચણા, ઘઉં, તેલ અને રૂની છે.

**મુખ્ય નદીઓ**—સાબરમતી, વાત્રક, હાથમતી ને સરસ્વતી છે. હાથમતી નદીની નહેર છે. તેનું પાણી ખેતીના ઉપયોગમાં લે છે.

**મુખ્ય રાજ્યો**—ઇડર, એની રાજધાની ઇડર છે. બીજું દાં-તાનું રાજ્ય છે. એ રાજ્યમાં આરાસુર પર્વત ઉપર અંબાજી મા-તાનું દહેરૂં છે. કુંભારીઆ ગામમાં જૈન લોકોનાં દહેરાં છે, તથા ત્યાંથી થોડે છેટે કોટેશ્વર મહાદેવ છે. ત્યાંથી સરસ્વતી નદી નીકળે છે.

## રેવાકાંઠા એજન્સી.

એમાં પાંચ મોટાં રાજ્યો છે ને બીજાં નાનાં છે. પંચમહાલ જીલ્લાનો કલેક્ટર એના ઉપર દેખરેખ રાખે છે. એમાં અનાર્ય (ભીલ) લોકોની વસ્તી વધારે છે.

**મુખ્ય પેદાશ**—ડાંગર, જુવાર, રૂ, મકાઈ અને ચણાની છે, તેમાં જંગલો ઘણાં છે, તેમજ ઇમારતી લાકડાનાં ઝાડો ઘણાં થાય છે, વળી જંગલી જનાવરો પણ ઘણાં છે. મહુડાં, સાગ અને તેલીઆ બીઆંની મુખ્ય નિકાશ છે. ડુંગરોમાંથી અકીક, આરસ, લાલ વગેરે પત્થરો નીકળે છે.

**મુખ્ય નદી**—મહી અને નર્મદા.

**મુખ્ય રાજ્યો**—રાજપીંપળા—એનું મુખ્ય ગામ નાંદોદ છે, તેમાં રાજધાની છે. છોટાઉદેપુર અને બારીઆ એમાં જંગલો વધારે છે, તેથી ત્યાંની હવા સારી નથી. એ સિવાય લુણાવાડા, સુંથ અને વાડાશિનોરનાં રાજ્યો છે. વાડાશિનોરમાં બાબી મુસલમાનનું રાજ્ય છે; એ સિવાય બીજાં રજપૂત રાજ્યો છે.

## સુરત એજન્સી.

એમાં ત્રણ નાનાં રાજ્યો આવેલાં છે. સુરતનો કલેકટર એના ઉપર દેખરેખ રાખે છે. પેદાશ—જુવાર, કપાસ, ડાંગેર, કઠોળ, નાગલી અને શેરડીની છે. એમાં ડાંગનું જંગલ છે. ભીલ, ધોડીઆ વગેરે અનાર્ય જાતોની વસ્તી છે.

**રાજ્યો**—સચીન, એ મુસલમાની રાજ્ય છે, એની રાજધાની સચીન છે. તેની પાસે ડુમસ ગામ હવા ખાવાનું ઠેકાણું છે. બીજું ધરમપુરનું હિંદુ રાજ્ય છે એની રાજધાની ધરમપુર છે, ત્રીજું વાંસદા, એનું મુખ્ય ગામ વાંસદા છે. એની પાસે દેવકી ઉનાઈના ઉના પાણીના કુંડ છે, ત્યાં દર વર્ષે જાત્રા ભરાય છે.

## ખંભાત સંસ્થાન.

**આ મુસલમાની રાજ્ય છે, એનું મુખ્ય શહેર ખંભાત છે**, તે

મહી નદીના મુખ ઉપર બંદર છે. જુના વખતમાં એને ત્રંબાવટી નગરી કહેતા હતા. તે વખત તે ઘણું માતબર શહેર ગણાતું હતું. ખેડા જીલ્લાનો કલેકટર એના ઉપર દેખરેખ રાખે છે. બીજું મોટું ગામ તારાપુર છે તે રેલ્વે સ્ટેશન છે. ખંભાતમાં મીઠાનો અગર છે. આ રાજ્યની ઘણીખરી જમીન ભાલની છે. તેમાં કેટલીક ખાર-વાળી છે, ને સારી જમીનમાં ઘઉં અને ડાંગર પાકે છે.

## જવ્હાર સંસ્થાન.

થાણા જીલ્લાનું આ સંસ્થાન છે, એનું મુખ્ય ગામ જવ્હાર છે. થાણાનો કલેકટર એના ઉપર દેખરેખ રાખે છે. ત્યાંનો રાજા કોળી જાતનો છે.

## કચ્છ.

ઉત્તરે સિંધ અને દક્ષિણે કાઠિઆવાડ એ બેની વચ્ચે આવેલો છે. એનું મુખ્ય શહેર ભુજ છે, તેમાં રાજા રહે છે. તેમને રાવ-નામથી ઓળખવામાં આવે છે. એ રાજ્યમાં ઇંગ્રેજ સરકાર તર-ફથી પોલિટિકલ એજંટ રહે છે. એમાં મોટી નદીઓ નથી પણ નાના વહેળા છે.

**અખાત**—કચ્છનો છે. કચ્છનું રણ છે.

**મુખ્ય બંદર**—માંડવી છે. એમાં સારો વેપાર ચાલે છે. બીજું અંજાર બંદર છે.

**પેદાશ, હુન્નર**—બાજરી, જુવાર, મગ, ઘઉં, ઉન, તથા દીવેલીની મુખ્ય પેદાશ છે. ભુજમાં સુતરાઉ તથા રેશમી કાપડનાં કારખાનાં છે. એમાં ફટકડી ને સુરોખાર જડે છે, તથા કોલસાની ખાણો છે. ઘોડા, ગાય, ઉંટ, ઘી, તેલ મુખ્યત્વે પરદેશ જાય છે.

## વડોદરા રાજ્ય.

મુંબાઈ ઇલાકાનાં દેશી રાજ્યોમાં પહેલા નંબરનું અને હિંદુસ્તાનનાં દેશી રાજ્યોમાં બીજા નંબરનું ગણાય છે. એનો વિસ્તાર ૮૨૨૬ ચો. મૈલ છે; વસ્તી ૨૦,૩૨,૭૯૮ માણસની છે. રાજ્યમાં બધા મળીને ૪૨ મહાલો છે.

**પ્રાંતો**—વડોદરા, કડી, નવસારી અને અમરેલી એ ચાર છે. આ પ્રાંતો ગુજરાતમાં એક જથ્થે નથી, પણ વિખરાતા છે.

**મુખ્ય પર્વત**—અમરેલી પ્રાંતમાં ગિરનારના ડુંગરોની હાર, નવસારી પ્રાંતમાં સોનગઢ વ્યારાના ડુંગરો છે.

**બેટ**—શંખોદ્વાર એ દ્વારકાં આગળ છે.

**નદીઓ**—બનાસ, સરસ્વતી, વિશ્વામીત્રી, ઢાઢર, પૂર્ણા, અંબિકા, મહી વગેરે છે.

**ખંડિયાં રાજ્યો**—મહીકાંઠા, રેવાકાંઠા તથા કાઠિઆવાડનાં ઘણાંખરાં સંસ્થાનો શ્રીમંત ગાયકવાડ સરકારને ખંડણી આપે છે. અંગ્રેજ સરકાર તે વસુલ કરી શ્રીમંત સરકારને આપે છે.

**જાણવા લાયક જગાઓ**—વડોદરા એ રાજધાની છે. ડભોઇમાં જૂનો કિલ્લો છે. પાટણ જૂનું રાજધાનીનું શહેર છે; ત્યાંની ચુડીઓ, પટોળાં ને માટીનાં વાસણ વખણાય છે. વડનગર, એ એક જૂની જગા છે. સિદ્ધપુર જાત્રાનું સ્થળ છે. નવસારી, અહીંની દવા ઘણી સારી છે, ને ત્યાં પારસીની વસ્તી મોટી છે. એની પાડોશમાં આવેલું ઉભરાટ ગામ શ્રીમંતનું હવા ખાવાનું ઠેકાણું છે. સોનગઢ, એ જૂનો કિલ્લો છે ને તે પ્રથમ ગાયકવાડ સરકારનું પાટનગર હતું. કડી ને વીસનગર એ મોટાં શહેરો છે. બહુચરાજીમાં મોટી જાત્રા ભરાય છે. ઉંઝામાં, કડવા કણબીની કુળદેવી છે. કરનાળીમાં મોટી જાત્રા ભરાય છે. દ્વારકાં, એ જાત્રાનું પવિત્ર સ્થળ છે.

**લોકો**--મરાઠા, દક્ષિણી બ્રાહ્મણો, પાટીદાર, હિંદુ બ્રાહ્મણો, વાણીયા વગેરે હિંદુ ધર્મ માનનારા છે. નવસારી પ્રાંતમાં પારસી લોકોની વસ્તી વધારે છે. જંગલવાળા ભાગમાં અનાર્ય લોકો વસે છે.

**પેદાશ**--જુવાર, બાજરી, ડાંગેર, કોદ્રા, ઘઉં, અફીણ, કપાસ, તમાકુ, કઠોળ, શેરડી અને તેલીઆં બીઆંની પેદાશ છે. સોનગઢના જંગલમાં સાગ, સીસમ અને ખેરનાં ઇમારતી લાકડાં થાય છે. નવસારી પ્રાંતમાં દરેક જાતના મેવા અને ફળ થાય છે. કેટલેક ઠેકાણેથી આરસ પથ્થર અને કેટલેક ઠેકાણેથી ઘંટીઓના પથ્થર નીકળે છે.

**ટુંક ઇતિહાસ**—આ રાજ્યના વડા શ્રીમંત ગાયકવાડ સરકાર જાતે મરાઠા છે; હાલના શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ ઉમંગી ને કેળવાએલા છે. રૈયતના સુખને માટે તેમની કાળજી ઘણી છે. ખેતીનો ઉદ્યોગ એમના વખતમાં વધ્યો છે. આગલા વખતની અંધાધુંધી નીકળી ગઇ છે. તેમણે અદ્દલ ન્યાય આપવા બ્રિટિશ પદ્ધતિ દાખલ કરી છે. કેળવણી આપવા ઠામઠામ નિશાળો સ્થાપી છે. રાજ્યમાં પાઠશાળા અને કલાભવન ઉઘાડયાં છે. પ્રાથમિક કેળવણી ફરજીઆત અને મફત આપવાનું ચાલુ કર્યું છે, જેથી હલકી ન્યાતો પણ કેળવણીનો લાભ લેવા લાગી છે. બાળલગ્નનો રિવાજ બંધ કરવા લગ્નની ઉંમરની હદ બાંધી છે. રૈયતને માથે ખર્ચનો બોજો પડે નહિ અને રૈયત રાજ્યકારોબારમાં માહિતગાર થાય તે માટે ગ્રામ્ય પંચાયત કાઢી છે, વગેરે અનેક સુધારા રાજ્યમાં દાખલ કર્યા છે,

## મુંબાઇ બેટ.

એ હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે છે. તે પ્રથમ પોર્ટુગીઝના

કબજામાં હતો, પણ ઈ. સ. ૧૬૬૧ માં અંગ્રેજોના હાથમાં આવ્યો. પ્રથમ તે નાનું ગામડું હતું, પણ પરદેશી લોકોના વેપારથી તે વધીને આજે હિંદુસ્તાનમાં એક આગેવાન શહેર થઇ ગયું છે. કોટ અને બહારકોટ એવા બે એના ભાગ છે. બોરીબંદરથી કોલાબા સુધીના ભાગને કોટ, અને ઉત્તર તરફના ભાગને બહાર કોટ કહે છે. એનો આકાર ત્રિકોણાકારે છે.

**હવા**—આ બેટ દરિઆમાં હોવાથી તેમાં ઘણી ગરમી કે ઠંડી પડતી નથી, તેથી શહેરની હવા સારી ગણાતી નથી.

**વસ્તી ને ભાષા**—૧૯૧૧ની ગણત્રી મુજબ ૯,૭૯,૪૪૫ માણસની વસ્તી છે. મુખ્ય ભાષા—અંગ્રેજી, ગુજરાતી, મરાઠી ને ઉર્દુ છે.

**હુન્નર ને કેળવણી**—મોટો ઉદ્યોગ સુતર કાંતવાનો ને કાપડ વણવાનો છે. એને માટે સંખ્યાબંધ મીલોમાં લાખો માણસોને રોજી મળે છે. કેળવણીમાં આ શહેર ઘણું આગળ વધેલું છે, શહેરમાં ઘણાં મોટાં વિદ્યાલયો છે.

**વ્યવસ્થા**—મુંબાઇ શહેરનો સઘળો વહીવટ મ્યુનિસિપાલ કોર્પોરેશન નામની મંડળી ચલાવે છે. એમાં ૭૨ સભાસદો છે; તેમની ચુંટણી દર ત્રણ વર્ષે થાય છે. તેમનો વડો કમિશનર સરકાર તરફથી નીમાય છે.

મુંબાઇ બેટના સાત વિભાગ કરવામાં આવ્યા છે, તે દરેક વૉર્ડને નામે ઓળખાય છે.

**બેટ**—ધારીપુરી એ ડુંગરમાંથી કોતરી કાઢેલાં દહેરાંને માટે પ્રખ્યાત છે.

**ઉપસાગર**—બેકબે નૈઋત્યે છે, તથા માહીમ ઉત્તરે છે.

**ડુંગર**—મલબાર અને ખંબાલા પશ્ચિમે છે, સીવરી તથા

ભંડાર પાડા પૂર્વે છે; ને વરલી વાયવ્ય કોણે છે.

**તળાવ**—નાખોદાનું તળાવ, બાબુલા તળાવ, ધોબી તળાવ, પરેલ તળાવ, નાયગામ તળાવ અને જાંબલી તળાવ મુખ્ય છે.

**ગોદી**—સાસુન ગોદી કોલાબા તરફ છે, સરકારી ગોદી કોટમાં છે. વિકટોરીઆ ને પ્રિન્સેસ ગોદી માંડવીમાં છે, તથા પી. એન્ડ ઓ. કંપનીની ગોદી મજગામમાં છે.

**બંદરો**—પાલવા, બેલાર્ડ, ને ગોદી બંદરો કોટમાં છે. વિકટોરીઆ ને પ્રિન્સેસ બંદરો માંડવીમાં છે, તથા મજગામ બંદર મજગામમ છે.

## મધ્ય વિભાગ.

આ વિભાગ મુંબઇની પૂર્વે છે. પૂર્વ તરફ તાપ વધારે ને વરસાદ ઓછો પડે છે; ઉત્તર વિભાગ કરતાં એ ઓછો ફળદ્રુપ છે. આ ભાગના લોકો દક્ષિણી કહેવાય છે, તેમની ભાષા મરાઠી છે. જંગલો અને ડુંગરોમાં ભીલ, કાથુડી વગેરે અનાર્ય જાતો વસે છે.

**મુખ્ય પર્વત**—અજુન્ટનો પહાડ ખાનદેશની દક્ષિણે. એમાં બૌદ્ધની ગુફા છે.

**નદીઓ**—ગોદાવરી અને કૃષ્ણા મુખ્ય છે. ભીમા, નીરા વગેરે નાની નદીઓ છે.

**ભાગ**—એના સાત જીલ્લા છે. ૧ પશ્ચિમ ખાનદેશ, મુખ્ય શહેર ધુળીઆ, અને નંદુરબાર છે. ૨ પૂર્વ ખાનદેશ, મુખ્ય શહેર જળગામ અને ભુસાવળ છે. ૩ નાશક જીલ્લો એમાં નાશક એ જાત્રાનું સ્થળ છે; દેવલાલી, હવા ખાવાનું સ્થળ છે. ત્રંબક આગળ ગોદાવરી નદીનું મૂળ છે. ત્યાં દર બાર વરસે ગોદાવરીની મોટી જાત્રા ભરાય છે. ૪ અહમદનગર જીલ્લો—મુખ્ય શહેર અહમદનગર એ ઐતિ-

હાસિક જાનું શહેર છે. ૫ પુના જીલ્લો—મુખ્ય શહેર—પુના એ પહેલાં પેશ્વાની રાજધાની હતું, તે ચોમાસામાં સરકારી મથક તથા હવા ખાવાનું ઠેકાણું છે. ખડકી, એ ઐતિહાસિક જગ્યા છે, ને લશ્કરની છાવણી છે. લોણાવલા, હવાખાવાનું ઠેકાણું ડુંગરપર છે; ત્યાંથી થોડે દુર ડુંગરમાં કોતરેલી ગુફાઓ છે. ૬ સતારા જીલ્લો—એમાં મહાબળેશ્વરનો ઉંચો ડુંગર છે, તે હવા ખાવાનું ઠેકાણું છે. મુખ્ય શહેર—સતારા એ ઐતિહાસિક જગ્યા છે. ૭ સોલાપુર જીલ્લો—મુખ્ય શહેર-સોલાપુર છે, તે ઐતિહાસિક જગ્યા છે. તેમાં સુતર કાંતવાનો અને વણવાનો ઉદ્યોગ સારો છે. બાર્સી મોટું વેપારી શહેર છે. પંઢરપુર એ વિઠોબાની જાત્રાનું સ્થળ છે.

**દેશી રાજ્યો**—સતારા જાગીરમાં ભોર, ઔંધ, ફલટણ અને અક્કલકોટ છે. ભોર અને ઔંધ એ બ્રાહ્મણ રાજાનું છે. અને ફલટણ તથા અક્કલકોટ એ મરાઠા સરદારનાં છે. એ સિવાય સુરગણાંનો મુલક અને મહેવાસી પરગણાનાં નાનાં રાજ્યો છે.

**પેદાશ અને વેપાર**—આ ભાગની જમીન ફળદ્રુપ છે. દ્રાક્ષ, ગેવો, જુવાર, બાજરી, ઘઉં, તેલીઆં બી અને રૂની મુખ્ય પેદાશ છે. રૂ, તેલીઆં બી તથા અનાજની મુખ્ય નિકાશ છે. તાંબા પિત્તળનાં વાસણ, ધાબળાઓ અને દક્ષિણી બાઓની સાડીઓ બનાવવાનો હુનર છે.

## દક્ષિણ વિભાગ.

આ વિભાગમાં મરાઠી અને કાનડી ભાષા બોલાય છે. રત્નાગિરિ અને કાનડા જીલ્લામાં દેશી ખ્રિસ્તી લોકોની વસ્તી વધારે છે.

**મુખ્ય પર્વત**—સિંહાદ્રી એ ઉત્તરે તથા દક્ષિણે છે.

**નદીઓ**—ભીમા, કૃષ્ણા અને તુંગભદ્રા એ મુખ્ય છે. કાનડા

જીલ્લામાં શિરાવતી નદી છે, તેમાં ગેરસપ્પાનો ધોધ જોવા લાયક છે.

**ભાગ**—આ વિભાગના ૭ જીલ્લા કરવામાં આવ્યા છે. ૧ બિજાપુર જીલ્લો—મુખ્ય શહેર બિજાપુર છે. તે ઐતિહાસિક શહેર છે. ત્યાં સુલતાન મહમદનો રોજો જોવા લાયક છે. તાલિકોટ એ જૂની ઐતિહાસિક જગ્યા છે. ૨ બેલગામ જીલ્લો—મુખ્ય શહેર બેલગામ છે. એમાં લશ્કરી છાવણી છે, ને તે સારા હવાવાળું છે. ગોકાકમાં સારો વેપાર ચાલે છે, ત્યાં ઘટ પ્રભાનો ધોધ જોવા લાયક છે. ૩ ધારવાડ જીલ્લો—મુખ્ય શહેર ધારવાડ કિલ્લાવાળું શહેર છે. હુબલી, એ વેપારનું સ્થળ છે. ૪ કાનડા જીલ્લો—મુખ્ય શહેર કારવાર એ બંદર છે. હોનાવર એ પણ બંદર છે. આ જગ્યાએથી ગેરસપ્પાનો ધોધ જોવા જવાય છે. ૫ રત્નાગિરિ જીલ્લો—મુખ્ય શહેર રત્નાગિરિ છે તે બંદર છે. માલવણ એ પણ બંદર છે. ૬ કોલાબા જીલ્લો—મુખ્ય શહેર અલીબાગ એ બંદર છે. માથેરાન એ હવા ખાવાનું ઠેકાણું છે.

**દેશી રાજ્યો**—૧ કોલાપુર એનું મુખ્ય શહેર કોલાપુર છે, તે જુનું શહેર છે. ૨ દક્ષિણ મરાઠા જાગીર, એમાં સાંગલી, મીરજ, વડીશાખા, નાની શાખા, મુધોળ અને રામદુર્ગ. એ મરાઠા સરદારોની જાગીરો છે. ૩ સાવંતવાડી સંસ્થાન—એમાં સાવંતવાડી એ રાજધાની છે. ૪ જંજીરા સંસ્થાન—મુખ્ય શહેર જંજીરા છે. એમાં હબશી નવાબનું રાજ્ય છે. ૫ જત અને ડફળાપુર.

**ફીરંગીનું સ્વતંત્ર સંસ્થાન**—ગોવા, એનું મુખ્ય શહેર ગોવા છે. આ સંસ્થાનનાં બીજાં ગામો કાઠીઆવાડમાં દીવ અને સુરત જીલ્લામાં દમણ છે. પોર્ટુગલના રાજા તરફથી ગોવામાં ગવર્નર જનરલ રહે છે.

**ખનિજ**—ધારવાડ જીલ્લામાંના ડુંગરોમાંથી સોનું, રૂપું, ત્રાંબુ તથા લોખંડની કાચી ધાતુ જડે છે. નદીની રેતીમાંથી પણ સોનું નીકળે છે.

**પેદાશ**—નાગલી, કોદ્રા, ચણા, જુવાર, બાજરી, કપાસ, તથા કઠોળ થાય છે. નાળીએર, સોપારી ને એલચી પણ થાય છે. કાથીનાં દોરડાં વણવાનો, કાચની બંગડી બનાવવાનો અને કાપડ વણવાનો ઉદ્યોગ ચાલે છે. કોલાબા જીલ્લામાં મીઠું પાકે છે.

## મુંબાઇ ઇલાકામાં નદીપરનાં શહેરો.

| | | |
|---|---|---|
| સિંધુ | ઉપર | કરાંચી ને હૈદ્રાબાદ. |
| બનારસ | ,, | રાધનપુર ને ડીસા. |
| સરસ્વતી. | ,, | સિદ્ધપુર. |
| સાબરમતી. | ,, | અમદાવાદ ને સાદ્રા. |
| મહી. | ,, | ખંભાત ને લુણાવાડા. |
| નર્મદા. | ,, | ભરૂચ, શીનોર ને ચાણોદ. |
| તાપી. | ,, | સુરત ને રાંદેર |
| ગોદાવરી. | ,, | નાશક. |

## દેશી રાજ્યો.

**મરેઠી દેશી રાજ્યો**—વડોદરા, કોલાપુર અને સાવંતવાડી.

**રજપૂત દેશી રાજ્યો**—કચ્છ, ઇડર, ભાવનગર, નવાનગર, ધ્રાંગધ્રા, મોરબી, રાજપીપળા, વાકાનેર, પાલીતાણા, ધ્રોલ, લીંબડી, રાજકોટ, ગોંડળ, વઢવાણ, પોરબંદર, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, ધરમપુર અને વાંસદા.

**પોર્ટુગીઝની જગ્યા**—દીવ, દમણ ને ગોવા.

**હબશી સંસ્થાન**—જાફ્રાબાદ ને જંજીરા.

# હિંદુસ્તાનની ભૂગોળ વિદ્યા.

ભૂગોળ એ શબ્દ 'ભૂ' તથા 'ગોળ' એ બે શબ્દ મળીને થયેલો છે. ભૂ એટલે પૃથ્વી અને ગોળ એટલે ગોળો. એટલે પૃથ્વીનો જે ગોળો છે, તેના સંબંધનું જ્ઞાન આપનાર શાસ્ત્ર તે ભૂગોળ શાસ્ત્ર અથવા ભૂગોળ વિદ્યા કહેવાય છે.

પૃથ્વીમાં કેટલાક દેશ છે, તેમાં કયી કયી જાતના લોકો વસે છે, તે લોકોના રીત રીવાજ કેવા છે, રાજ્ય સત્તાઓ કેવા પ્રકારની છે, કયા કયા ધર્મો ચાલે છે, તે દેશોમાં કયી કયી વસ્તુઓ પેદા થાય છે, વનસ્પતિ, ખનિજ, વિગેરે પદાર્થો કયાં કયાં છે, કયા દેશની કયી વસ્તુઓ કયા દેશમાં જાય છે, વિગેરે માહીતિ આપનાર શાસ્ત્ર એને-જ હાલમાં ભૂગોળ વિદ્યા ગણવામાં આવે છે.

પૃથ્વીનો સંબંધ આખી સૂરજ માળા સાથે છે. કારણ કે પૃથ્વી એક ગ્રહ છે. પૃથ્વી ઉપર રાત્રિ દિવસ શાથી થાય છે, ઋતુઓ કેટલી અને કયી કયી, કયાં કારણોથી થાય છે, તથા બીજા મહત્વના ફેરફારો શાથી થાય છે, તે સંબંધી માહીતિ પૃથ્વી સંબંધી જ્ઞાન આપનાર શાસ્ત્રમાં આવી જવી જોઇએ. આવાં આવાં કારણોથી પૃથ્વી સંબંધી માહીતિ આપનારાં તમામ શાસ્ત્રોના વિદ્વાન ભૂગોળવેત્તાઓએ નીચે પ્રમાણે તેના ભાગ પાડયા છે.

૧ સામાન્ય ભૂગોળ વિદ્યા. ૨ ખગોળ વિદ્યા.
૩ પૃથ્વી સંબંધી ગણિત. ૪ ભૂતળ વિદ્યા.
૫ રાજ્યકીય ભૂગોળ. ૬ વ્યાપારી ભૂગોળ.

રાજ્યકીય અને વ્યાપારી ભૂગોળનો સમાવેશ સામાન્ય ભૂગોળ વિદ્યામાં કર્યો છે.

જે વિદ્યાથી સૂર્ય મંડળના એક ગ્રહ તરીકે પૃથ્વીની માહીતિ

મળે છે, તેને ખગોળ વિદ્યા કહે છે.

જે વિદ્યાથી પૃથ્વીના આકાર, કદ, વગેરેનું જ્ઞાન થાય છે; તેને પૃથ્વી સંબંધી ગણિત કહે છે.

જે વિદ્યાથી જાનવરો, પ્રાણીઓ અને જડ પદાર્થોની બાબતમાં થતા ચમત્કારો, ઋતુ, પવન, તથા જમીન વગેરેનું ભાન થાય છે, તેને ભૂતળવિદ્યા કહે છે.

જે વિદ્યાથી પૃથ્વીના લોકો કેટલી જાતોમાં વહેંચાયલા છે, તથા કયા રાજ્યની કેટલી સત્તા છે, કયા દેશમાં કેટલી વસ્તી છે, તેનું જ્ઞાન થાય છે, તેને રાજ્યકીય ભુગોળ કહે છે.

દેશ દેશનાં પ્રાણી, વનસ્પતિ, અને ખનિજ કયાં છે, તથા નિકાસ અને આયાત શું છે, તેનું જ્ઞાન જે વિદ્યાથી મળે છે, તેને વ્યાપારી ભુગોળ કહે છે.

## હિંદુસ્તાનની ભુતળ.

**પૃથ્વીનું પડ**—આપણે પૃથ્વીની સપાટીપર જોઇશું તો તે ઉપર રેતી, પથરા, ધુળ, કાદવ અને મટોડી વગેરેથી બનેલી જમીન છે, એમ માનવાને કારણો છે. આગળ પૃથ્વી ઘણી ગરમ હતી. અને તેમાં દરેક ચીજ પ્રવાહરૂપે હતી, પણ ધીમે ધીમે તે ઠંડી થતાં તેની સપાટીપર પડ બંધાતું ગયું, એ પડ દિવસે દિવસે વધતું જાય છે.

**પૃથ્વીનું પેટું**—જમીનની સપાટીપર જે ફેરફારો નિરંતર થયાં કરે છે, તે આપણા જોવામાં આવે છે, પરંતુ તેનું પેટું કેવું છે, તે ઘન છે કે પ્રવાહી છે, તેમાં કયા કયા પદાર્થ છે, તે જાણવાની જરૂર છે. પૃથ્વીના પેટામાં ખોદીશું, તો અંદરની ગરમીને લીધે ત્રણ ચાર હજાર ફુટ કરતાં વધારે ઉંડા જવાશે નહિ, પણ બીજાં સાધનો મારફતે વીસ માઇલની ઉંડાઇ સુધી પૃથ્વીના પોપડાની મા-

કીર્તિ મળેલી છે. તે જોઇશું તો પૃથ્વીના પેટામાં અનેક જાતના ખડ-
કો મળી આવે છે, ભૂસ્તર વેત્તાઓએ આ ખડકોના ત્રણ વિભાગ
કર્યા છે. ૧ રેતાળ અથવા જળમળ ખડક; ૨ વનસ્પતિ અને પ્રાણિ-
જ ખડક; ૩ આગીઆ ખડક.

દર વરસે નાની મોટી નદીઓમાંથી મળ, રેતી અને કાંકરા
મોટા જથામાં ધસડાઇ જઇ તેમના થર દરિયાને તળીયે બાઝે છે.
આ થરોમાં તણાઇ આવેલાં ઝાડનાં પાંદડાં, લાકડાના કકડા વગેરે
ચોટે છે, અને તેઓ સાથે શંખ, છીપો તથા માછલાં વગેરે પ્રાણિ-
ઓનાં હાડપિંજર ભેળાઇ જઇ તેના પત્થર બને છે, એવા પત્થરને
જળમળ ખડક કહે છે.

ઘણા પ્રાચીન કાળમાં વિશાળ જંગલો, પાણીની નીચે ભોંયમાં
દટાઇ જમીનના પેટામાંની ગરમીવડે તથા ઉપરની માટીના દબાણથી
કોયલા બન્યા છે, એ થરને વનસ્પતિજ કે ઉદ્‌ભિજ ખડક કહે છે.

સમુદ્રમાં કરોડો જીવજંતુઓ વસે છે, એ પ્રાણીઓ મરી જઇ
શંખ, છીપ, તથા કવચના થર સાથે દરિયાને તળીએ ઠરે છે, એ
થર ધીમે ધીમે પત્થર બને છે; એને પ્રાણિજ ખડક કહે છે. ખડી
અને ચુનાના કેટલાક પત્થર એ રીતે બનેલા છે.

જમીનના પેટામાં ઘણી ગરમી છે. એટલે છેક નીચે સઘળા
પદાર્થોનો રસ થઇ જતો હશે; એ રસ ઘણું કરીને બળતા પહાડો-
માંથી બહાર વહી આવે છે, એ રસ ઠંડો પડી કઠણ થાય છે, અને
તેનો ખડક બને છે. આવા ખડકને આગીઓ ખડક કહે છે.

**પૃથ્વીના પેટામાં છેક નીચે શું છે?**—પૃથ્વીનું પેટું પ્રવાહી
હોવું જોઇએ, એવું અનુમાન થાય છે; તેમાં પણ ભૂસ્તરવેત્તાઓ
એકમત નથી. કેટલાક કહે છે કે તે ઘન છે, તથા કેટલાક કહે છે

કે તે પ્રવાહી છે. ગમે તે હોય પણ એટલું તો ખરૂં છે કે પૃથ્વીના પેટામાં ઘણી ગરમી છે. આ ગરમી ક્યાંથી આવી? લાખો વર્ષોપર સૂર્યનો કકડો છુટો પડી પૃથ્વી બની હતી, તે વેળા તેમાં સૂર્યના જેટલીજ ગરમી હતી, પણ હવે મૂળની ગરમીનો થોડો અંશ રહ્યો હોય એમ જણાય છે.

**ધરતીકંપ**—પૃથ્વીના પેટામાંની ગરમીને લીધે ઉપરનાં ગંઠાતાં પડમાંથી ચીરા પડી પૃથ્વીનો પોપડો કોઇ ઠેકાણે જોરથી ફાટે છે તેથી ધરતીકંપ થાય છે. કોઇવાર ફાટ ન પડતાં ફક્ત આંચકો લાગીને જ રહે છે. ધરતીકંપ થતા પહેલાં કોઇવાર પૃથ્વીના પડમાં અવાજ થતો સંભળાય છે. આવા બનાવ બંગાળા, આસામ અને પંજાબમાં ઘણીવાર બને છે.

**જ્વાળામુખી પર્વત**—કેટલાક પર્વતના શિખરમાં બાકોરાં હોય છે, કે જેનો સંબંધ ઉંડાણમાં આવેલા ગરમ પ્રવાહી સાથે છે. આ ગરમ પ્રવાહીનો ઉનો રસ, પત્થર, રાખ, તથા વરાળ રૂપે પૃથ્વીના પડમાંથી બહાર ધસી આવી શિખરમાંનાં બાકોરાં વાટે બહાર નીકળે છે. આવા બળતા પહાડોને જ્વાળામુખી પર્વત કહે છે. ધરતીકંપ અને જ્વાળામુખી એ બંનેનું મૂળ સ્થાન પૃથ્વીનું પેટું છે. પૃથ્વીના પેટામાંહેના બળતા પદાર્થના રસનું અને પાણીની વરાળનું બળ અતિશય વધી જવાથી ધરતીકંપ થાય છે, એટલુંજ નહિ પણ જ્વાળામુખી પર્વત ફાટે છે, એને લીધે જ્યાં નદી નથી હોતી ત્યાં નદી થાય છે, પાણી હોય છે ત્યાં જમીન નીકળી આવે છે, નવા નવા બેટ પેદા થાય છે, જમીન ઉંચી નીચી થાય છે, તથા રસ્તો ન હોય ત્યાં રસ્તો પડે છે. આપણા દેશમાં હાલમાં જ્વાળામુખી પર્વત નથી, પણ ધરતીકંપના આંચકા તો અવારનવાર થયાંજ કરે છે

હાલનો કચ્છ દેશ જવાળામુખી પર્વત ફાટવાથીજ બનેલો કહેવાય છે, ત્યાં પ્રથમ દરીઓ હતો.

**બીજી શક્તિઓ**—પૃથ્વીની સપાટીમાં ફેરફાર કરનારાં ઉપલાં કારણો સિવાય બીજાં પણ કેટલાંક કારણો છે. જેની અસર તે માટે નિરંતર કામ કર્યાંજ કરે છે; વાતાવરણ, પાણી, બરફ, નદી, દરિયો વગેરે પૃથ્વીની સપાટીપર ચાલુ ફેરફારો કરે છે.

**વાતાવરણની અસર**—વાતાવરણમાંનો ઓક્સિજન ખડકના પદાર્થ જોડે મળી રસાયની ક્રિયાથી જુદા પદાર્થ બનાવે છે, તેથી ખડક તૂટી જાય છે. વાતાવરણમાંની ગરમી કે શરદીને લીધે ખડકોથી સપાટી સંકોચાય છે, કે ફુલે છે, તેથી તેના પત્થરો છુટા પડે છે. ખડકોની સપાટી સાથે રેતી અથડાઇને તેમને ઘસવામાં પવન મદદ કરે છે.

**પાણીની અસર**—ખડકની સપાટી ઘસવામાં વરસાદ પણ મદદ કરે છે. વરસાદથી કાંકરા, માટી, રેતી, વગેરે ઉંચાણમાંથી નીચાણમાં ઘસડાઇ જાય છે. વરસાદનું પાણી ખડકોની ફાટોમાં ભરાઈ રહે છે, તે ઝાકળ કે ઠંડીને લીધે બરફ થઇને ફુલે છે, તેથી પણ પત્થરો છુટા પડે છે. ખડકના નીચાણના ભાગપર પાણીથી ઘસડાઇ આવેલી માટી, રેતી વગેરે ઠરી જમીન બને છે.

પૃથ્વીના પેટામાં ઘણી ઉંડાઇએ ગરમી છે, તેથી ઘણી ઉંડાઇ એથી પાણી આવતાં ગરમ પાણીનાં ઝરણો, કુવા કે કુંડ નીકળે છે. ક્ષાર વગેરેથી મિશ્ર થઇ ઉપર આવતું પાણી ખારૂં હોય છે, તથા ખનિજ પદાર્થ સાથે મિશ્ર થયેલું પાણી જે કુવા, કુંડ કે ઝરણો મારફતે બહાર આવે છે તેમાં જુદા જુદા ગુણો હોય છે. આવા ઉના પાણીના કુંડો આપણા દેશમાં ગુજરાતમાં ઘણા છે.

પહાડો કે ખડકોની કોરણો અને ફાટોમાંથી નિરંતર પાણી નીકળતું જણાય છે, એ ઝરણા એકઠાં થઇ મોટા વહેળાઓ અને નદીઓ થાય છે. ખડકોપર પડી રહેલો બરફ પણ નદીઓને પાણી પૂરું પા છે.

આ પ્રમાણે વહેતું પાણી ખડકોને તોડવાનું કામ કરે છે, પાણી, કચરો, કાદવ, રેતી, વગેરેને ઉંચી જગાએથી તળાવ, સરોવર, નદી, કે દરિયા તરફ ઘસડી જાય છે, અને ઉંચી જમીનને નીચી કરી, નીચી જમીનને ઉંચી કરે છે. વળી નદીઓ તેના મુખ આગળ ત્રિકોણાકાર પ્રદેશો બનાવે છે. તેને ડેલ્ટા કહે છે, એવો ડેલ્ટા ગંગા નદીના મુખ આગળ બનેલો છે. તેમજ નદીઓના ધોધ પોતાની જમીનમાં ખીણો (વહેળા) ને ખાડા પાડે છે.

**બરફની અસર**—પહાડોપર રહેલું બરફ ઓગળીને નદી રૂપે વહે છે, ત્યારે તે પોતાની સાથે બરફના મોટા કકડા, પત્થર, રેતી વગેરે ખેંચી લાવી પોતાના ઘર્ષણ અને દબાણથી ખડકની સપાટી તોડી નાંખે છે, તથા તેની ફાડોમાં પેસી જઇ પત્થરો છુટા પાડે છે.

આ પ્રમાણે વાતાવરણ, ઝાકળ, ઝરણો, નદીઓ, વરસાદ, બરફ વગેરે ખડકની સપાટી પાડી નાંખી નીચાણનો ભાગ પુરે છે. દરિયાની તળીએ આ બધું જામીને દબાણ કે ગરમીથી ખડક થઇ જાય છે, અને ધરતીકંપ કે જવાળામુખી પર્વતના બળથી તે ઉંચો થઇ જાય છે. આ પ્રમાણે ઉંચાણની જમીન સપાટ થઇ જાય છે, તથા ખીણો ઉંડી ને પહોળી થઇ પૃથ્વીની સપાટીપર અનેક ફેરફારો કરે છે. કાળાંતરે આજ કારણથી જળ ત્યાં સ્થળ થઇ જાય છે અને સ્થળ ત્યાં જળ થાય છે.

---

# હિંદુસ્તાન.

**સામાન્ય હકીકત**—પહેલાં આ દેશને ભરતખંડ અથવા આર્યાવર્ત કહેતા; ઇંગ્રેજીમાં તેને ઇંડિઆ કહે છે. અહીં સૌથી પ્રાચીન સુધારો તથા પ્રાચિન સાહિત્ય છે. આ દેશનાં સુંદર હુન્નર કામ અને સરસ કારીગરી વખણાએલાં છે. આ દેશ ઘણો જોવાલાયક અને વિશાળ છે. દુનીઆંની દરેક જાતની હવા, વનસ્પતિ, પ્રાણી વગેરેની તેમાં સવડ કરેલી છે. મુસલમાનોના હાથમાં ગયા પછી આ દેશનું નામ હિંદુસ્તાન પડયું છે. હિંદુસ્તાનનો અર્થ હિંદુઓનો દેશ થાય છે. મુસલમાનોના હાથમાંથી આ દેશ અંગ્રેજોના હાથમાં ગયો છે. તેઓ પહેલવહેલા ઇ. સ૦ ૧૬૦૦ માં હિંદુસ્તાન સાથે વેપાર કરવા આવ્યા હતા; ઇ. સ. ૧૮૫૮ માં આ દેશ ઇંગ્લાંડનાં મરહુમ રાણી 'વિકટોરીઆ'ના રાજ્યમાં તેમની શાહેનશાહત હેઠળ આવ્યો. તેમની પછી તેમના પુત્ર સાતમા એડવર્ડ ૧૯૧૦ ની સાલમાં ગુજરી ગયા, ત્યાર પછી હાલમાં હિંદના નવા શહેનશાહ ઇંગ્લાંડના પાંચમા જ્યૉર્જ થયા છે, તે હિંદુસ્તાનના મહારાજા અથવા કૈસરે-હિંદ કહેવાય છે. ઇ. સ. ૧૯૧૨ ના ડિસેંબર માસની ૧૨ મી તારીખે નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જનો રાજ્યાભિષેક ખાસ હિંદુસ્તાનમાં થયો હતો, તેની યાદગીરી માટે કલકત્તાથી ઉપાડી દીલ્હીમાં રાજગાદી કરી છે. ઇંગ્લાંડના શહેનશાહનો હિંદમાં પધારવાનો આ પહેલોજ બનાવ છે. આથી આખા હિંદમાં આનંદ વ્યાપ્યો હતો.

**સીમા**—ઉત્તરે હિમાલય, કારાકોરમ અને હિંદુકુશ પર્વત; પૂર્વે હિંદીચીન, અને બંગાળાનો ઉપસાગર; દક્ષિણે હિંદી મહાસાગર અને પશ્ચિમે અરબી સમુદ્ર, બલુચિસ્તાન અને અફઘાનિસ્તાન છે.

**વિસ્તાર**—હિંદુસ્તાનનું ક્ષેત્રફળ ૧૮૦૦૦ ચો. માઇલ છે. એની ઉત્તરથી દક્ષિણ સુધીની વધારેમાં વધારે લંબાઈ ૨૦૦૦ માઇલ છે; અને પૂર્વથી પશ્ચિમ સુધીની પહોળાઇ ૨૫૦૦ માઇલ છે. આ દેશનો આકાર ત્રિકોણુ જેવો છે; તેનો પાયો હિમાલય છે, અને શિરોબિંદુ કેપ કન્યાકુમારી છે.

**વસ્તી**—આ દેશની વસ્તી ૩૧,૫૧,૩૨.૩૨,૫૩૭ માણસની છે. આ વસ્તી આખા બ્રિટિશ સામ્રાજ્યની વસ્તીનો પોણો ભાગ, અને આખી પૃથ્વીની વસ્તીનો છઠ્ઠો ભાગ છે. હિંદુસ્તાનમાં અરધા લાખથી વધારે વસ્તીવાળાં શહેર ફક્ત ૭૫ છે.

**કુદરતી રચના**—હિંદુસ્તાનની ઉત્તરનો પ્રદેશ પહાડી છે, તથા ત્યાં મોટી ખાણો છે, ત્યાંથી નીચે આવતાં સિંધુ અને ગંગા નદીની વચ્ચેનો પ્રદેશ સપાટ મેદાન છે. દક્ષિણ તરફ જતાં ફરી પાછો પહાડી પ્રદેશ છે. આ પહાડો પૂર્વ પશ્ચિમ આડા પડેલા છે, તેથી આ દેશના કુદરતી બે ભાગ થાય છે; આ આડા પડેલા પહાડોથી ઉત્તર તરફના મુલકને હિંદુસ્તાન કહે છે, ને દક્ષિણ તરફના મુલકને દક્ષિણ અથવા દખ્ખણ કહે છે. એમાં પહાડોની હારો હોવાથી એ પ્રદેશ ઉંચો છે. રજપુતાનાની વાયવ્યે મોટું રણ છે.

**ધર્મો**- આ દેશમાં હિંદુ તથા મુસલમાનોના ધર્મો મુખ્ય છે. હિંદ ધર્મમાં બૌદ્ધ અને જૈન ધર્મના માણસો પણ મોટા જથ્થામાં છે. હિંદુ ધર્મના પેટા ધર્મો ઘણા છે. જેવા કે શૈવ, વૈષ્ણવ, રામાનંદી, કબીર, સ્વામીનારાયણ, પરણામી, વગેરે. જૈનધર્મના બે પેટા ભાગ છે, શ્વેતાંબર ને દીગંબર. વળી હાલમાં સનાતન ધર્મ અને આર્ય ધર્મ પ્રસારક મંડળીઓ થઇ છે, તે એ ધર્મનો ફેલાવો કરવા

સારૂ ઉપદેશો કરે છે. પંજાબમાં શીખ ધર્મ ચાલે છે. મુસલમાની ધર્મમાં શીઆ અને સુન્ની એવા બે પંથ છે. વળી જરતોસ્તી ધર્મ પાળનારા પારસી લોકોની વસ્તી એક લાખ માણસની છે. હાલમાં ખ્રિસ્તિ ધર્મનો પણ ફેલાવો થતો જાય છે. હિંદુસ્તાનની કુલ વસ્તીમાં સેંકડે ૭૦ ટકા હિંદુ ધર્મના છે, ને ૨૦ ટકા મુસલમાની ધર્મના છે, ને ૧૦ ટકા બાકીના બીજા પરચુરણ ધર્મના માણસો છે.

**ભાષા**—હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં ૧૫૦ ઉપરાંત ભાષાઓ બોલાય છે. મુખ્ય ભાષાઓમાં બંગાળામાં બંગાળી, ઓઢીઆમાં ઉર્યા, ઉત્તર હિંદુસ્તાનમાં હિંદી, પંજાબમાં પંજાબી, સિંધમાં સિંધી, મારવાડમાં મારવાડી, દક્ષિણમાં મરાઠી, તૈલંગુ, કાનડી, તામીલ; ગુજરાતમાં ગુજરાતી, આસામમાં આસામીઝ, બ્રહ્મદેશમાં બર્મીઝ વગેરે છે. હાલમાં ઇંગ્રેજી ભાષા આખા દેશમાં સામાન્ય ભાષા જેવી થતી જાય છે,

**લોકો**—હિંદુસ્તાનમાં એક જાતના લોકો નથી, તેમજ એકજ ધર્મ માનનારા નથી. પણ મુખ્ય જાતોમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, બર્મીઝ, પારસી, યુરેઝીઅનો, યાહુદીઓ, વગેરે છે. હિંદુઓમાં-ગુજરાતી, દક્ષિણી, મરાઠી, બંગાળી, હિંદુસ્તાની, મારવાડી, સિંધી, પંજાબી, ગુર્ખા વગેરે છે. આ દેશમાં આર્યોના આવતા પહેલાં તેમાં વસનારા કોલેરીઅનો, ગોંડ તથા દ્રાવિડો હજી પણ કેટલેક ઠેકાણે દક્ષિણ હિંદુસ્તાનમાં છે. કોલેરીઅનો છોટાનાગપુર અને મધ્ય પ્રાંતનાં જંગલોમાં છે. તે સિવાય કેટલાક પહાડી મુલકોમાં અને જંગલોમાં જંગલી લોકો વસે છે, તેઓ અનાર્ય છે.

**હવા અને લોકોપર તેની અસર**—ઉત્તર ગુજરાત, સિંધ અને રજપુતાનામાં ટાઢ અને તાપ વધારે છે તથા હવા સુકી છે, તેથી

એ પ્રદેશના લોકો કદાવર અને મજબુત છે. દક્ષિણ ગુજરાત તરફ ટ અને તાપ માફકસર પડે છે, તથા જમીન ફળદ્રુપ છે, તેથી ત્યાંના લોકો પાતળા, મધ્યમ કદના, ચાલાક ને મોજીલા છે. પશ્ચિમ ઘાટમાં વરસાદ પડે છે, તથા જમીન ભેજવાળી અને કાંકરીવાળી છે, તેથી ત્યાં લોકો શરીરે ઠીંગણા પણ ઉદ્યોગી, ને કરકસરીઆ છે. મદ્રાસ ઇલાકામાં ટાઢ ઓછી ને તાપ વધારે પડે છે; ને જમીન-માં કસ ઠીક છે. ત્યાંના લોકોનો વર્ણ કાળો છે, તથા તેઓ ઉંચા કે જોરાવર નથી, તેમ ઓછા ઉદ્યોગી છે. બંગાળા બહુ રસાળ, ગરમ અને ભેજવાળો છે, અને ત્યાં ડુંગરો નથી, તેથી ત્યાંના લોક કમજોર પણ બુદ્ધિશાળી છે. મધ્યહિંદ અને પંજાબ એટલા રસાળ નથી, પણ ત્યાંના લોકો ઉંચા, જબરા અને શૂરા છે. રત્નાગિરિ, કારવાર અને મુંબાઇમાં ઘણો વરસાદ પડે છે; મહાબળેશ્વર પર સરાસરી ૨૫૦ ઇંચ વરસાદ પડે છે, પણ આસામમાં આવેલા ચેરાપુંજીમાં ૫૨૫ ઇંચની સરેરાશ છે; જે દુનિઆમાં સૌથી વધારે છે. મદ્રાસ કિનારા પર, મધ્ય હિંદુસ્તાન, પંજાબ, અને સંયુક્ત પ્રાંતોમાં શિઆળામાં પણ થોડો વરસાદ પડે છે.

**પેદાશ અને વનસ્પતિ**—સાગનાં ઝાડ દક્ષિણમાં બ્રહ્મદેશમાં અને ગુજરાતમાં થાય છે. કિનારાપર અને બંગાળાના અખાતના ટાપુ ઉપર નાળિએરી અને તાડનાં ઝાડ ઉગે છે. સાલ નામનું ઇ-મારતી લાકડું હિમાલય અને છોટાનાગપુર તથા મધ્ય પ્રાંતના જંગલમાં થાય છે. હિમાલયના વાયવ્ય ભાગમાં દેવદાર, મ્હૈસુરમાં સુખડ, આસામમાં તથા બ્રહ્મ દેશમાં ઇંડિઆ રબર જોવામાં આવે છે. વડ, પીપળો, આમલી, વાંસ, સીસમ, કેળ, આંબા, મહુડા, ખેર વગેરે ઝાડો આખા હિંદમાં મોટે ભાગે મળી આવે છે.

**જાનવરો**—વાઘ, રીંછ, દીપડા, વરૂ, ડુક્કર, જંગલી કુતરા, વાંદરાં, અને હરણો જંગલો અને મેદાનોમાં મળી આવે છે. ગુજરાત, માં સિંહ, સિંધમાં જંગલી ગધેડા, બંગાળા, આસામ અને બ્રહ્મ દેશમાં ગેંડા મળી આવે છે. અહીં માણસના ઉપયોગમાં આવતાં પાળવા લાયક જનાવરો ઘણાં છે. કાશ્મિરમાં ઘેટાનાં વાળનું ઉન બને છે તથા હિમાલયમાં કસ્તુરીમૃગ મળી આવે છે. જુદી જુદી જાતનાં ઘણાં પક્ષીઓ આ દેશમાં મળી આવે છે, નદીઓમાં મગરો તથા દક્ષિણનાં જંગલોમાં મોટા સાપ હોય છે. બંગાળામાં રેશમના કીડા ઉછેરવામાં આવે છે.

**ખેતી અને હુન્નર**—હિંદુસ્તાનમાં સૌથી અગત્યનો ધંધો ખેતીનો છે, જુદી જુદી હવાને લીધે અનેક જાતની જુદી જુદી પેદાશ થાય છે. બંગાળા અને દરિયાકિનારાના ભાગમાં ચોખાનો પાક થાય છે. પંજાબ, મધ્ય પ્રાંતો, ખાનદેશ અને ગુજરાત તથા માળવામાં ઘઉં થાય છે. જુવાર, બાજરી, કોદ્રા, નાગલી, મકાઈ, વગેરે અનાજ લગભગ સઘળે થાય છે. અળશી મધ્ય પ્રાંતોમાં, મુંબાઈ ઇલાકામાં અને સંયુક્ત પ્રાંતમા થાય છે. તલ મદ્રાસ, બંગાળા, બ્રહ્મ દેશ અને ગુજરાતમાં થાય છે. રૂ ગુજરાત, વરાડ, સિંધ નિજામ અને દક્ષિણ મહારાષ્ટ્રમાં થાય છે. બંગાળામાં શણ, માળવા અને બહારમાં અફીણ, આસામ, ઉત્તર બંગાળા, પંજાબ અને નીલગિરિમાં ચા, નીલગિરિમાં બુંદ, (કાફી) થાય છે. વળી આ દેશમાં દરેક જાતનો મેવો, લાખ, રબર, ગળી, ગોળ, ખાંડ વગેરેની સારી પેદાશ છે. વળી હાથે લુગડાં વણવાનો ઉદ્યોગ આગળ ઘણો હતો. પણ તે હાલમાં ધીમે ધીમે ઘટતો ગયો છે. કારણ કે હાલમાં સર્વ ઠેકાણે સાંચાથી કાપડ વણવાનું ચાલે છે. બંગાળામાં જ્યુટ ની

બનાવટ સારી થાય છે. સોનું, હાથી દાંત, અને પોલાદ એ વસ્તુ ઉપર નકશી કામ તથા સુંદર બનાવટ કરવા માટે અહીંના કારીગરો વખણાય છે. સાલ, મખમલ તથા રેશમી અને ઉનનું કાપડ બનાવવાનો હુન્નર સારો થાય છે. એ ઉપરાંત કસબી રેશમી કામ સારૂં થાય છે. વળી તાંબા પીત્તળનાં વાસણો બનાવવાનું, તથા લોખંડી કામ પણ સારૂં થાય છે.

**ખનિજ**—આ દેશ ખનિજની બાબતમાં ઘણોજ પછાત છે, કેમકે તે માટે જોઇએ તેટલી શોધ થયેલી નથી. કોયલાની ખાણો પુષ્કળ છે, પણ તે બીજા દેશના કોયલા કરતાં ઉતરતી જાતના છે, લોઢાની ખાણો ઘણે ઠેકાણે છે, પણ તે કાઢવામાં ખર્ચ ઘણો થાય છે, તેથી તેનાં કારખાનાં નથી. બંગાળામાં ઉત્તમ લોઢાનાં કારખાનાં છે. બ્રહ્મદેશ અને આસામમાં કેરોસીન તેલ નીકળે છે. સૌથી મોટી પેદાશ મીઠાની છે. તે પંજાબમાં છે. ગુજરાત વગેરે ઠેકાણે દરીઆના ને કુવાના પાણીનું મીઠું પકવવામાં આવે છે. મ્હૈસુરમાં સોનું; બંગાળામાં સીસું અને તાંબુ; ગોવળકોંડા અને પન્નામાં હીરા; બ્રહ્મ દેશના તિનાસરીમમાં માણુક; છોટાનાગપુર, બહાર અને કાઠીઆવાડમાં અબરખ; મદ્રાસ ઇલાકામાં મેંગેનીઝ; ત્રાવણકોરમાં પ્લંબેગો અને ગુજરાતમાં એલ્યુમીના નીકળે છે.

**વ્યાપાર**—આ દેશનો પરદેશ સાથેનો વેપાર ઘણો છે. હિંદુસ્તાનનો આવક જાવકનો કુલ વેપાર ૧૯૦૫ ની સાલમાં ૩૨૧ કરોડ રૂપિઆનો ગણાયો હતો. સુતરાઉ રેશમી તથા ગરમ કાપડ, સાંચા કામ, તેલ, દારૂ, કોયલા, ઘડિઆળ. ખાંડ, કેરોસીન તેલ, સોનું, રૂપું, લોઢું, તાંબું, તથા રેશમની આયાત છે. આ દેશમાંથી અફીણ, સુતર, હાથી દાંત, શણ, ચા, તેલીબાં બી, અનાજ, ગળી, ગુંદ, રૂ,

જુટ અને ચામડાંનો નિકાસ મુખ્ય છે. અફીણ સિવાય બીજા પદાર્થોનો સંબંધ ગ્રેટબ્રિટન સાથે છે. હિંદમાંથી અફીણ, સુતરાઉ કાપડ અને રૂ ચીન દેશમાં જાય છે, ત્યારે ત્યાંથી કાચું રેશમ તથા ખાંડ હિંદમાં આવે છે. અફીણનો વેપાર હવે બંધ થયો છે. હિંદમાંથી તેલીઆં બી, રૂ, ગળી, કાફી અને સુતર ફ્રાન્સમાં જાય છે, ત્યારે ત્યાંથી કપડાં અને દારૂ હિંદમાં આવે છે. હિંદમાંથી તેલીઆં બી, ચામડાં અને ઘઉ ઇટાલીમાં જાય છે, અને ત્યાંથી પરવાળાં અને મણકા હિંદમાં આવે છે. તેલીઆં બી, રૂ અને અનાજ બેલ્જીઅમમાં જાય છે, ત્યારે ત્યાંથી ઘડીઆળ અને લોખંડી સામાન હિંદમાં આવે છે. રૂ, ગળી અને ચામડાં ઓસ્ટ્રિઆમાં જાય છે. રૂશિઆમાંથી કેરોસીન તેલ આવે છે, શણ, તેલીઆં બી, ગળી ને ચાંમડાં યુનાઇટેડ સ્ટેટ્સમાં જાય છે, ત્યારે ત્યાંથી કેરોસીન તેલ આવે છે.

**વ્યાપારી માર્ગો**—(રેલ્વે વગેરે.) રેલ્વેની સગવડ આ દેશમાં ઘણીજ થયેલી છે. તેથી, તથા અંગ્રેજ રાજ્યની સુલેહભરી રાજનીતિથી, તથા મોટી નદીઓમાં વહાણો ફરી શકે એવી સગવડથી વેપારનું કામ ધમધોકારથી ચાલે છે. જ્યાં જાઓ ત્યાં નિર્ભયપણે વેપાર કરી શકાય છે. આજે લગભગ ૩૦૦૦૦ મૈલ ઉપરાંત રેલ્વે સડક હિંદમાં થયેલી છે; અને દરસાલ તે વધતીજ જાય છે. દુષ્કાળ જેવા વખતમાં આ સવડ સોનાના મૂલની થઇ પડે છે. આ રેલ્વેઓ પૈકી ત્રણ મોટી છે. (૧) બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે. (૨) જી. આઇ. પી. રેલ્વે. (૩) નોર્થ વેસ્ટર્ન રેલ્વે. આ સિવાય બીજી નાની રેલ્વેઓ ઘણી છે. એવી કે આખા દેશનાં સઘળાં શહેરોને એક બીજા સાથે સાંકળી નાંખેલાં છે. કોઇ પણ એક સ્થળેથી બીજે સ્થળે માલ મોકલવો હોય તો રેલ્વેના કારણથી સહેલાઇથી

જઈ શકે છે. મુંબાઇથી સુરત, ભરૂચ, વડોદરા ને અમદાવાદ થઇ વઢવાણ જાય છે, ને ત્યાંથી બીજી નાની રેલ્વે આખા કાઠીઆવાડમાં છે. વળી અમદાવાદથી રજપુતાનામાં થઇ દીલ્હી જાય છે. દીલ્હીથી કાશી થઇ કલકત્તા તરફ જાય છે, તેને પણ આજુબાજુ બીજા ફાંટા છે. વળી દીલ્હીથી પંજાબમાં જાય છે. રજપુતાનામાંથી સિંધમાં જાય છે. વળી મુંબાઇથી મદ્રાસ, મદ્રાસથી રામેશ્વર, અને વચ્ચેથી બીજા ફાંટા નીકળેલા છે. વળી મુંબાઇથી નાગપુર થઇ મધ્ય હિંદુસ્તાનમાં જાય છે, તેના ફાંટા કાશી તરફ, અને માળવામાં થઇ ગુજરાતમાં ગયેલા છે, એમ સઘળે રેલ્વે ફેલાઇ ગઇ છે.

**પહાડી માર્ગો**—ઉત્તર હિંદુસ્તાનમાં પહાડી વધારે છે. તે એવા છે કે હિંદુસ્તાનની ઉત્તર અને પશ્ચિમ સરહદ ઉપર કોટ જેવા છે. કોટને જેમ દરવાજા હોય છે, તેમ એ પહાડોમાં કોઇ કોઇ ઠેકાણેજ આવવા જવાના રસ્તા છે. એ રસ્તે થઇને જુદે જુદે વખતે જુદી જુદી જાતના લોકો હિંદુસ્તાનપર ચઢી આવ્યા હતા. વાયવ્ય ખુણામાં બોલનઘાટ અને ખાઇબરઘાટ નામના રસ્તા જાણીતા છે. પહેલે રસ્તે થઇ બલુચિસ્તાનમાં જવાય છે, અને બીજો રસ્તો જે પેશાવરની પશ્ચિમે છે, ત્યાં થઇને અફઘાનિસ્તાનમાં જવાય છે. કારાકોરમ ઘાટ ત્રીજો માર્ગ છે. ત્યાંથી કાશ્મિર થઇને ચીનાઇ તુર્કસ્તાનમાં જવાય છે. જેલાપાલા ઘાટ ચોથો માર્ગ છે, કે જ્યાંથી સિક્કિમ થઇને ટીબેટમાં જવાય છે.

**રાજ્ય વહીવટ**—આપણો દેશ ગ્રેટબ્રિટનના શહેનશાહને તાબે છે. તેમના તરફથી અંત્રે વહીવટ કરવાને વૉયસરૉય કે ગવર્નર જનરલ નીમે છે; તેમને મદદ કરવાને એક કૌંસિલ નીમી છે. એ કૌંસિલમાં એક સભાસદ કાયદા બાંધવાનું કામ કરે છે. બીજા એક

સભાસદને ઉપજ ખરચનું કામ સોંપેલું હોય છે. તે ઉપરાંત બીજાં કેટલાંક ખાતાં છે, જેવું કે પોલીસખાતુ, મહેસુલ ઉઘરાવનારૂં, અને લશ્કરીખાતુ; એ ખાતાંપર બાકીના ત્રણ સભાસદો દેખરેખ રાખે છે. પરરાજ્યો અને હિંદુસ્તાનનાં મોટાં દેશી રાજ્યોને લગતાં કામોપર વૉયસરૉય જાતે દેખરેખ રાખે છે. દરેક ખાતાનું કામ ચલાવવાને એક સેક્રેટરી હોય છે. દરેક પ્રાંતોમાં ગવર્નરો અને લેફટેનેન્ટ ગવર્નરો નીમેલા છે, તેઓ પોતાના તાબાના પ્રાંતોનું કામ ચલાવે છે. તેમના તાબામાં કમીશનરો હોય છે. દરેક જીલ્લાનો ઉપરી કલેકટર નીમેલો છે. દેશી રાજ્યોમાં ઇંગ્રેજ સરકાર તરફથી એક અમલદાર રહે છે, તેને રેસિડેંટ અથવા એજંટ ટુ ધી ગવર્નર જનરલ કહે છે. ઇન્સાફ માટે જુદા જુદા પ્રાંતોમાં ન્યાયાધીશીઓ છે. પ્રાંતના મુખ્ય શહેરમાં મુખ્ય ન્યાયાધીશી એટલે સેસન્સ કોર્ટો છે. હિંદુસ્તાનની સરકાર ઉપર દેખરેખ રાખવા માટે ઇંગ્લાંડખાતે ઇંડીઆ કાઉન્સીલ છે. તેનો વડો સેક્રેટરી ઓફ સ્ટેટ ગણાય છે. તેની નીમનોક ઇંગ્લાંડનું પ્રધાન મંડળ કરે છે. આ સેક્રેટરીને મદદ કરવાને એક કાઉન્સીલ છે. હિંદુસ્તાનના વતનીઓને હિંદી કાઉન્સીલમાં ભાગ લેવા માટે નીમવામાં આવ્યા છે. તેમજ ઇંગ્લાંડની સભામાં તેવા દેશીની નીમણુંક હવે થય છે.

---

## રાજકીય વિભાગો. બ્રિટિશ મુલક.

| વિભાગ. | મુખ્ય શહેર. | કોણ હાકેમ છે. |
|---|---|---|
| ૧ મુંબાઈ ઇલાકો | મુંબાઇ | ગવર્નર |
| ૨ મદ્રાસ ઇલાકો | મદ્રાસ | ,, |
| ૩ બંગાળા ઇલાકો | કલકત્તા | ,, |
| ૪ બહાર, છોટાનાગપુર ને ઓરિસ્સાનો સંયુક્ત પ્રાન્ત. | મોંગીર | લેફટેનેન્ટ ગવર્નર |

| ૫ આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો. | અલ્હાબાદ | ,, |
|---|---|---|
| ૬ પંજાબ પ્રાંત | લાહોર | ,, |
| ૭ દિલ્હી જીલ્લો | દીલ્હી | ચીફ કમીશનર |
| ૮ આસામ પ્રાંત | ગૌહત્તી | ,, |
| ૯ વાયવ્ય તરફની સરહદનો પ્રાંત | પેશાવર | ,, |
| ૧૦ અજમેર, મ્હેરવાડા | અજમેર | એજંટ ટુ ધી ગવર્નર જનરલ |
| ૧૧ મધ્ય પ્રાંતો અને વરાડ | નાગપુર | ચીફ કમીશનર |
| ૧૨ કુર્ગ | મર્કારા | ,, |

## હિંદની બહારના બ્રિટિશ મુલકો.

| ૧૩ બ્રહ્મદેશ | રંગુન | લેફટેનેન્ટ ગવર્નર |
|---|---|---|
| ૧૪ બલુચિસ્તાન. | કવેટા | ચીફ કમીશનર. |
| ૧૫ આન્ડામાન, નિકોબાર દ્વિપો. | પોર્ટબ્લેર | ,, |

## મોટાં દેશી રાજ્યો.

| ૧ વડોદરા | વડોદરા | રેસિડેન્ટ. |
|---|---|---|
| ૨ હૈદ્રાબાદ | હૈદ્રાબાદ | ,, |
| ૩ મ્હૈસુર | મ્હૈસુર | ,, |
| ૪ કાશ્મિર | શ્રીનગર | ,, |
| ૫ રજપુતાના એજન્સિ | અજમેર | એજંટ ટુ ધી ગવર્નર જનરલ. |
| ૬ મધ્યહિંદ એજન્સિ | ઈંદોર | ,, |

## સ્વતંત્ર રાજ્યો.

| | | |
|---|---|---|
| ૧ નેપાળ | ખટમંડુ | રેસિડેંટ. |
| ૨ ભૂતાન | પુનાખા | " |

## પરદેશી રાજ્યો.

| | | |
|---|---|---|
| ૧ ફ્રેંચનો મુલક | પોંડીચરી | ફ્રાન્સ તરફથી ગવર્નર. |
| ૨ પોર્ટુગીઝનો મુલક | ગોવા | પોર્ટુગાલ તરફથી ગવર્નર જનરલ. |

## આ દેશના મુખ્ય કિનારા.

૧ **મલબાર કિનારો**—હિંદુસ્તાનની નૈઋત્યે છે.

૨ **કારોમાંડલ કીનારો**—હિંદુસ્તાનની અગ્નિખુણે છે.

૩ **ઓરિસ્સા કીનારો**—હુગલી અને ગોદાવરી નદીના મુખ્ય વચ્ચે છે.

૪ **ગોવળકોંડા કીનારો**—કૃષ્ણા નદીથી કામોરીન ભૂશિર સુધી છે.

૫ **કોંકણ કીનારો**—કામોરીન ભૂશિરથી મુંબાઇ સુધી છે,

૬ **બ્રહ્મદેશ કીનારો**—બ્રહ્મદેશની દક્ષિણે છે.

**મુખ્ય સમુદ્રો**— અરબી સમુદ્ર—હિંદુસ્તાનની પશ્ચિમે છે.

હિંદીમહાસાગર—હિંદુસ્તાનની દક્ષિણે છે.

**અખાતો**—

**કચ્છનો અખાત**—કાઠીઆવાડ અને કચ્છની વચ્ચે છે.

**ખંભાતનો અખાત**--કાઠીઆવાડની પૂર્વે છે

**મનારનો અખાત**—હિંદુસ્તાન અને સિલોનની વચ્ચે છે.

**માર્ટાબાનનો અખાત**— બ્રહ્મદેશની દક્ષિણે છે.

**ઉપસાગર**—બંગાળાનો ઉપસાગર—હિંદુસ્તાનની પૂર્વે છે.

**સામુદ્રધુની**—પાકની સામુદ્રધુની—સિલોન અને હિંદુસ્તાનને જુદા પાડે છે.

**સરોવર**—વલુર—કાશ્મિરમાં છે.

**સાંભર**—રજપુતાનામાં છે.

**ચિલકા ને પુલિકટ**—હિંદુસ્તાનને પૂર્વ કિનારે છે.

**બેટ**—લક્ષદ્વીપ અને માલદ્વીપ—હીંદી મહાસાગરમાં છે.

**સિલોન અને લંકા**—હિંદુસ્તાનની દક્ષિણે હિંદી મહાસાગરમાં છે.

**રામેશ્વર**—હિંદુસ્તાન અને સિલોનની વચ્ચે છે.

**આન્ડામાન અને નિકોબાર**—બંગાળાના ઉપસાગરમાં છે.

**સુગંધ દ્વીપો**—આન્ડામાન અને તેનાસરીમ વચ્ચે છે.

**દ્વીપકલ્પ**—કાઠીઆવાડ—કચ્છ અને ખંભાતના આખાતની વચ્ચે છે.

**ભૂશિરો**—મોન્ઝ—સિંધની પશ્ચિમે છે.

**કોમોરીન**—હિંદુસ્તાનની દક્ષિણે છે.

**કેલીમીઅર**—હિંદુસ્તાનની અગ્નિ ખુણે છે.

**પાલમાયરા**—હિંદુસ્તાનની પૂર્વે છે.

**નિગ્રેસ**—બ્રહ્મ દેશની દક્ષિણે છે.

**પર્વતો**—હિમાલય—દુનિયાંમાં સર્વથી ઉંચો છે, તે હિંદુસ્તાનની ઉત્તરે છે, એનું સૌથી ઉંચું શિખર એવરેસ્ટ ૨૯૦૦૨ ફુટ છે. બીજાં બે શિખરો ધવલગિરિ અને કાંચનગંગા છે, એ પર્વતપર નિરંતર બરફ રહે છે.

કારાકોરમ—હિંદુકુશ—હિંદુસ્તાનને વાયવ્ય ખુણે છે.

શિવાલિક—ગંગા ને બિઆસ નદીઓની વચ્ચે છે.

**સુલેમાન**—હિંદુસ્તાન અને અફઘાનિસ્તાનની વચ્ચે છે.
**હાલા**—સિંધને બલુચિસ્તાનથી જુદો પાડે છે.
**અરવલી**—રજપુતાનામાં છે. તેનું મુખ્ય શિખર આબુ છે.
**વિંધ્યાચળ**—મધ્ય હિંદુસ્તાનમાં છે.
**સાતપુડા**—નર્મદા અને તાપી નદીઓની વચ્ચે છે.
**સિંહાદ્રિ અથવા પશ્ચિમ ઘાટ**—દક્ષિણ હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે છે. એનું ઉંચું શિખર મહાબળેશ્વર છે.
**પૂર્વઘાટ**—દક્ષિણ હિંદુસ્તાનને પૂર્વ કિનારે છે.
**નીલગિરિ**—મ્હૈસુરની દક્ષિણે છે. તે પૂર્વ અને પશ્ચિમ ઘાટોને જોડે છે.

**પતકોઇ પર્વત**—બ્રહ્મદેશની પશ્ચિમે છે.

નદીઓ—**સિંધુ**—હિમાલય પર્વતમાંથી નીકળી અરબીસમુદ્રને મળે છે. એની મોટી શાખાઓ જેલમ, બીઆ, રાવી, ચીનાબ ને સતલજ છે.

**બંગાળા ઉપસાગરમાં પડતી નદીઓ.**

**બ્રહ્મપુત્રા**—હિમાલયમાંથી નીકળે છે. હિમાલયની ઉત્તરે તે સાંપુ નામે ઓળખાય છે.
**ગંગા**—હિમાલયના ગંગોત્રી શિખરમાંથી નીકળે છે. એની શાખાઓ ગોગ્રા, ગોમતી ને ગંડકી છે.
**જમના**—હિમાલયમાંથી નીકળી જમનાને મળે છે. ચંબલ ને બતવા એની શાખા છે.
**મહા**—સાતપુડામાંથી નીકળે છે.
**ગોદાવરી**—નાશક આગળ સિંહાદ્રી પર્વતમાંથી નીકળે છે. વેન ગંગા ને વર્ધા એની શાખા છે.

**કૃષ્ણા**—સિંહાદ્રી પર્વતમાંથી નીકળે છે. એની શાખા ભીમા ને તુંગભદ્રા છે.

## ખંભાતના અખાતને મળનારી નદીઓ.

**નર્મદા**—વિંધ્યાચળ પર્વતમાંથી નીકળે છે.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળે છે.

**સાબરમતી**—મહીકાંઠાના પર્વતમાંથી નીકળે છે.

**મહી**—માળવાના પહાડમાંથી નીકળે છે.

**બ્રહ્મદેશની નદીઓ.**

**ઈરાવતી**—બ્રહ્મદેશની ઉત્તરેથી નીકળી માર્તાબાનના અખાતમાં પડે છે.

**સાલ્વીન**—માર્તાબાનના અખાતમાં પડે છે.

**હવાખાવાનાં ઠેકાણાં**—દાર્જીલીંગ, સીમલા, મરી, આબુ, મહાબળેશ્વર, નીલગિરિ ને ઉટાકામંદ.

**મુખ્ય બંદરો**—પશ્ચિમ કિનારે—કરાંચી, પોરબંદર, ખંભાત, ભરૂચ, સુરત, મુંબાઇ, ગોવા, મેંગ્લોર, કોચીન. પૂર્વ કિનારે-તુતિકોરીન, મછલીપટ્ટણ, મદ્રાસ, પોંડીચરી, જગન્નાથપુરી, કલકત્તા, અકયાબ, રંગુન ને મોલમીન.

## વખણાતી મુખ્ય જગ્યાઓ.

**દીલ્હી**—જાણીતું ઐતિહાસીક શહેર, ને હાલની હિંદુસ્તાનની રાજધાની છે.

**કલકત્તા**-જુની રાજધાની અને સુંદર ઇમારતોનું શહેર છે.

**મુંબઈ**—હિંદુસ્તાનનું મોટું બંદર છે, અને ઘણું સુંદર છે. તથા વેપાર, હુન્નરનું મોટું મથક છે; તથા કાપડ વગેરેની મીલો છે.

**મદ્રાસ**—સુતર અને કાપડના વેપાર માટે જાણીતું છે.

**કાશ્મીર અને મુલતાન**—ઉનનાં વસ્ત્રો અને શાલ સારી બને છે.

**નાગપુર**—રેશમી ધોતીજોટા તથા ભરતકામ માટે જાણીતું છે.

**બનારસ( કાશી )**—હિંદુઓનું જાત્રાનું પવિત્ર સ્થળ છે. તથા તેમાં પિત્તળનાં વાસણ અને કસબ સારો બને છે.

**મથુરાં**—જાત્રાનું સ્થળ છે, તથા પેંડા વખણાય છે. હાલમાં ત્યાં લશ્કરની છાવણીનું મથક છે.

**આગ્રા**—એમાં પ્રખ્યાત તાજમહેલ છે, અને શેત્રંજી સારી બને છે.

**ઢાકા**—મલમલ માટે જાણીતું છે.

**જયપુર**—ચિત્રો તથા બાંધણી માટે જાણીતું છે.

**શરોહી**—તરવારો માટે જાણીતું છે.

**મીરજાપુર**—ગાલીચા સારા બને છે.

**બરહાનપુર**—શેલાં સારાં બને છે.

**કચ્છ**—ઘોડા સારા થાય છે. એને કચ્છી ઘોડા કહે છે.

**કાઠીઆવાડ**—ઘોડીઓ સારી થાય છે.

**ડુંગરપુર**—પત્થરની મૂર્તિઓ સારી થાય છે.

**અમદાવાદ**—રેશમી અને કસબી વણાટ સારા થાય છે.

**કાનપુર**—ઉનની કામળીઓ સારી થાય છે.

**ગોવળકોંડા અને પન્ના**—હીરા માટે જાણીતાં છે.

**કપડવંજ**—કાચ અને સાબુ થાય છે.

## મદ્રાસ ઇલાકો.

આ ઇલાકો હિંદુસ્તાનની દક્ષિણે છે. ત્યાંની હવા ગરમ છે. પશ્ચિમમાં વરસાદ ઘણો પડે છે, પણ દક્ષિણમાં ઝાઝો પડતો નથી.

ત્યાંનો હાકેમ ગવર્નર છે. તેને બે કૌન્સીલો મદદ કરે છે. ૧. રાજ્ય કારભાર કરનારી અને ૨. કાયદા ઘડનારી.

**રાજ્યકીય વિભાગ**—૧ ઉત્તર સરકાર, ૨ કર્ણાટક, ને ૩ મલબાર.

**બેટ**—રામેશ્વર દક્ષિણમાં, અને લક્ષદ્વીપ મલબાર કિનારા નજીક છે.

**પર્વત**—પૂર્વઘાટ, પશ્ચિમઘાટ અને નીલગીરી.

**નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પનાર, પલાર અને કોલેરન છે.

**સરોવર**—કોલર, ચિલકા અને પુલિકટ.

**મુખ્ય સ્થળો**—મદ્રાસ, રાજધાની છે, કાંજેવરમ-દેવળો માટે; વેલોર, ગાલીચા માટે; મદુરા, અસલી દેરાં છે. વીજાગાપટ્ટણ, બંદર છે ને શીંગડાના દાબડા થાય છે. ત્રીચીનાપલ્લી, જવાહીરની બનાવટના દાગીના થાય છે, ને લશ્કરી મથક છે. ઉટાકામંદ, હવા ખાવાનું સ્થળ છે, સાલેમ, પોલાદ ને ખુંદ થાય છે. મચ્છલીપટ્ટણ, નેગાપટ્ટણ, કાલીકટ, ને ટુટીકોરીન એ બંદરો છે. એમાં કિનારો કોરોમાંડલ છે.

**દેશી રાજ્યો**—ત્રાવણકોર-રાજધાની ત્રીવેંદ્રમ છે, એ હિન્દુ રાજ્ય છે. પીપર ને એલચી પેદાશ છે. બીજું કોચીન—એ પણ હિન્દુ રાજ્ય છે. રાજધાની પુરકોટ છે.

**ખનીજ ને પેદાશ**—લોઢું, તાંબુ, સોનું, હીરા, કોયલાની ખાણો છે. દરિયાના પાણીનું મીઠું પાકે છે. વળી ચોખા, બાજરી, તેલીઆં બી, તમાકુ, ગળી, શેરડી, રૂ, નાળીએર ને ખુંદ.

## બંગાળા ઈલાકો.

**નદીઓ**—ગંગા, બ્રહ્મપુત્રા, હુગલી, ભાગીરથી, કુશી ને સુવર્ણરેખા.
**ઉપસાગર**—બંગાળાનો.

**મુખ્ય સ્થળો**—કલકત્તા-પહેલાં હિંદુસ્તાનની રાજધાની હતું;

એમાં ભવ્ય ઇમારતો છે. પ્લાસી—ઐતિહાસિક સ્થળ; મુર્શિદાબાદ, રેશમ ને ગળીના વેપાર માટે જાણીતું. ડાક્કા—સુંદર મલમલ અને કાપડ બને છે. બારીસાલ—મોટો વેપાર છે. સીરજગંજ—શણનો વેપાર છે. દાર્જીલીંગ—હવા ખાવાનું મથક છે. ચંદ્રનગર—ફ્રેંચ લોકોનું શહેર છે. ચીન્સુરા પહેલાં વલંદાનું મથક હતું. સીરામપુર—ડેનલોકોનું મથક હતું. રાણીગંજ—કોયલાની ખાણો છે. બર્દવાન—હિંદી રાજાનું મથક છે.

**દેશી** રાજ્યો—કુચબિહાર, મણિપુર, અને ટિપરા.

**પેદાશ**—ઘઉં, ચોખા, બાજરી, જવ, ગળી, જ્યુટ, અફીણ, ખાંડ, તંબાકુ અને તેલીઆં બીઆં છે. અહીં રેશમના કીડા ઉછેરે છે, તથા ચાના બગીચા છે. ફણસ, કેળાં, નારંગી, અને નાળીએરીનાં ઝાડો ઘણાં છે, તથા ઇંડિઆ રબર થાય છે.

## બહાર, છોટાનાગપુર અને ઓરિસ્સાનો સંયુક્ત પ્રાંત.

**પર્વતો**—રાજમહાલ—બહારમાં છે, પારસનાથની ટેકરી એ છોટાનાગપુરમાં છે.

**નદીઓ**—ગંગા, મહા, બ્રાહ્મણી અને વૈતરણી.

**મુખ્ય સ્થળો**—બહારમાં—પટણા, એ મગધ દેશની રાજધાની હતું. ભાવલપુર મોટું શહેર છે. ગયા—જાત્રાનું ધામ છે. મોંગીરમાં બંદુકો ને પીસ્તોલો બને છે.

**ઓરિસ્સા**—એ નામ ત્યાંના ઓડ્રાસ નામના રહેવાશીઓ પરથી પડયું છે. કટક મોટું બંદર છે. **પુરી** (જગન્નાથપુરી) જગનાથના મંદિર માટે જાણીતું છે.

**છોટાનાગપુર**—પારસનાથની ટેકરી, જૈનોનું ધામ છે, રાંચી મોટું શહેર છે.

પેદાશ—બંગાળા ઇલાકામાં છે તેજ પ્રમાણે પેદાશ ને વેપાર છે.

## આસામ.

એ બ્રહ્મપુત્રા નદીના કાંઠાનો પ્રદેશ છે. આ ભાગમાં વરસાદ સારો પડે છે. એનો ઉપરી અમલદાર ચીફ કમીશનર છે. મુખ્ય નદી બ્રહ્મપુત્રા છે.

**પર્વત**—જીનતેહ અને ગારો નામના પર્વત છે.

**મુખ્ય સ્થળો**—ગૌહત્તી-મુખ્ય શહેર છે. સિલહટ-મોટું શહેર છે. સીલ્ચર-ચાના બગીચા માટે પ્રખ્યાત છે.

**પેદાશ**—ચા, કપાસ, લાખ, રબર, તથા ઇમારતી લાકડાં છે. કોયલા, લોઢું, અને ચુનાની ખાણો છે. રેશમનો વણાટ અને લાખંડી કામ થાય છે. અહીંની ભેંસો વખણાય છે.

## આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો.

**આગ્રા પ્રાંત**—આ પ્રાંતમાં-વરસાદ ઝાઝો પડતો નથી, પણ ગંગા અને જમના નદીની નહેરો છે, તે વડે ખેતી સારી થાય છે, એમાં ઉર્દુ અને હિંદી ભાષા મુખ્ય છે. પર્વત-શિવાલીક છે.

**નદીઓ**—ગંગા, રામગંગા, ગોમતી, ગોગ્રા, જમના અને બેટવા.

**મુખ્ય શહેરો**—અલ્હાબાદ-મુખ્ય શહેર છે, એને પહેલાં પ્રયાગ કહેતા. કાનપુર-લશ્કરી મથક છે ને રૂ તથા ચામડાની બનાવટ સારી છે. બનારસ (કાશી)-સૌથી મોટું ને જાત્રાનું સ્થળ છે. ગાઝીપુર-ગુલાબનું અત્તર અને અફીણનો વેપાર છે. આગ્રા-મોગલ શહેનશાહની રાજધાની હતું, ત્યાંનો તાજમહેલ જોવાલાયક છે. ફતેહપુર સીક્રી-ઐતિહાસીક શહેર છે. ફરૂકાબાદ-સારો વેપાર છે. કનોજ-આગળ પ્રખ્યાત હતું. મથુરાં-શ્રીકૃષ્ણની જન્મભૂમી છે. મીરત-લશ્કરી મથક

છે. અલીગઢ-મુસલમાની પાઠશાળા છે. રૂર્કી-ઇજનેરી કૉલેજ છે. બરેલી મોટું શહેર છે. સહરાનપુર-વ્યવસ્થાદર્શક બગીચો છે. દેહરાદુન-હવાખાવાનું મથક ને ચાનો બગીચો છે. નૈનિતાલ-એ પણ હવાખાવાનું મથક છે.

**અયોધ્યા પ્રાંત**—મુખ્ય સ્થળો-લખનો-મોટું સુંદર શહેર છે. ફૈજાબાદ-મલમલ વખણાતી હતી. અયોધ્યા શ્રીરામચંદ્રજીની જન્મભૂમિ છે.

**પેદાશ**—અનાજ; અફીણ, તેલીઆં બી, ખાંડ, રૂ, ગળી, ચા, ઘઉં, ચોખા, વગેરે થાય છે. જંગલોમાં ઇમારતી લાકડાં થાય છે. અહીં સુરોખાર પુષ્કળ થાય છે. તાંબા પીત્તળનાં વાસણ તથા દેશી કાપડ બનાવવાનો મુખ્ય ધંધો છે.

**દેશી રાજ્યો**—૧ રામપુર-ત્યાંના દુપટા સારા થાય છે. ૨ ગઢવાલ-એનું મુખ્ય શહેર તેહરી છે.

## પંજાબ પ્રાંત.

**પર્વત**—શિવાલીક અને સુલેમાન.

**નદીઓ**—સિંધુ, જેલમ, બીઆ, ચીનાબ, રાવી, સતલજ અને જમના છે.

**મુખ્ય સ્થળો**—લાહોર મુખ્ય શહેર છે. ત્યાંની ઇમારતો જોવા લાયક છે. દિલ્હી-ઐતિહાસિક શહેર છે. મુસલમાન બાદશાહોના વખતની અને હાલની રાજધાની છે. અમૃતસર-શીખ લોકનું પવિત્ર શહેર છે. તે સાલ, રેશમી ને સુતરાઉ કાપડ માટે પ્રખ્યાત છે. અંબાલા-મોટું લશ્કરી મથક છે. પાણીપત અને થાણેશ્વર-એ ઐતિહાસિક જગાઓ છે. જુના વખતમાં ત્યાં મોટી લડાઇઓ થઇ હતી. મુલતાન-માટીનાં વાસણ થાય છે. રાવળપીંડી-મોટું લશ્કરી મથક

છે. મરી–હવાખાવાનું ઠેકાણું છે. શીઆળકોટ–મોટું લશ્કરી મથક છે. અલીવાલ, ગુજરાત, ફિરોજશાહ એ ઐતિહાસીક સ્થળો છે. સીમલા–વૉયસરૉયનું હવાખાવાનું ઠેકાણું છે.

**દેશી રાજ્યો**—ઝીંદ, નભા, કપુરથલા, ફરીદકોટ, મુંદી. એ રાજ્યો મોટાં છે. એક ભાવલપુરનું રાજ્ય મુસલમાની છે, તેની રાજધાની બાવલપુર છે. બીજું શીખલોકનું પંતીઆળા છે. મુખ્ય શહેર પંતીઆળા છે. આ ભાગ ફળદ્રૂપ છે.

**પેદાશ ને હુન્નર**—ઘઉં, ચોખા, મકાઇ, બાજરી, તેલીઆં બી અને ચા છે. સિંધવની મોટી ખાણો છે. ફટકડી ને કોયલા પણ નીકળે છે. રેશમ, શાલ, ઉનનો વણાટ, સુતરાઉ કપડાં, જરીનું કામ, સોના રૂપાની કારીગરી, લોઢાપર સોના રૂપાની કારીગરી, લખોટેલાં વાસણ તથા જવાહીરનો મુખ્ય હુન્નર છે. વરસાદ ઝાઝો આવતો નથી. નહેરોને લીધે ખેતી સારી થાય છે.

## વાયવ્ય સરહદનો પ્રાંત.

એમાં પાંચ જીલ્લા ને દિર, ચિત્રાળ, ખાઇબર વગેરે ઍજન્સીઓ છે. પર્વત–સુલેમાન છે.

**ખીણ**—અફઘાનીસ્તાન અને હિન્દુસ્તાન વચ્ચે આવજા કરવાને ખાઇબરઘાટનો રસ્તો મુખ્ય છે. બીજો રમખીણનો રસ્તો છે.

**મુખ્ય સ્થળો**—પેશાવર મુખ્ય શહેર છે. તેમાં લશ્કરી છાવણી છે. ડેરાઇસમાલખાન મોટું શહેર છે. ચિત્રાલ, કોહાટ, એડવર્ડાબાદ, એબટાબાદ એ શહેરો છે.

**પેદાશ**—ઘઉં, જવ વગેરે અનાજ, તેલીઆં બી, તથા રૂની પેદાશ છે.

## અજમેર ને મ્હેરવાડા.

એનો વડો કમીશનર છે, તે રાજપુતાના એજન્સીનો એજંટ ટુ ધી ગવર્નર જનરલ ગણાય છે. ખેતીનો પાક ઝાઝો નથી. મકાઇ, જવ, જુવાર અને બાજરીનો મુખ્ય પાક છે.

**મુખ્ય સ્થળો**—અજમેર મુખ્ય શહેર છે. અહીં રાજકુમાર કૉલેજ છે; તથા ચીશતીપીરની દરગાહ છે, ત્યાં દર વર્ષે જાત્રા ભરાય છે.

## મધ્ય પ્રાંતો ને વરાડ.

એમાં થોડો ભાગ ગોંડ તથા રાજપુત ઠાકોરને તાબે છે. અસલ એ ભાગ ગોંડવા નામે ઓળખાય છે. એમાં તાપ અને વરસાદ વધુ પડે છે. મુખ્ય ભાષા હિંદી, મરાઠી ને ઉર્દુ છે. રાજ્યકારોબાર ચીફ કમીશનર ચલાવે છે. **પર્વત**—સાતપુડા ને વિંધ્યાચળ છે.

**નદીઓ**—નર્મદા, તાપી, વેનગંગા, વર્ધા, ને મહા છે.

**ભાગ**—નાગપુર, જબલપુર, છત્રીસગઢ, અને નર્મદાનો પશ્ચિમ ભાગ.

**મુખ્ય સ્થળો**—નાગપુર એમાં ધોતીજોટા અને ભરતકામ થાય છે. કામ્પટી-લશ્કરી મથક છે. હીંગણઘાટ-રૂનું મોટું મથક છે. વારોરામાં-કોયલાની ખાણો છે. ચાંદા-ગોંડ રાજ્યની જુની રાજધાની છે. જબલપોર-મોટું વેપારી શહેર છે. બાહ્રાણપુર-કસબી વણાટ માટે જાણીતું છે. રાયપુર-વેપારી મથક છે. દેશીરાજ્ય-બીસ્તર-એની રાજધાની જગદલપુર છે.

**પેદાશ અને વેપાર**—રૂ, ચોખા, ઘઉં, જુવાર, તલ, દીવેલી તથા અફીણ છે. આ ભાગમાં કોયલા અને લોઢાની ખાણો છે. સુતર કાંતવાનો મોટો હુન્નર છે. લાખ અને રેશમ જંગલમાં થાય છે.

ખાંડ, તમાકુ, ઢોર, મીઠું, કાપડ, લોઢાનો સામાન, તથા નાળીએરની આયાત છે. રૂ, અનાજ, તલ, દીવેલી, ચામડાં, ઘી, તેલ, ધાતુ, લાખ, અને રંગની મુખ્ય નિકાસ છે.

**વરાડ**—નદીઓ—વેનગંગા, પૂર્ણા અને વર્ધા છે.

**મુખ્ય સ્થળો**—ઇલીચપુર મોટું શહેર છે. ઉમરાવતી–રૂના વેપારનું મથક છે. આકોલા–વેપારી શહેર છે.

**પેદાશ**—તેલીઆં બી, બાજરી અને રૂની છે.

## કુર્ગ.

એમાં જંગલો ને પહાડો ઘણા છે. વસ્તી હિંદુ અને મુસલમાનોની છે. ભાષા કેનેરીઝ છે. મ્હૈસુરનો રેસિડંટ અહીંનો કમીશનર છે.

**મુખ્ય શહેર**—મર્કેરા છે.

**પેદાશ**—એલચી, સુખડ, નાગલી તથા તૂણ વૃક્ષનાં ઝાડો છે. સુંદ અને ડાંગેર પણ પાકે છે.

## બલુચીસ્તાન.

એ પહાડી અને રણુવાળો મુલક છે. શિયાળામાં ટાઢ ઘણી પડે છે ને ઉનાળામાં તાપ પડે છે. બોલનઘાટનો માર્ગ છે. ત્યાં ઉનાળામાં તાપ વધારે પડે છે. એનો વડો કમીશનર છે. બ્રિટિશ બલુચીસ્તાન અને બલુચીસ્તાન એવા બે ભાગ છે. બલુચીસ્તાન ખિલાતના ખાનનો છે.

**પર્વત**—સુલેમાન છે. **મુખ્ય સ્થળો**—ખેલાત રાજધાની છે. કવેટા–એ બ્રિટિશ બલુચીસ્તાનનું મુખ્ય શહેર છે.

**પેદાશ**—ખેતી બહુ થોડી છે. કેરોસીન તેલ, દરેક જાતનાં ફળ થાય છે. જાનવરોમાં ઘેટાં, ઢોર, અને ઉંટની પેદાશ મોટી છે.

## બ્રહ્મ દેશ.

આ દેશમાં તાપ ઘણો પડે છે, તેમજ વરસાદ પણ ઘણો પડે છે, જેથી ત્યાંની હવા ભેજવાળી છે.

**ભુશિર**—નિગ્રેસ—ઇરાવતી નદીની પશ્ચિમે છે.

**પર્વત**—આરાકાન, યોમ, પેગુયોમા, પશ્ચિમ અને પૂર્વમાં મુખ્ય છે.

**નદી**—ઇરાવદી, સીતોંગ, અને સાલવીન એ માર્ટાબાનના અખાતમાં પડે છે.

**મુખ્ય સ્થળો**—રંગુન–મુખ્ય શહેર અને હિંદુસ્તાનનું મોટું બંદર છે. માંડલે–જુની રાજધાની હતું. અકયાબ અને મોલમીન–સાગનાં લાકડાંનો વેપાર છે. પ્રોમ–મોટું શહેર છે. ભામો–એ વેપારી મથક છે.

**પેદાશ ને હુન્નર**—ચોખાનો પાક મોટો છે. મકાઇ, જુવાર, કઠોળ, અને તલની પેદાશ છે. જંગલોમાં ગટાપરકા, સાગ, સીસમ અને વાંસનાં ઝાડો થાય છે. ઇમારતી લાકડાંનો વેપાર છે. ખનિજ પણ ઠીક થાય છે. માંડલે આગળનાં ડુંગરમાં માણેકની ખાણો છે. કેરોસીન તેલ, સફેદ આરસ તથા કલાઇ સારા જથામાં નીકળે છે. ત્યાંના લોકો ઘંટ બનાવવાના તથા રસવાના અને કોતર કામમાં હોંશીઆર છે. સીગારેટ બનાવવા તથા રેશમી કાપડ વણવાનો હુન્નર મુખ્ય છે. ઇમારતી લાકડાં, ગુંદર, ચામડાં, કેરોસીન તેલ અને રૂ પરદેશ જાય છે.

## આંડામાન અને નિકોબાર.

બંગાળી ઉપસાગરના પૂર્વ ભાગમાં મદ્રાસ ઇલાકાની પૂર્વે આ બંને બેટ છે. હિંદુસ્તાનમાંથી દેશનિકાલની સજા પામેલા કેદીઓને

આંડામાનમાં રાખવામાં આવે છે. નિકોબાર પહેલાં ડેન્માર્કના તાબામાં હતો; સાગ તથા નાળીએરની મુખ્ય પેદાશ છે.

**મુખ્ય શહેર**—પોર્ટબ્લેર—આંડામાનનું મુખ્ય શહેર છે. અહીં કેદીઓને રાખે છે.

## વડોદરા રાજ્ય.

**મુખ્ય પ્રાંતો**—વડોદરા-કડી, નવસારી ને અમરેલી છે.

**મુખ્ય નદીઓ**—બનાસ, સરસ્વતી, મહી, ઢાઢર, નર્મદા, તાપી.

**મુખ્ય શહેર**—વડોદરા એ રાજધાની છે, એ શહેર ઘણું સુંદર છે, એમાં ભવ્ય મકાનો છે. પાદરા—શાકભાજીને માટે પ્રખ્યાત છે. ડભોઇ-એ કિલ્લેબંધી શહેર છે. પેટલાદ-એમાં રંગવાની બે મીલો છે. પાટણ-એ રજપુત રાજ્યની રાજધાની હતું. કડી—જુનું કિલ્લેબંધી શહેર છે. વીસનગર—તાંબા પીત્તળનાં વાસણ થાય છે. સિદ્ધપુર—હિંદુઓનું પવિત્ર સ્થળ છે. દ્વારકાં-એ હિંદુઓનું પવિત્ર સ્થળ છે. અમરેલી-દેશી વણાટ સારો થાય છે. નવસારી, ગણદેવી, સોનગઢ, બ્યારા વગેરે શહેરો છે.

**પેદાશ અને હુન્નર**—સઘળી જાતનું અનાજ, તમાકુ, કપાસ, તેલીઆં બી, કઠોળ વગેરે છે. કપાસ લોઢવાનાં જીનો ઘણાં છે. તાંબાપીત્તળનાં વાસણ, માટીનાં વાસણ, ખરાદી કામ, અને તેનું સંગાટ કામ સંખેડામાં ઘણું સરસ થાય છે. ઇમારતી લાકડાંની પણ પેદાશ છે.

**હકીકત**—વડોદરામાં શ્રીમંત ગાયકવાડ સરકારનું રાજ્ય છે. હાલના મહારાજા શ્રીમંત સયાજીરાવે પરદેશોમાં મુસાફરી કરી અનુભવ મેળવી પોતાની રૈયતના સુધારા માટે ઉપાયો યોજ્યા છે.

# હૈદ્રાબાદનું રાજ્ય.

અહીંના રાજ્યકર્તાને નિઝામ કહે છે. તે જાતે મુસલમાન છે. હિંદુસ્તાનનાં દેશીરાજ્યોમાં તે સર્વથી મોટું છે. ત્યાં અંગ્રેજ સરકાર તરફથી રેસિડેંટ રહે છે. લોકોનો ઘણો ભાગ મુસલમાન છે. અહીંની હવા સુકી છે. ઉર્દુ, તેલંગુ, મરાઠી, અને કેનેરીઝ ભાષાઓ બોલાય છે.

**નદીઓ**—ગોદાવરી, કૃષ્ણા, ભીમા અને તુંગભદ્રા છે.

**મુખ્ય સ્થળો**—હૈદ્રાબાદ રાજધાની છે. સિકંદરાબાદ લશ્કરની છાવણી છે. ગોવળકોંડા-હીરા માટે પ્રખ્યાત છે. વરંગુળ-તલગણની રાજધાની હતું. બીદર-મુસલમાની રાજ્યની રાજધાની હતું. કલ્યાણ-ચાલુક્યોની રાજધાની હતું. ઔરંગાબાદ-ઔરંગઝેબનું માનીતું શહેર હતું. દોલતાબાદ કિલ્લો છે. એલોરા ને એજંટા કોતરી કાઢેલાં દેરાં માટે જાણીતાં છે.

**પેદાશ**—ગોદાવરીની ખીણમાં કોયલાની ને લોઢાની ખાણો છે. કૃષ્ણાનદીની ખીણમાંથી હીરા જડે છે. તેલીઆં બી અને રૂનો પાક સારો થાય છે.

# મ્હેસુર.

આ રાજ્ય ઉપર હિંદુ રાજાનો અમલ છે. મુખ્ય વસ્તી હિંદુઓની છે. મુખ્ય ભાષા કેનેરીઝ છે. આ ભાગમાં પહાડો ને તળાવો ઘણાં છે. અહીં અંગ્રેજ સરકાર તરફથી રેસિડેંટ રહે છે.

**પર્વત**—નીલગિરિ છે

**નદીઓ**—કાવેરી, પનાર, પલાર અને તુંગભદ્રા છે.

**મુખ્ય સ્થળો**—મ્હેસુર-રાજધાનીનું શહેર છે. બેંગલોર-લશ્ક-

રી છાવણી છે. શ્રીરંગપટ્ટણ-હૈદરની રાજધાની ને ઐતિહાસીક શહેર છે. કોલર-સોનાની ખાણો છે.

**પેદાશ**—એ ઉચ્ચ પ્રદેશ છે. પશ્ચિમભાગ ડુંગરાળ ને જંગલવાળો છે. રાંગી, ડાંગેર, શેરડી, તમાકુ ને રૂની પેદાશ છે. ઇમારતી અને સુખડનાં ઝાડો ઘણાં થાય છે. વળી સોનાની ખાણો છે.

## કાશ્મીર.

એમાં હિંદુ રાજ્ય છે, ત્યાંના રાજાને મહારાજા કહે છે. આ ભાગ દુનીઆમાં ખાસ નમુનેદાર છે. કુદરતે આ જગ્યાને ખાસ મનોહર બનાવી છે. અહીંની હવા ઠંડી, આનંદદાયક અને તંદુરસ્તી આપનારી છે. વસ્તીનો મોટો ભાગ મોગલ છે. તેઓ બુદ્ધ અથવા મુસલમાની ધર્મના છે.

**પર્વતો**—હિમાલય અને કારાકોરમ મુખ્ય છે. માઉંટ ગુડવીન ઑસ્ટીન બીજું ઉંચુ શિખર છે.

**નદીઓ**—સિંધુ, જેલમ અને ચિનાબ છે. **સરોવર**-વુલર છે.

**મુખ્ય સ્થળો**—શ્રીનગર મુખ્ય શહેર નહેરોથી વીંટળાયલું છે, એને હિંદુ વેનીસ ગણવામાં આવે છે. જમું-મોટું મથક છે. લેહ-મોટું વેપારી સ્થળ છે.

**પેદાશ**—અનાજ, ઇમારતી લાકડું, શાલ, કાપડ, ફળો અને ઘીની પેદાશ છે. શાલ અને ગાલીચા વણવાનો તથા બકરાના અને ઉંટના વાળનું કાપડ બનાવવાનો હુન્નર છે.

આ ભાગ ૧૮ દેશી રાજ્યોમાં વહેંચાયલો છે. તેના ઉપર પોલિટીકલ એજંટ દેખરેખ રાખે છે તે અજમેર અને મ્હેરવાડાનો કમિશનર છે. તેમાં હિંદી ભાષાને લગતી કેટલીક જુદી જુદી ભાષા બોલાય છે. પૂર્વભાગમાં વધારે અને અરવલી ડુંગરામાં ઓછો વર-

સાદ પડે છે. વાયવ્ય તરફ ઘણી ટાઢ અને તાપ પણ ઘણો પડે છે.

**મુખ્ય રણ**—મારવાડનું છે.

**મુખ્ય નદીઓ**—ચંબલ, બનાસ ને લુણી છે.

**મુખ્ય પર્વત**—અરવલી અને આબુ છે.

**મુખ્ય સરોવર**—સાંબર એનું પાણી ખારૂં છે.

**જાત્રાનાં સ્થળો**—આબુ તથા પુષ્કરજી (પોકરજી) અજમેરની પાસે છે. આબુમાં જૈન લોકોનાં દેરાં છે, અને પુષ્કરજીમાં બ્રહ્માનું દેરૂં છે.

**દેશી રાજ્યો**—ઉત્તરમાં બીકાનેર ને અલવર. પૂર્વમાં કીશનગઢ, જેપુર, ભરતપુર, ધોળપુર, કીરોલી, અને ટોંક. દક્ષિણમાં બુંદી, કોટા, ઝાલાવાડ, પ્રતાપગઢ, વાંસવાડા, ડુંગરપુર, મેવાડ અથવા ઉદેપુર અને પશ્ચિમમાં મારવાડ અથવા જોધપુર અને જેસલમીર.

ભરતપુર અને ધોળપુરનાં રાજ્યો જાટ લોકનાં છે. ટોંક મુસલમાન નવાબનું છે, બાકીનાં રાજ્યો રજપુતોનાં છે.

**મુખ્ય સ્થળો**—ઉદેપુર ઘણું સુંદર છે. ચિત્તોડમાં મજબુત કિલ્લો છે. મારવાડના બળદ તથા ઊંટો સારાં છે, અહીં આરસપહાણ જડે છે. બીકાનેરની સાંઢણી ઝડપમાં પ્રખ્યાત છે. બ્રિટિશ રાજ્યનો કેટલોક ભાગ છે, તેનું મુખ્ય શહેર અજમેર છે. જેપુરમાં સોના, રૂપાની, રત્નોની અને તાંબાની કિમતી ખાણો છે. શીરોહીમાં તરવારનાં પાનાં સરસ થાય છે.

**પેદાશ**—અનાજમાં ઘઉં અને મકાઇ થાય છે. સોનાની, રૂપાની, રત્નોની, તાંબાની તથા આરસની ખાણો છે; કેટલાક ભાગમાં સિંધવની પણ ખાણો છે. જાનવરોમાં ઉંટની પેદાશ મુખ્ય છે.

## મધ્ય હિંદ એજન્સી.

આ એજન્સીમાં ૧૪૮ ખંડીઆં નાનાં દેશી રાજ્યો છે. તેઓ

એજંટ ટુ ધી ગવર્નર જનરલના તાબામાં છે. આ ભાગમાં વરસાદ થોડો પડે છે. દક્ષિણમાં હવા સાધારણ છે. પણ ઉત્તરમાં ગરમી ને ઠંડી વિશેષ છે. લોકોની મુખ્ય ભાષા હિંદી છે. ડુંગરોમાં ગોંડ અને ભીલ જાતના લોકો રહે છે.

**મુખ્ય પર્વત**—વિંધ્યાચળ ને સાતપુડા.

**મુખ્ય નદીઓ**—નર્મદા, સોણ અને ચંબલ છે.

**મુખ્ય દેશીરાજ્યો**—૧ બુંદેલખંડ-એમાં મુખ્ય સંસ્થાન પન્ના ને તેહરી છે. પન્નામાં હીરાની ખાણો છે.

૨ રેવા—મુખ્ય શહેર રેવા છે. અહીં કિમતી ખાણો છે. દક્ષિણે કોયલાની ખાણો છે.

૩ ઇંદોર—આ ભાગમાં અફીણનો પાક વધારે છે. ત્યાંનો રાજા હોલ્કર વંશનો છે, તેની રાજધાની ઇંદોર છે. મઉ લશ્કરી છાવણી છે. ઇંદોરની પશ્ચિમે ધારનું નાનું રાજ્ય છે.

૪ ભોપાળ—અહીંની રાજકર્તા બેગમ છે, તે મુસલમાન છે. મુખ્ય શહેર ભોપાળ બેતવા નદી ઉપર છે.

૫ ગ્વાલિઅર—મધ્ય હિંદ એજન્સીમાં આ રાજ્ય સૌથી મોટું છે. તે સિંધિઆનું છે. મુખ્ય ભાષા હિંદી છે. ઉત્તર ભાગ ગરમ, પહાડી ને ઉજડ છે. દક્ષિણ ભાગ રસાળ ને ઠંડો છે. મુખ્ય શહેર ગ્વાલીઅરમાં લશ્કર રહે છે, તે રાજધાની છે. ત્યાંનો કિલ્લો જોવાલાયક છે. ઉજ્જન માળવાની રાજધાની હતું. નીમચમાં લશ્કરી છાવણી છે.

**પેદાશ**—ઘઉં, અફીણ, રૂ, શેરડી, તથા તમાકુ મુખ્ય છે. હીરા અને રત્નની ખાણો પણ છે.

## નેપાળ.

હિંદુસ્તાનની ઉત્તરે આ સ્વતંત્ર પહાડી રાજ્ય છે. ત્યાંના લોકો

ગુરખા જાતના છે, તેઓ ઘણાંજ ચંપળ અને ચાલાક છે. અહીં જંગલો ઘણાં ને હવા સારી છે. લોકો બૌદ્ધ ધર્મ માને છે. અહીં રેસિડંટ રહે છે.

**પર્વત**—હિમાલય છે. તેનાં મોટાં શિખરો ધવલગિરિ અને એવરેસ્ટ એ નેપાળમાં છે.

**નદીઓ**—ગોગ્રા, ગંડકી, અને કુશી.

**મુખ્ય સ્થળો**—ખટમંડુ એ રાજધાની છે, ને તે ઉંચી જગ્યામાં આવેલું શહેર છે.

**પેદાશ**—ખીણોમાં પાક સારો થાય છે. ચોખા, ડાંગેર, તમાકુ અને તેલીઆં બીઆંની પેદાશ મોટી છે. સાગ અને સીસમનાં ઝાડો પણ ઘણાં થાય છે.

## ભુતાન.

એ સિકિમની પૂર્વે સ્વતંત્ર રાજ્ય છે. તે પહાડી છે. લોકો મજબુત બાંધાના અને બૌદ્ધ ધર્મ માને છે.

**વેપાર**—ઉન, મીણ, તથા કસ્તુરીની મુખ્ય નિકાસ છે. મુખ્ય આયાત સુતરાઉ કાપડ, સોપારી, તમાકુ અને રેશમની છે. આ દેશનાં ટટ્ટુઓ ઘણાં સરસ થાય છે ને તે પરદેશ જાય છે.

**મુખ્ય શહેર**—પુનાખા એ રાજધાનીનું મથક છે.

## પરદેશી સંસ્થાનો.

**ફ્રેંચ સંસ્થાનો**—પોંડીચરી, કારીકલ, માહી અને યાનાન એ મદ્રાસ ઇલાકામાં છે. ચંદ્રનગર એ બંગાળામાં છે. પોંડીચરીમાં આ સંસ્થાનોનો એક ફ્રેંચ ગવર્નર રહે છે.

**પોર્ટુગીઝ સંસ્થાનો**—ગોવા અને દમણ મુંબાઇની દક્ષિણ ઉત્તર આવેલાં છે, ને દીવ કાઠીઆવાડમાં છે. ગોવામાં પોર્ટુગીઝ ગવર્નર રહે છે.

# સીલોન (લંકા)

આ મોટા બેટ હિંદુસ્તાનની દક્ષિણે છે. એમાં તામીલ, સીંગાલીઝ અને મુર જાતના લોકો છે. તેમાં બોદ્ધ અને હિંદુ ધર્મો મુખ્ય છે. તે અંગ્રેજને તાબે છે. અંગ્રેજ તરફથી ત્યાં ગવર્નર રહે છે, તેની નીમણુંક ઇંગ્લાંડની સરકાર કરે છે. માલદ્વીપ એ સીલોનના ગવર્નરની દેખરેખમાં છે.

**પર્વત**—એડમ મોટો પર્વત છે. તેનું શિખર પેદ્રાતાલાગા છે. **નદી**-મહાવીલી ગંગા

**મુખ્ય સ્થળો**—કોલંબો મુખ્ય શહેર છે. અહીં બુંદ, કોપરેલ અને તજનો મોટો વેપાર છે. કાંડી, લંકાની જુની રાજધાની છે. પોઈંટડીગાલી બંદર છે. ત્રીકોમાલી દરિયાઇ લશ્કરનું મથક છે.

**પેદાશ**—ચા, નાળિએર, કોફી, પાન, તજ અને સીન્કોના મુખ્ય થાય છે. જાનવરોમાં હાથી, ચિત્તા, તથા રીંછ જંગલમાં ઘણાં છે. હીરા અને પ્લંબેગોની કિમતી ખાણો છે. કિનારાપર મીઠું ઘણું થાય છે. મનારના અખાતમાંથી મોતી નીકળે છે.

## નદીપરનાં મોટાં શહેરો.

સિંધુ—ઉપર-પેશાવર, અટક, હૈદ્રાબાદ, ઠઠ્ઠા અને કરાંચી.

| | | |
|---|---|---|
| જેલમ | ,, | કાશ્મીર. |
| બીઆસ | ,, | જલંદર. |
| ચીનાબ | ,, | મુલતાન. |
| રાવી | ઉપર | લાહોર. |
| સતલજ | ,, | લુધીઆણા. |
| બ્રહ્મપુત્રા | ,, | જમાલપુર ને વિશ્વનાથ |
| ગંગા | ,, | હરદ્વાર, કાનપુર, અલ્હાબાદ, કાશી તથા કલકત્તા. |

| | | |
|---|---|---|
| જમનાં | ઉપર | દીલ્હી, આગ્રા ને મથુરાં |
| ગોગ્રા | ,, | અયોધ્યા. |
| ગોમતી | ,, | લખનૌ |
| મહા | ,, | કટક. |
| ગોદાવરી | ,, | નાશક, ઔરંગાબાદ. |
| કૃષ્ણા | ,, | મચ્છલીપટ્ટણ. |
| કાવેરી | ,, | શ્રીરંગપટ્ટણ ને ત્રીચીનાપલ્લી. |
| નર્મદા | ,, | જબલપુર ને ભરૂચ. |
| તાપી | ,, | સુરત ને બહ્રાનપુર. |
| સાબરમતી | ,, | અમદાવાદ. |
| મહી | ,, | ખંબાત. |

# લેખાં.

## કળશીનાં લેખાંની કુંચીઓ.

કળશીના ૧૬ મણને રૂપીઆના ૧૬ આનાએ ભાગતાં આનાનું ૧ મણ આવે. તેથી,

૧. જેટલે રૂપીએ કળશી તેટલે આને મણ, ને તેટલા પૈસાનું ૧૦ શેર.

કળશીના શેર ૬૪૦, અને રૂપીઆની બદામ ૧૬૦૦ ને ભાગતાં ૧ શેરની ૨॥ બદામ આવે છે માટે.

૨. જેટલે રૂપીએ કળશી તેથી ૨॥ ગણી બદામે શેર.

કળશીના રૂપીઆભાર ૧૬ × ૪૦ × ૪૦ = ૨૫૬૦૦ ને રૂપીઆની વીસવાસી ૧૬૦૦ બદામ × ૧૬ = ૨૫૬૦૦ વિસવાસીએ ભાગતાં એક રૂપીઆભારની એક વિસવાસી આવે છે માટે,

૩. જેટલે રૂપીએ કળશી તેટલી વિસવાસીએ રૂપીઆભાર.

એક આનાના ઉપઆના ૧૬, અને કળશીના મણ ૧૬ એ ભાગતાં એક મણનો એક ઉપઆનો આવે છે. અથવા એક આનાની પાઇ ૧૨ ને કળશીના મણ ૧૬ એ ભાગતાં મણની ળ॥ ૧ આવ છે માટે.

૪. જેટલે આને કળશી તેટલા ઉપઆનાનું મણ અથવા તેટલી પોણીપાઇએ મણ.

એક આને શેર હોય તો કળશીના શેર ૬૪૦ ના ૬૪૦ આના એટલે એક કળશીના ૪૦ રૂપીઆ આવે માટે,

૫. જેટલે આને શેર તેથી ૪૦ ગણે રૂપીએ કળશી.

૬. જેટલે પૈસે શેર તેથી ૧૦ ગણે રૂપીએ કળશી.

ઉદા૦ ૧ ૧૭॥ રૂ. કળશી બાજરી તો મણ ૨। શેર ૬ નું શું ?
જ. રૂ ૨॥ દોકડા ૧૬।.

ઉદા૦ ૨ રૂ. ૪૨॥ એ કળશી તલ હોય તો રૂ. ૧) ના કેટલા ?
જ. ૦। મણ ૫ શેર ૨॥ રૂ. ભાર.

ઉદા૦ ૩ રૂ. ૨૪॥≈ કળશી બાવટો તો મણ ૨॥ શેર ૬ નું શું ?
જ. રૂ. ૪)−। બ. ળ॥ વી. ૨

ઉદા૦ ૪. રૂ ળ॥≈॥ કળશી તો ૬॥ મણનું શું ?
જ. રૂ. ૦−॥। ≈। આની.

ઉદા૦ ૫. રૂ. ૦)−નું ૧। શેર દુધ તો કળશીનો શો ભાવ ? જ. રૂ. ૩૨)

ઉદા૦ ૬. રૂ. ૦)−॥। નું શેર સુરણ તો કળશીનો શો ભાવ ?
જ. રૂ. ૭૦).

## ખાંડીનાં લેખાંની કુંચીઓ.

ખાંડીના ૨૦ મણને રૂપીઆના ૧૬ આનાએ ભાગતાં ૧ આનાનું ૧। મણ આવે માટે

( ૧ ) જેટલે રૂપીએ ખાંડી તેટલા આનાનું સવા મણ, ને તેટલા પૈસાનું ૧૨ા શેર.

એક રૂપીઆના સો દોકડાને ખાંડીના ૨૦ મણે ભાગતાં એક મણના પાંચ દોકડા આવે છે. ને મણના ૪૦ શેરને ૫ એ ભાગતાં એક દોકડાનું ૮ શેર આવે છે, માટે

( ૨ ) જેટલે રૂપીએ ખાંડી તેથી ૫ ગણે દોકડે મણ, અને તેટલા દોકડાનું ૮ શેર.

રૂપીઆની બદામ ૧૬૦૦ ને ખાંડીના શેર ૮૦૦ એ ભાગતાં એક શેરને માથે બે બદામ આવે છે.

( ૩ ) જેટલે રૂપીએ ખાંડી તેથી બમણી બદામે શેર, ને તેટલી બદામનું ૦ાા શેર.

આનાની બદામ ૧૦૦ ને ખાંડીના ૨૦ મણે ભાગતાં ૧ મણની ૫ બદામ આવે. માટે

(૪) જેટલે આને ખાંડી તેથી પાંચ ગણી બદામે મણ.

એક આનાની વીસવાસી ૧૬૦૦ ને ખાંડીના શેર ૮૦૦ એ ભાગતાં એક શેરની બે વીસવાસી આવે છે. માટે,

(૫) જેટલે આને ખાંડી તેથી બમણી વીસવાસીએ શેર.

એક આને શેર હોય તો ખાંડીના ૮૦૦ શેરના ૮૦૦ આના એટલે ૫૦ રૂપીઆ આવે માટે,

૬. જેટલે આને શેર તેથી ૫૦ ગણે રૂપીએ ખાંડી.

૭. જેટલે પૈસે શેર તેથી ૧૨ાા ગણે રૂપીએ ખાંડી.

ઉદા૦ ૧. રૂ. ૩૫ાા એ ખાંડી દાળ મળે તો મણ ૪ાા નું શું ?

જ. રૂ. ૭ાાા દોકડા ૨૩ાા.

ઉદા૦ ૨ રૂ. ૧૭ા એ ખાંડી મગ હોય તો મણ ૪)શેર ૮ નું શું

જ૦ રૂ ૩ાા દોં૦ ૧૨ા.

ઉદા૦ ૩ રૂ. ૩૭ાા ખાંડી કમોદ હોય તો મ૦ ૩ાા શેર ૮નું શું ?

જ૦ રૂ. ૭ દોં૦ ૧૮ બ૦ ૧ાા.

ઉદા૦ ૪ રૂ. ૦ાાા ખાંડી તો ૬ાા મણનું શું ?

જ૦ ૦)ા દોં૦ ૧ બ૦ ૦ા.

ઉદા૦ ૫ રૂ. ૦ાાા ૦ાા ખાંડી તો ૩ાા શેરનું શું ?

જ૦ બદામ પા વીં૦ ૩ાા.

ઉદા૦ ૬ રૂ. ૦) ાા શેર તો ખાંડીનો ભાવ શો ? જ૦ રૂ. ૧૧૨ાા.

ઉદા૦ ૭ મોટે પૈસે શેર તો ખાંડીનો ભાવ શો ? જ૦ રૂ. ૧૮ાાા.

## તોલાનાં લેખાંની કુંચીઓ.

એક રૂપીઆને તોલાના બે ગદીઆણાએ ભાગતાં ગદીઆણાનો ૦ાા આવે છે. માટે,

૧ જેટલે રૂપીએ તોલો તેથી અરધે રૂપીએ ગદીઆણો.

રૂપીઆના ૧૬ આનાને તોલાના ૩૨ વાલે ભાગતાં વાલનો અરધો આનો આવે. માટે,

૨ જેટલે રૂપીએ તોલો તેથી અરધે આને વાલ.

રૂપીઆની ૧૯૨ પાઇને તોલાના ૯૬ રતીએ ભાગતાં રતીની બે પાઈ આવે માટે.

૩ જેટલે રૂપીએ તોલો તેથી બમણી પાઇએ રતી.

એક રૂપીઆની ૧૯૨ પાઇને તોલાના ૧૨ માસાએ ભાગતાં માસની ૧૬ પાઇ આવે. માટે

૪ જેટલે રૂપીએ તોલો તેથી ૧૬ ગણી પાઇએ માસો.

એક આનાના બે અરધા આનાને તોલાના બે ગદીઆણાએ ભાગતાં ગદીઆણાનો અરધો આનો આવે છે. માટે

૫ જેટલે આને તોલો તેથા અરધે આને ગદીઆણો.

આનાની ૧૨ પાઇને તોલાના ૧૨ માસાએ ભાગતાં માસાની ૧ પાઇ આવે છે. માટે

૬ જેટલે આને તોલો તેટલી પાઇએ માસો.

એક આનાની ૧૨ પાઇને તેની ૧૬ પોણી પાઇને તોલાના ૩૨ વાલે ભાગતાં એક પોણી પાઇના બે વાલ આવે. અથવા એક આનાના સોળ રૂપઆનાને તોલાના ૩૨ વાલે ભાગતાં વાલને માથે અરધો રૂપઆનો આવે છે. માટે

૭ જેટલે આને તોલો તેટલે રૂપઆને અથવા ૦ાા પાઇએ ૨ વાલ, ને તેથી અર્ધે રૂપઆને વાલ.

તોલાના ૩૨ વાલ, માટે એક આને વાલ હોય તો તોલાના ૨ રૂપીઆ આવે. માટે,

૮. જેટલે આને વાલ તેથી બમણે રૂપીએ તોલો.

ઉદા૦ ૧ સોનાનો ભાવ રૂ. ૨૨ાા તોલાના હોય તો ૨ાા ગદીઆણાનું શું? જ. રૂ. ૨૮)≈

ઉદા૦ ૨ રૂ. ૨૧ાા એ તોલો શોનું હોય તો ૪ાા વાલનું શું? જ. રૂ. ૩)૦ા≈.

ઉદા૦ ૩ રૂ. ૨૦ાા એ તોલો સોનું તો વાલ ૩ ને ૨ાા રતીનું શું? જ. રૂ. ૨ા≈ ૦ાા પાઇ.

ઉદા૦ ૪ રૂ. ૨૧ાા એ તોલો સોનું તો ૨ાા માસાનું શું? જ. રૂ. ૪ા≈ા ૨ પાઇ.

ઉદા૦ ૫ રૂ. ૧૬ા≈ તોલો તો રૂ. ૬૯ાાનું કેટલું? જ. તોલા ૪ા.

ઉદા૦ ૬ રૂ. ૦ા≈ા તોલો ચાંદી હોય તો ૬ાા ગદીઆણાનું શું? રૂ. ૨)≈ = ઉ૦ આ૦

ઉદા૦ ૭ રૂ. ચાા⁄ના તોલો તો રાા માસનું જ૦ રૂ૦)ત્રાા ળાા પાઇ.
ઉદા૦ ૮ તોલાનો ભાવ રૂ. ૧) ૧ા દોકડો હોય તો રૂ. ૫૦ાા⁄
 ની ચાંદી કેટલી ? જ. ૫૦ તોલા.
ઉદા૦ ૯ રૂ. ાા⁄ના એ વાલ તો ૬ાા તોલાનું ? જ૦ રૂ. ૧૨૩ાા

# ગદીઆણાના લેખાંની કુંચીઓ.

રૂપીઆના ૧૬ આનાને ગદીઆણાના ૧૬ વાલે ભાગતાં વાલનો એક આનો આવે. માટે,

૧ જેટલે રૂપીએ ગદીઆણો તેટલે આને વાલ.

રૂપીઆની ૧૯૨ પાઇને ગદીઆણાની ૪૮ રતીએ ભાગતાં રતીની ૪ પાઇ આવે. માટે,

૨ જેટલે રૂપીએ ગદીઆણો તેથી ૪ ગણી પાઇએ રતી.

રૂપીઆની ૧૯૨ પાઇને ગદીઆણાના ૬ માસાએ ભાગતાં માસાની ૩૨ પાઇ આવે. માટે,

૩ જેટલે રૂપીએ ગદીઆણો તેથી ૩૨ ગણી પાઇએ માસો.

એક આનાની ૧૨ પાઇને ગદીઆણાના ૬ માસાએ ભાગતાં માસાની બે પાઇ આવે માટે.

૪ જેટલે આને ગદીઆણો તેથી બમણી પાઇએ માસો.

આનાની ૧૨ પાઇને ગદીઆણાના ૧૬ વાલે ભાગતાં વાલની ૦ાા પાઇ આવે. માટે,

૫ જેટલે આને ગદીઆણો તેથી ૦ાા પાઇએ વાલ.

આનાની ૧૨ પાઇને ગદીઆણાના ૪૮ રતીએ ભાગતાં ર રતીની ૦ા પાઇ આવે. માટે,

જેટલે આને ગદીઆણો તેથી ૦ા પાઇએ રતી.

એક આને વાલ હોય તો ગદીઆણાના ૧૬ વાલનો એક રૂપીઓ આવે. માટે,

૭ જેટલે આને વાલ તેટલે રૂપીએ ગદીઆણો.

ઉદા૦ ૧ રૂ. ૭॥ ગદીઆણો તો ૨॥ વાલનું શું ?
 જ૦ રૂ. ૧)≡ ૧॥ પાઇ.

ઉદા૦ ૨ રૂ. ૮। ગદીઆણો તો ૩ વાલ રતીનું ? જ૦ રૂ, ૧॥=.

ઉદા૦ ૩ રૂ. ૮॥ ગદીઆણો તો ૧॥ માસાનું શું ? જ૦ રૂ. ૨)≡.

ઉદા૦ ૪ રૂ. ૮॥≡ ગદીઆણો તો ૦॥ માસો ૧॥ વાલ ૧॥ રતીનું શું ? જ૦ રૂ. ૨)≡॥

ઉદા૦ ૫ ગદીઆણા કેસરના રૂ. ૦।– બેસે તો પાશેરનું શું ?
 જ૦ રૂ. ૬।

ઉદા૦ ૬ રૂ. ૭॥ ગદીઆણો તો રૂ. ૪૫॥≡ નું કેટલું ?
 જ૦ ૬, ગ૦ ૨ વાલ,

ઉદા૦ ૭ રૂ. ૦)=॥ વાલ તો ૧॥ ગદીઆણાનું શું ? જ૦ રૂ ૪)=

# લુગડાં માપવાનાં લેખાં.

## ગજનાં લેખાંની કુંચીઓ.

રૂપીઆની ૧૯૨ પાઇ ને ગજના ૨૪ તસુએ ભાગતાં તસુની ૮ પાઇ આવે છે. માટે,

૧ જેટલે રૂપીએ ગજ તેથી આઠ ગણી પાઇએ તસુ.

રૂપીએ ગજ હોય તો ગજના તસુ ૨૪ એ ૩ હાથના ૬૦ તસુને ભાગતાં ૩ હાથના રૂ. ૨॥ આવે છે. માટે,

૨ જેટલે રૂપીએ ગજ તેથી ૨॥ ગણે રૂપીએ ૩ હાથ.

રૂપીએ ગજ હોય તો વારના ૧॥ ગજ માટે વારનો દોઢ રૂપીઓ આવે. માટે,

૩ જેટલે રૂપીએ ગજ તેથી ૧॥ ગણે રૂપીએ વાર. ( યાર્ડ )

૪ રૂપીઆનું જેટલા ગજ તેટલા તસુની ૮ પાઇ.

એક આનાની ૧૨ પાઇને ગજના ૨૪ તસુએ ભાગતાં તસુની ૦॥ પાઇ આવે માટે,

૫ જેટલે આને ગજ તેથી અરધી પાઇએ તસુ.

એક તસુની અરધી પાઇને હાથના ૨૦ તસુએ ગુણતાં ૧૦ પાઇ આવે. માટે,

૬ જેટલે આને ગજ તેથી ૧૦ ગણી પાઇએ હાથ.

ગજનો એક આનો હોય તો વારનો ૧॥ ગજ માટે વારનો ૧॥ આનો આવે. માટે,

૭ જેટલે આને ગજ તેથી ૧॥ ગણે આને વાર.

ઉદા૦ ૧. રૂા. ૧૫॥ ગજ કિનખાબ મળે તો ૪ તસુનું શું?
જ૦ રૂ. ૨॥।–। ૧ પાઇ.

ઉદા૦ ૨. રૂ. ૧॥ ગજ ગજીઆણી મળે તો ૨ હાથનું શું?
જ૦ રૂા. ૨॥.

ઉદા૦ ૩. રૂ. ૧૫॥।– ગજ બનાત મળે તો ૫॥ વારનું શું?
જ૦ રૂા. ૧૨.૮।=।.

ઉદા૦ ૪. રૂ. ૧૨॥ નો ૪૦ ગજનો છીંટનો તાકો આવે તો ૨૦ વારનું શું બેસે? જ૦ રૂા. ૯।=.

ઉદા૦ ૫. રૂ. ૧) ની ૬ ગજ છીંટ મળે તો ૧૧ ગજનું શું?
જ૦ રૂા. ૦)≡। ૧ પાઇ.

ઉદા૦ ૬. રૂ. ૧) ની ૮ ગજ છીંટ તો ૧૨ હાથનું શું? જ૦ રૂ. ૧૧

ઉદા૦ ૭. રૂ. ०॥।–॥ ગજ કોર આવે તો રૂ. ૫૪॥।–॥ ની કેટલી?
જ૦ ગજ ૬૫.

# સેંકડાનાં લેખાંની કુંચીઓ.

સેંકડાના ૧૦૦ નંગને રૂપીઆના ૧૦૦ દોકડાએ ભાગતાં એક નંગનો એક દોકડો આવે છે. માટે,

૧ જેટલે રૂપીએ સેંકડો તેટલે દોકડે નંગ

સેંકડાના ૧૦૦ નંગને આનાની ૧૦૦ બદામે ભાગતાં ૧ બદામનું ૧ નંગ આવે છે. માટે,

૨ જેટલે આને સેંકડો તેટલી બદામે નંગ.

## દાખલા.

૧ રૂ. ૧૭ાા સેંકડો તો ૧૨ નંગનું શું ? જ૦ રૂ. ૨) ૧૩ દો૦

૨ રૂ. ૪ાા સેંકડો તો રૂ. ૫ાા= નાં કેટલાં ? જ૦ રૂ. ૧૨૫

૩ રૂ. ૩ાા સેંકડો તો ૪૮૫ નંગનું શું ? જ૦ રૂ. ૧૮)≡

૪ રૂ. ૧૬ાા= સેંકડો તો ૩૬ નંગનું શું ? જ૦ રૂ. ૫ાા≡૪ાા દો.

૫ રૂ. ૨૬ાા= સેંકડો તો કોડી (૨૦ નંગ)નું શું ? જ૦ રૂ. ૫ા ૭ાા દો.

૬ એક કેળાનો મોટો પૈસો આપ્યો ત્યારે સેંકડાનો શો ભાવ પડયો ?
જ૦ રૂ. ૨ા⌐ાા

૭ સવા રૂપીઆના ૧૬ પુળા આણ્યા તો સેંકડાનો શો ભાવ પડયો ?
જ૦ રૂ. ૭ાા⌐

# હજારનાં લેખાંની કુંચીઓ.

હજારને રૂપીઆના ૧૦૦ દોકડાએ ભાગીએ તો એક દોકડાનાં ૧૦ નંગ આવે. માટે,

૧ જેટલે રૂપીએ હજાર તેટલે દોકડે ૧૦ નંગ, અને તેથી ૧૦ ગણે દોકડે ૧૦૦ નંગ. પૈસાની એક પૂળી હોય તો હજારના રૂ. ૧૫ાા= આવે, માટે એક પૈસાની જેટલી પૂળા કહી હોય તેટલાએ ૧૫ાા= ને ભાગીએ તો હજારની કિંમત આવે. માટે,

૨ પૈસાનાં જેટલાં નંગ તેટલાએ રૂ. ૭ાા=ને ભાગતાં જે આવે તેટલે રૂપીએ હજાર. હજારને આનાની સો બદામે ભાગીએ તો ૧ બદામનાં ૧૦ નંગ આવે, ને તેથી ૧૦ બદામનાં ૧૦૦ નંગ આવે. માટે,

૩ જેટલે આને હજાર તેટલા બદામે ૧૦ નંગ, અને તેથી ૧૦ ગણી બદામે ૧૦૦ નંગ.

દાખલા.

૧ રૂ. ૩ાા હજાર પૂળી તો ૬૫ નંગનું શું? જ૦ ૨૪ા દો૦ ૨ બ૦
૨ રૂ. ૭ાા હજાર ઇંટો હોય તો ૧૫૫૦ નું શું? જ૦ રૂ. ૧૨૦)=
૩. રૂ. ૪ાા હજાર નળીઆં હોય તો ૨૦૦ નંગનું શું?
જ૦ રૂ. ૦ાા ૨૦ દો૦
૪ એક પૈસાની ૫ પૂળી તો હજાર પૂળીનો શો ભાવ? જ૦ રૂ. ૩)=
૫ રૂ. ૨ાા હજાર પૂળી તો રૂ. ૦ાા ની કેટલી? જ૦ ૨૦૦
૬ રૂ. ૨ાા= હજાર નળીઆં તો ૩૦ નું શું? જ૦ ૭ાા દો૦ ૨ બ૦

## મણના હારાનાં લેખાની કુંચીઓ.

હારાના શેર ૨૮૦ ને રૂપીઆના ૧૬ આનાએ ભાગતાં એક આનાનું ૧૭ાા શેર આવે છે. માટે,

૧ જેટલે રૂપીએ હારો તેટલા આનાનું ૧૭ાા શેર; ને તેટલા પૈસાનું શેર ૪ા= ને તેથા ૧ા ગણે દોકડે ૩ા શેર, ને તેટલી બદામનું ૭ રૂપીઆભાર.

હારાના ૨૮૦ શેરને એક આનાના ૧૬ ઉપઆનાએ અથવા ૧૬ પોણીપાઇએ ભાગતાં એક પોણી પાઇ અથવા એક ઉપઆનાનું ૧૭ાા શેર આવે છે. માટે,

૨ જેટલે આને હારો તેટલા ઉપઆના અથવા પોણી પાઇનું

૧ાા શેર, અને તેથી ૧૧ ગણી બદામે ૩ાા શેર, અને તેટલી વાસ-વાસીએ ૧૭ રૂપીઆભાર.

૧ રૂ. ૭ાાા હારે તો મ० ૧૧ ૨ા શેરનું શું? જ० રૂ. ૧૧ા

૨ રૂ. ૬ાા) હારે તો શેર ૧૩)=નું શું આપવું? જ० રૂ. ૦ા ૧૦ાા પાઈ.

૩ રૂ. ૫ાા હારે તો રૂ. ૧૧ નું કેટલું? જ० મ० ૧ાા ૩ાા શે० ૫ાા રૂ० ભાર.

૪ રૂ. ૧૩ાા= હારે તો શેરે ૦ાા=નું શું બેસે? જ० ૪ા દો० ૨ વી०

## ભારનાં લેખાંની કુંચીઓ.

ભારના ૨૯ મણુને રૂપીઆના ૧૬ આનાએ ભાગતાં આનાનું ૧ાા મણુ આવે. માટે,

૧ જેટલે રૂપીએ ભાર તેટલા આનાનું ૧ાા મણુ ને તેટલા પૈસાનું ૧૫ શેર.

ભારના શેર ૯૬૦ ને રૂપીઆના સવા દોકડા ૮૦ એ ભાગતાં એક સવા દોકડાનું ૧૨ શેર આવે. ને રૂપીઆની ૧૯૨ પાઈએ ભાગતાં ૧ પાઈનું ૫ શેર આવે. માટે,

૨ જેટલે રૂપીએ ભાર તેથી ૧૧ ગણે દોકડે ૧૨ શેર ને તેટલી પાઈનું ૫ શેર.

ભારના મણુ ૨૪ ને આનાના ૪ પૈસાએ ભાગતાં પૈસાનું ૬ મણુ આવે, ને આનાની ૧૨ પાઇને ભારના ૨૪ મણે ભાગતાં મણુની ૦ાા પાઇ આવે. માટે

૩ જેટલે આને ભાર તેટલા પૈસાનું ૬ મણુ, તે તેથી ૦ાા પાઇનું મણુ.

ભારના શેર ૯૬૦ ને એક આનાની સવા બદામ ૮૦ એ ભાગતાં સવા બદામનું ૧૨ શેર આવે છે, ને ભારના પોણા શેર ૧૨૮૦

ને આનાની સવા વીસવાસી ૧૨૮૦ એ ભાગતાં સવા વીસવાસીનું પોણો શેર આવે છે. માટે,

૪ જેટલે આને ભાર તેથી ૧૧ ગણી બદામે ૧૨ શેર, ને સવાગણી વીસવાસીએ ૦ાા શેર.

### દાખલા.

૧ રૂ. ૫૧ાા ભાર તો મ. ૨ાા શે ૫ નું શું ? જ૦ રૂ ૫ાાા=૧ાા પાઇ.
૨ રૂ. ૫૬ા ભાર તો રૂ. ૫ાાા-૦ાાા પાઇનાં કેટલાં ? જ૦ મ૦ ૧ ૫ શેર.
૩ રૂ. ૩૬ાાા= ભાર તો ૪ાા મણનું શું ? જ૦ રૂ. ૬ાાા=ાા ૧ાા પાઇ.
૪ રૂ. ૭૬ાા ના ભાર તો કળશીનો શો ભાવ ? જ૦ રૂ. ૫૧)-

## ગાલ્લીનાં લેખાંની કુંચીઓ.

ગાલ્લીના શેર ૧૨૦૦ ને રૂપીઆના ૧૬ આનાએ ભાગતાં આનાનું ૭૫ શેર આવે માટે.

૧ જેટલે રૂપીએ ગાલ્લી તેટલા આનાનું ૭૫ શેર.

૭૫ શેરને આનાના ૪ પૈસાએ ભાગ્યા તો પૈસાનું ૧૮ાા શેર ને પાઇનું ૬ા શેર આવે.

૨ જેટલે રૂપીએ ગાલ્લી તેટલા પૈસાનું ૧૮ાા શેર, ને તેટલી પાઇનું ૬ા શેર.

ગાલ્લીના ૧૨૦૦ શેરને રૂપીઆના ૧૦૦ દોકડાએ ભાગતાં દોકડાનું ૧૨ શેર, અને ૧૨ શેરને દોકડાની ૧૬ બદામે ભાગતાં ૧ બદામનું પોણો શેર આવે માટે.

૩ જેટલે રૂપીએ ગાલ્લી તેટલા દોકડાનું ૧૨ શેર, ને તેટલી બદામનું ૦ાા શેર.

ગાલ્લીના ૩૦ મણને આનાની ૧૨ પાઇએ ભાગતાં ૧ પાઇનું ૨ાા મણ આવે માટે,

૪ જેટલે આને ગાલ્લી તેટલી પાઇનું ૨ા મણ.

ગાલ્લીના ૧૨૦૦ શેરને આનાની ૧૦૦ બદામે ભાગતાં ૧ બદામનું ૧૨ શેર આવે માટે.

૫ જેટલે આને ગાલ્લી તેટલી બદામનું ૧૨ શેર ને તેટલી વીસવાસીનું ૦ાા શેર.

દા૦ ૧ રૂ. ૩૮ા≈ ગાલ્લી તો ૩ાા મણનું શું ? જ૦ રૂ. ૪ાા ૦ાા આનો.

૨ રૂ. ૨૮ાા≈ ગાલ્લી તો મણ ૦ા ૫ શેરનું શું ? જ૦ રૂ. ૦ા—ા ૦ાા પાઇ.

૩ રૂ. ૪૫ાા− ગાલ્લી તો ખાંડીનો શો ભાવ ? જ૦ રૂ. ૩૦ા≈

૪ રૂ. ૬૬ાા− ગાલ્લી તો રૂ. ૭ાા ૦ા ના કેટલા ? જ૦ મણ ૩ા

૫ રૂ. ૩૯ા≈ ગાલ્લી તો મણ ૫ા ૨ શેરનું શું ? જ૦ રૂ. ૬ાા દો૦ ૨૦ા બ૦ ૨

---

# ઈબારત.

## ચિઠીઓ અને કાગળો વિષે.

જુદે જુદે સ્થળે રહેનારાં, અથવા ગામ ગયેલાં માણસો પોતાના વિચાર અથવા કામકાજ એક બીજાને લખીને જણાવી શકે છે એવા લખાણને કાગળ કહે છે.

કાગળ લખવાનું ટુંકું રૂપ તે ચિઠી છે. ગામમાં ને ગામમાંજ કોઇને લખવું હોય ત્યારે ચિઠી લખે છે.

કાગળ કે ચિઠી લખતાં જેમને તે લખવાનાં હોય, તેમના સંબંધ પ્રમાણે તેમના નામની અગાઉ કેટલાંક વિશેષણો જોડવામાં

આવે છે, તેમજ લખનારે પોતાના નાતા પ્રમાણે પોતાના નામને ઘટિત વિશેષણો લગાડવાં પડે છે; તથા પોતાના નામની પાછળ નમસ્કાર કે જેગોપાળ વગેરે લખવું પડે છે, માટે તે વિશેષણો નીચે આપ્યાં છે.

## કાગળ કે ચિઠી લખવામાં જેમને કાગળ લખવાનો, તેમના નામ પહેલાં વપરાતાં વિશેષણો.

**પિતાજી કે ગુરૂને**—શિરછત્ર તીર્થરૂપ; શિરોમણી.

**વડીલ કે ઉપરીને**—મહેરબાન, મુરબ્બી, શેઠજી, માનવંતા સાહેબ, સદ્‌ગુણ નિધાન, ચતુરસુજાણ, વિવેક સાગર, સકલગુણ સંપન વિગેરે.

**બરોબરીઆને**—રાજ્યમાન રાજેશ્રી.

**મિત્રને**—સ્નેહસાગર, પ્રિય, સદા હેતસ્વી, પરમ પ્રિય સ્નેહી ભાઇ વિગેરે.

**સખીને**—અખંડ સૌભાગ્યવંતી, પ્રાણપ્રિય, સખી, માયાળુ બેન.

**પુત્રને**—ચિરંજીવી, મારકંડેય આયુષ્ય, નેત્રમણી ઇત્યાદિ.

**પુત્રીને**—અખંડ સૌભાગ્યવંત ચિ૦ બેન.

**માતુશ્રીને**—સધવા હોય તો અખંડ સૌભાગ્યવંતાં, માતુશ્રી, માજી, ગંગારૂપ માતુશ્રી. વિધવા હોય તો અખંડ સૌભાગ્યવંતાં ન લખાય.

**સ્રીને**—સૌભાગ્યવંતી, પ્રિયા, પ્રાણપ્રિયા.

**પતિને**—મુગટમણિ, શિરછત્ર, સૌભાગ્યરક્ષક, સ્વામીનાથ, પ્રિયતમ, પ્રિય પ્રાણ.

**સાધારણ ઓળખાતાને**— રાજ્યમાન રાજેશ્રી, રાજેશ્રી; ફક્ત તેમની એકલી અટક; જેમકે—શાહ, પરીખ, ગાંધી, પટેલ, ઠક્કર વગેરે.

**વેપારી**—શેઠજી, શેઠ સાહેબ, અથવા જે જાતનો ધંધો કરતા હોય તે અટક વાપરવી.

| | |
|---|---|
| ગુમાસ્તા, નોકર કે ઉતરતાને— | રાજેશ્રી ભાઇ. |

**ટીપ**—મોટાભાઇ, કાકા, મામા, વગેરે મોટા સગાઓને વડીલ કે મુરબ્બીમાં સમાસ થાય છે. મોટાં બેન, કાકી, મામી, માસી, અને મોટાં ભાભી વગેરેને માતુશ્રી પ્રમાણે કે વડીલ સ્ત્રીઓ પ્રમાણે લખાય છે.

## કાગળ કે ચિઠી લખનારના નામની પહેલાં વપરાતાં વિશેષણો.

| | |
|---|---|
| વડીલ, મુરબ્બી કે પોતાનાથી મોટા હોય તેમને નાના માણસો કાગળ લખે તો— | સેવક, આજ્ઞાંકિત સેવક, દાસ, દાસાનુદાસ, વગેરે. |
| પુત્ર, પુત્રી વગેરે નાનાં હોય તેમને તેમનાં વડીલ કાગળ લખે તો— | શુભેચ્છક, ભલું ઇચ્છનાર, હિતેચ્છુ. |

મિત્રને કાગળ લખે તો—દર્શનાતુર, દર્શનાભિલાષી.

## વિશેષણોમાં વપરાતા શબ્દોના અર્થ.

શિરછત્ર=માથાનું ઢાંકણ,
શુભેચ્છક=ભલું ઇચ્છનાર.
શેઠજી=શેઠ.
શિરોમણી=માથાના મુગટ.
સદ્ગુણનિધાન=સારા ગુણોથી ભરપુર
વિવેકસાગર=ઘણા વિવેકી

સ્નેહી=મિત્ર.
પ્રાણપ્રિય=પ્રાણ સમાન વહાલાં.
માયાળુ=માયાવાળાં, પ્રીતિ કરનારાં
મારકંડેય આયુષ્ય=મારકંડ ઋષિના જેટલા આયુષ્યવાળા એટલે લાંબા આયુષ્યવાળા.
પ્રિયા=સ્ત્રી, વહાલી સ્ત્રી.

રાજ્યમાન=રાજ્યનું માન પામેલા
સ્નેહસાગર=ઘણા સ્નેહવાળા, હેત- સ્વી, હેતવાળા, ભલું ઇચ્છનારા.
માનવંતા=માન પામેલા.
ચતુરસુજાણ=ચતુર અને જ્ઞાની.
ગુણસંપન્ન=ગુણવાળા.
રાજેશ્રી=રાજને આશ્રયે રહેલા, પરાક્રમી.
પ્રિય=વહાલા.
પરમપ્રિય=ઘણા વહાલા
અખંડ=નિરંતર
સખી=બહેનપણી
ચિરંજીવી=ઘણું જીવનારો
નેત્રમણિ=નેત્રના મણિરૂપ
માતુશ્રી=માજી, જનેતા.
મુગટમણિ=શિરછત્ર, ઢાંકણુ.
તીર્થરૂપ=પવિત્ર, તીર્થ જેવા
પિતાજી=બાપ.
મહેરબાન=વડીલ, મોટા.
ગંગારૂપ=ગંગાજી જેવાં પવિત્ર
સૌભાગ્યવંતી=સધવા સ્ત્રી
પ્રાણપ્રિયા=પ્રાણસમાન વહાલા સ્ત્રી
પ્રિયતમ=સૌથી પ્યારા (સ્વામી)
દર્શનાતુર=દર્શનને માટે ટાંપી રહેલા
દર્શનાભિલાષી=દર્શનની ઇચ્છાવાળો
સૌભાગ્ય રક્ષક=સૌભાગ્યને સાચવનાર, રક્ષણકર્તા
પ્રિય પ્રાણ=વહાલા પતિ
આજ્ઞાંકિત=આજ્ઞા પાળનાર
હિતેચ્છુ=ભલું ચહાનાર

## કાગળ કે ચિઠીમાં લખનારે નમસ્કારમાં શું શું લખવું તેની સમજ.

સાધારણ માણસને, બરોબરીઆને, ઓળખીતાને કે વેપારીને — જાત પ્રમાણે નમસ્કાર લખાય છે. જેમકે—

૧ બ્રાહ્મણ બ્રાહ્મણને—નમસ્કાર.
૨ વાણીઆ—ધર્મ પ્રમાણે—જે ગોપાળ, જે શ્રીકૃષ્ણ, જયસીતારામ, જે નારાયણ
૩ શ્રાવક હોય તો—જુહાર.
૪ પાટીદાર, કોળી વગેરે બીજી નાતોમાં— રામ રામ.

૫ મુસલમાન, પારસી અને અંગ્રેજ એક બીજાને કે બીજી જાતને તેમજ બીજી જાત તેમને લખે તો સલામ લખે છે.

ગુરૂજી, પિતાજી કે વડીલને—સેવામાં, પવિત્ર સેવામાં, દંડવત પ્રણામ, કે પાયેલાગણું.

નાનાને—આશીષ કે આશીર્વાદ.

બરોબરીઆને કે મિત્રને—યથાયોગ્ય, ધરારત.

બ્રાહ્મણ અને બીજી જાતોને—પ્રણામ, પાયેલાગણું.

બ્રાહ્મણ તરફથી સર્વ જાતોને—આશીર્વાદ, કલ્યાણ, ધર્મલાભ.

## કાગળ કે ચિઠીમાં લખાતી નીશાનીઓ.

શ્રી અથવા શ્રી ૧ા. હરકોઇ લખાણના આરંભે શ્રી લખાય છે. તે એક શક્તિ છે. તેના સ્મરણથી વિઘ્નનો નાશ થાય છે. શ્રી ૧ા= શક્તિની કૃપા સવાઇ હોજો. શ્રી=લક્ષ્મી સવાઇ હોજો. શ્રી=શ્રેય અથવા કલ્યાણ સવાગણું હજો. શ્રી=શક્તિ અને એક=ઇશ્વરની અમારા પર નિરંતર દયાદૃષ્ટિ રહેજો. વળી શ્રી=સંપત્તિ અને ઐક્ય=સંપ અને સંપત્તિ અમારે ત્યાં નિવાસ કરો. એ સિવાય °₀°oooo ૭૪ાા ૭૪ી. આવી નિશાની વપરાય છે. એ અકારનું ચિન્હ છે. બંગાળાના લોકો એને દુર્ગા અને શ્રીહરિના નામનાં ચિન્હ માને છે. વળી ૭૪ાા, ૭૪ાા~, ૭૪ાા= આ નિશાનીઓ એક પ્રતિજ્ઞા બનાવે છે. એનો અર્થ એ છે કે આવી નિશાનીવાળો કાગળ માલિક સિવાય બીજા કોઇએ વાંચવો નહિ. વેપારીઓ કાગળમાં શા શ્રી ૫ લખે છે. તેનો અર્થ શ્રી=લક્ષ્મીની કૃપા વડે, ૫=પંચમાં તમારી શાહવટ કાયમ રહો. અથવા શા=વ્યવહારમાં કે શાહુકારીમાંથી=શોભા, ૫=પાંચગણી વધો. અથવા શાહાવટવાળા પંચોતુલ્ય કે તેમાંના તમે છો.

એક હિંદી ગ્રંથકાર લખે છે કે—દેવને ૧૦૦૮, રાજાને ૧૦૮, વિદ્વાન માણસને ૭, ગુરૂવર્ગને ૬, વડીલ, ઉપરી અથવા રક્ષકને ૫, શત્રુને ૪, મિત્રને ૩, સમાન સ્થિતિવાળાને ૨, અને સ્ત્રી, પુત્ર તથા સેવક વર્ગને ૧ શ્રી લખવો જોઇએ.

## ચિઠી લખવાની સમજુતી.

**રીત**—હરકોઇ પ્રકારની ચીઠી લખતાં જેમને પ્રથમ ચિઠી લખવાની હોય, તેમના સંબંધ પ્રમાણે ઘટતાં વિશેષણ લગાડીને તેમનું નામ લખવું. પછી જે કંઇ હકીકત લખવાની હોય તે સ્પષ્ટ સમજાય એ પ્રમાણે લખવી. બાદ જે દહાડે તે ચિઠી લખી હોય તે મિતિ દહાડો વાર લખીને છેડે લખનારનું નામ ઘટતું વિશેષણ લગાડીને લખવું. જેમકે—

આજે ઘેર નાત હોવાથી તમારાથી નિશાળમાં જઇ શકાય એમ નથી, માટે મહેતાજી સાહેબ ઉપર ચિઠિ લખવા હોય તો નીચે પ્રમાણે લખાય.

આ ચિઠી મહેતાજી સાહેબ ઉપર લખવી છે, ને તે વડીલ છે માટે તેમને ઘટતું વિશેષણ " મહેરબાન " લખીને તેમનું નામ લખવું પછી 'મારે ઘેર નાત હોવાથી શાળામાં અવાશે નહિ માટે રજા ગણશો ' એમ લખવું. પછી ભાદરવા સુદી ૧૨ થઇ માટે તે દહાડો વાર નાંખવો; અને છેડે નમે વિદ્યાર્થીઓ છો માટે તમારે ઘટતું ' સેવક ' એ વિશેષણ તમારા નામ આગળ લખી સહી કરવી, પ્રમાણ લખવા.

**આ ઉપરથી ચિઠી લખવાનો ઉપક્રમ નીચે પ્રમાણે છે.**

| **જેમને ચિઠી લખવી હોય તેમને ઘટતું વિશેષણ અને નામ—** | **મહેરબાન માસ્તર સાહેબ,** (નામ જે હોય તે લખવું. |
| --- | --- |

**હકીકત**—આજે મારે ઘેર નાત છે માટે મારાથી નિશાળે અવાશે નહિ, તો રજા ગણુશો.

**મિતિ**—ભાદરવા શુદી ૧૨ ને સોમવાર.

| લખનારને ઘટતું વિશેષણ અને તેના નામની સહી, અને છેવટ માનની ખાતર જે ઘટતું હોય તે લખવું. | લી. સેવક **શનાભાઈ હાથાભાઇના પ્રણામ.** |
|---|---|

આ પ્રમાણે જેમને ચિઠી લખવી હોય, તેમને ઘટતું વિશેષણ અને નામ લખીને લખાય છે.

## મોદી ઉપર ચિઠી નીચે પ્રમાણે લખાય.

### મોદી મનસુખભાઇ છગનલાલ.

જત નીચે પ્રમાણે સીધું આપજો.

દાળ તુવરની શેર ૨) બે, ચોખા શેર ૮) આઠ, ઘઉંનો આટો શેર ૨) બે, ખાંડ શેર ૧) એક, ઘી શેર ૦II અરધો; એ પ્રમાણે અમારે ખાતે સામાન આપજો. સંવત ૧૯૭૧ના ભાદરવા શુ ૨ને સોમ.

**મહેતા મોતીલાલ કસનદાસ.**

## કાગળો લખવા વિષે.

હરકોઇ પ્રકારના કાગળ લખવાની ઢબ ઘણુંકરીને સરખીજ હોય છે, પરંતુ તેમાં લખવાની હકીકત કે પ્રસંગ જે પ્રમાણે હોય, તે પ્રમાણે તેનાં જુદાં જુદાં નામ પાડવામાં આવે છે. જેમકે—

**અ** ખુશી આનંદના સમાચાર લખેલા હોય તો કુશળતાનો પત્ર.

**બ** વેપાર સંબંધી હકીકત લખી હોય, કે માલ મંગાવ્યો હોય તો કામકાજનો પત્ર.

**ક** માલ મોકલીને કાગળ લખ્યો હોય, તો માલનું ભરતીયું.

**ડ** માલ પહોંચ્યાનો કાગળ લખ્યો હોય, તો માલની પહોંચ.

ઈ રૂપીઆ આપવા સંબંધી હોય, તો ભલામણ.

ફ લગ્નની ખબરનો કાગળ હોય, તો કંકોત્રી.

જ મરણની ખબરનો કાગળ હોય તો કાળોત્રી કે માઠી ખબરનો કાગળ.

કાગળ લખવામાં ઘણુંકરીને ચાર ભાગ પાડી શકાય છે.

૧ મથાળું. ૨ હકીકત. ૩ મિતિ. ૪ સરનામું.

દરેક જાતના કાગળમાં પાછળ જણાવ્યા પ્રમાણે ચાર ભાગ આવે છે. બધા કાગળો લખવાની ઢબ સરખીજ હોય છે. પરંતુ પ્રસંગ પ્રમાણે મથાળુ અને હકીકતમાં ફેરફાર થાય છે. એટલે જેમને કાગળ લખવાનો તે પિતાજી, ગુરૂ, વડીલ, પુત્ર કે મિત્ર વગેરે જે હોય, તે પ્રમાણે પાછળ જણાવ્યા પ્રમાણે તેમના નામની અગાઉના અને લખનારના નામની અગાઉનાં વિશેષણમાં ફેરફાર કરવો પડે છે; તે પ્રમાણે વિશેષણો જોડીને પ્રથમ મથાળું લખવું.

## કાગળના મથાળાની સમજ.

મથાળાના પાંચ પેટા ભાગ છે.

૧ જે ગામ કાગળ લખવાનો હોય તે ગામ, સ્વસ્તિ શ્રી એમ લખા લખવું.

૨ જેમને કાગળ લખવાનો છે તેમનું નામ વિશેષણો સાથે લખવું.

૩ જે ગામથી કાગળ લખતા હોય તે ગામનું નામ જોગ શ્રી કે એતાન શ્રી લખીને લખવું.

૪ કાગળ લખનારનું નામ વિશેષણ સાથે.

૫ નાત પ્રમાણે દંડવત, પ્રણામ, જેગોપાળ કે રામરામ જેમ ઘટે તેમ લખવું.

મથાળાં લખવામાં પણ હાલ જુદી જુદી ઢબ પડેલી છે. જુના રિવાજના સઘળા લોકો ઉપર જણાવ્યા મુજબ મથાળુ દોરે છે. આ રિવાજ સામાન્ય છે; પણ કેટલાક નવીન પદ્ધતિ પ્રમાણે કાગ-

ળનાં મથાળાં લખે છે. એટલે જેમને કાગળ લખવાનો હોય, તેમનું નામ વિશેષણો સાથે લખીને મુકામનું ગામ લખે છે. કેટલાક લખિતંગ ન લખતાં હકીકતથી શરૂ કરે છે, ને છેવટે લખિતંગ અને નમસ્કાર કે જેગોપાળ લખે છે.

**મથાળાનો નમુનો ૧. ગુરૂજીના ઉપર.**

**શ્રી.**

સ્વસ્તિ શ્રી અમદાવાદ મહા શુભસ્થાને, પૂજ્યારાધ્ય, પરમદયાળ, પરોપકારી, સદ્‌ગુણ નિધાન, ચતુર સુજાણ, વિવેક સાગર, અનેક સર્વે શુભોપમા લાયક, સકલગુણ સંપન્ન, ગુરૂજી શ્રી ૫ ગુરૂજી (નામ) જોગ શ્રી પેટલાદથી લિ. આજ્ઞાંકિત દાસાનુદાસ સેવક ( નામ ) ના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સેવામાં અંગિકાર કરશોજી. પછી હકીકત લખી મિતિ નંખાય.

**નમુનો ૨.**

**શ્રી.**

સદા હેતસ્વી પ્રિય ભાઇ. (નામ)
મુ૦ વડોદરા.

પેટલાદથી લી. દર્શનાતુર (નામ) ના યથાયોગ્ય કબુલ કરશો. પછી હકીકત લખીને મિતિ નખાય.

**નમુનો ૩.**

**શ્રી.**

પેટલાદ તા. ૧૫–૯–૧૪

રાજ્યમાન રાજેશ્રી નારાયણરાવ.
મુ૦ પાટણ.

વિશેષ—(હકીકત હોય તે લખવી.)

લિ. આપનો.
(લખનારનું નામ.)

ઉપર પ્રમાણે ત્રણમાંથી કોઈપણ ઘટિત રીતે મથાળું લખીને જે હકીકત જણાવવી હોય, તે લખવી. હકીકત સંપૂર્ણ વિગતવાર વર્ણન સાથે સામા માણસથી બરાબર સમજી શકાય એ પ્રમાણે સ્પષ્ટ લખવી જોઇએ. પછી મિતિ લખવી, ને છેવટે લખિતંગ કે બીજાએ લખ્યો હોય તો દસ્કત કરી લખનારનું નામ લખવું.

શિરનામું.

શા. મણીલાલ પાનાચંદ

ઠેકાણું, કાલબાદેવી રોડ ચંપાગલીને નાકે, માળો નંબર ૬૧૭ ના ત્રીજે માળે } મુ૰ મુંબાઇ.

મહાશય શ્રીયુત

મગનલાલ મથુરાંદાસ.

ઠેકાણું, સ્વામીનારાયણના મંદીર પાસે છીપાપોળમાં. } મુ૰ અમદાવાદ.

## અરજી વિષે.

રૈયત વર્ગ સરકાર પાસે યોગ્ય દાદ માગે તેને અરજી કહે છે. અરજી નીચેના ક્રમે લખી શકાય છે.

૧ જે અધિકારી સાહેબને અરજ કરવી હોય, તેમનો હોદ્દો "શ્રીમંત સરકાર વિદ્યમાન મહેરબાન" એટલું લખ્યા પછી લખવો, ને પછી મુકામ લખવો.

૨ અરજદારનું નામ, ગામ, મહાલ, તાલુકો અને જીલ્લો લખવો.

૩ અરજીની જે બાબત હોય અગર જે માગણી કરવાની હોય તે લખવી.

૪ જે બાબત કે માગણી હોય તેને લગતી હકીકત કે કારણ જણાવવાનું હોય તો તે લખવું.

૫ તારીખ, દહાડો, વાર અને અરજદારની સહી.

આ નિયમ ધ્યાનમાં રાખી હરકોઇ પ્રકારની અરજી લખી શકાય છે.

## અરજી લખતાં નીચેની હકીકત ધ્યાનમાં રાખવી.

૧ અરજી અરધા કાગળમાં લખવી જોઇએ.

૨ તે કાગળનો લગભગ ચોથો ભાગ ડાબી તરફનો મારજીનનો રાખવા સળ પાડવો.

૩ જે અધિકારી તરફ અરજ કરવી હોય તેમનો હોદ્દો જે ત્રણ ભાગમાં અરજી લખવાની છે, તેમાંના જમણી તરફના અરધા ભાગમાં ઉપર મથાળે થોડી કોરી જગા રાખીને લખવો.

૪ નામ, ગામ, તાલુકો એ લખ્યા પછી જે હકીકત લખવાની હોય, તેની ડાબી બાજુએ 'હકીકત' એ પ્રમાણે લખવું.

૫ હકીકત લખ્યા પછી જે માગણી કરવાની હોય તે લખવી, ને ડાબી બાજુએ 'માગણી' એ પ્રમાણે લખવું.

૬ માગણી લખ્યા પછી 'જવાબ માટે ગોઠવણ' એ પ્રમાણે ડાબી બાજુએ લખીને જેના ઉપર જવાબ મંગાવવાનો હોય તે સવગી હકીકત જમણી બાજુએ વિસ્તારથી લખવી.

૭ પછી તારીખ લખી નીચે અરજદારની સહી કરવી.

૮ અરજી લખવામાં ખાસ ધ્યાનમાં લેવાનું એ છે કે–જે કામ માટે અરજી કરવાની હોય, તે કામ ક્યા ખાતાના ક્યા અધિકારી સાહેબ કરી શકે છે. તેનો ખાસ વિચાર કરી જે યોગ્ય લાગે તેમના તરફ અરજ કરવી.

---

# નોકરી મેળવવા બાબત અરજી.

**શ્રીમંત સરકાર વિદ્યમાન મહેરબાન**
**રા૦ રા૦ પેટલાદ મહાલના વહીવટદાર**
**સાહેબ. મુ૦ પેટલાદ.**

સેવામાં અરજદાર મોજે સાંમરડા તાલુકે પેટલાદ પ્રાંત વડોદરા-ના રહીશ ઉમેદવાર-ઉમેદભાઇ મથુરભાઇની નમ્રતા યુક્ત અરજ એ છે જે,

**હકીકત**—હું આ રાજ્યનો રહીશ છું. જ્ઞાતે લેઉઆ પાટીદાર ઉમર વર્ષ ૧૮ પુરાંનો, ગુજરાતી છઠ્ઠા ધોરણમાં પાસ થઇ સર્ટિ-ફીકેટ મેળવેલું છે, તેની નકલ પેટામાં સામેલ છે. ઉમેદવારી કરીને તલાટીના કામથી માહિતગાર થયેલો છું.

**માગણું**—તો વિનંતિ કે—આપના તાબામાં કેટલીક તલાટીની જગાઓ ખાલી પડેલી છે, તે પૈકી રૂ. ૧૨) ની જગા મને આપવા કૃપાવંત થશોજી.

**જવાબને સારૂ ગોઠવણ**—જવાબ મળવા સારૂ રૂ. ૦–૧–૦ની ટીકીટ પેટીમાં મૂકેલી છે. તો અહીંની શાળાના મે. માસ્તર સાહેબ મારફત જવાબ મળવા મહેરબાની થશે. તા૦ ૧૭–૯–૧૫.

સેવક,
ઉમેદભાઇ મથુરભાઇ સહી દા પોતે

## બાંધકામની અરજી.

**શ્રીમંત સરકાર વિદ્યમાન મહેરબાન**
**રાÂ રા૦ વડોદરા પ્રાંતના સુબા**
**સાહેબ. મુ. વડોદરા.**

જીનાબમાં મોજે કાવીઠા તાલુકે પેટલાદ પ્રાંત વડોદરાના રહેનાર નીચે સહીઓ કરનાર ગામ લોકોની અરજ એ છે જે—

**હકીકત**—અમારા ગામમાં એક તળાવ છે, તેની પાળ તુટી જઇ પુરાણ થઇ ગયું છે, જેથી તેની અંદર પાણી રહી શકતું નથી. તેમાં ખોદાણ કરાવી પાળ બંધાવવાની અને એક આરો બંધાવવાની જરૂર છે. પાણી સિવાય ઢોરોને અને માણસોને ઘણુંજ હેરાન થવુંપડેછે.

**ગામ મદદ મળે તેમ નથી.**—હાલમાં દુકાળનું વરસ છે. લોકો છેકજ ગરીબ હાલતમાં છે, એવી કે પોતાનું ગુજરાન નભાવવાને પણ અશક્ત છે, જેથી ગામ તરફથી કાંઇ પણ મદદ મળે એમ નથી.

**મજુરીનો દર પણ ઓછો પડે તેમ છે.**—દુકાળ હોવાથી લોકો ધંધા વગરના થયેલા છે, જેથી સરકાર આ વખતે એ કામ કરાવશે તો કામ કિફાયતથી થશે, અને ગરીબ લોકોને નિર્વાહ ચાલશે.

**માગણું**—તો વિનંતિ કરવાની કે – સદરહુ તળાવનું ખોદાણ કરાવતાં રૂ. ૮૦૦) થશે, અને આરો બંધાવતાં રૂ. ૨૨૦૦) થશે, જેથી એકંદર રૂ. ૩૦૦૦) મંજુર કરી તળાવ બંધાવવા કૃપાવંત થશોજી. એજ વિનંતી. તા૦ ૧૮–૯–૧૫

ગામ લોકોની સહીઓ.
શા. મણીલાલ રતનચંદ સહી દા. પોતે.
શા. ઝવેરભાઇ ભગવાનદાસ સહી દા. પોતે.
પા. પ્રભુદાસ ગંગાદાસ સહી દા. પોતે
પા. ચતુરભાઇ છગાભાઇ સહી દા. પોતે
પા. આશાભાઇ વરજભાઇ સહી દા. પોતે
પા. ત્રીકમભાઇ ડુંગરભાઇ સહી દા. પોતે
પા. ગીરધર હરીભાઈ સહી દા. પોતે

# પદાર્થ પાઠ.

## પાઠ ૧ લો. ગરમી કે ઉષ્ણુતા.

પ્ર૦ ગરમી એટલે શું ?

ઉ૦ તમે બળતા દીવા કે અંગારાપર આંગળી ધરશો તો દાઝશો. લોઢાના સળીઆનો એક છેડો દેવતામાં રાખીને તેને બીજે છેડે અડકશો તો દાઝશો. ઉના પાણીમાં હાથ ઘાલશો તો દાઝશો. તડકામાં ખુલ્લા પગે ચાલશો તો દાઝશો. એમ ગરમ વસ્તુને અડકવાથી આપણે દાઝીએ છીએ અથવા તે ઉની લાગે છે. એ લાગણી ગરમીથી થાય છે.

પ્ર૦ ગરમી એ પદાર્થ નથી. એ સાબિત કરો.

ઉ૦ આપણે એક લોઢાના કે પિત્તળના કકડાનો તોલ કરો, પછી તેને ખૂબ તપાવો, અને ફરીથી તેનો તોલ કરો તો બંને વખત તેટલું ને તેટલુંજ તોલ થશે. તેમાં કાંઇ વધઘટ થતી નથી. ફક્ત તેની સ્થિતિમાં ફેરફાર થાય છે. માટે ગરમી એ પદાર્થ નથી, પરંતુ અસર છે. જે જગા રોકે છે, અને જેને વજન છે, તેજ પદાર્થ કહેવાય છે. પણ ગરમીમાં એ ગુણ નથી, માટે તે પદાર્થ કહેવાય નહિ.

પ્ર૦ ગરમીની પદાર્થ ઉપર શી અસર થાય છે ?

ઉ૦ ગરમીથી પદાર્થ ફુલે છે, ઓગળીને રસ થાય છે અને તેની વરાળ પણ થાય છે. એટલે પદાર્થની એક સ્થિતિ બદલાઇને બીજી સ્થિતિ થાય છે.

પ્ર૦ ગરમીથી પદાર્થ ફુલે છે એ દાખલા સાથે સાબિત કરો.

ઉ૦ એક ગોળ કડીમાં પીત્તળ કે લોઢાનો ગોળો આરપાર જઇ શકે એવો લઇને તે ગોળાને સગડીમાં ખૂબ તપાવીએ; પછી તેને કડી ઉપર મૂકીએ તો તે કડીની અંદર ઉતરશે નહિ. વળી એક લોઢાની પાટીના કાણામાં બરાબર બંધ બેસતો આવે એવો ખીલો લઇ તેને ખૂબ લાલચોળ તપાવીને સાણસીથી ઝાલીને પાટીના કાણામાં બેસાડીશું તો બેસશે નહિ, વળી એક વાસણ પાણીથી છલોછલ કરીને ચૂલે મૂકીને તાપ કરીશું, તો તે જેમ તપશે તેમ તેમાંથી પાણી ઉભરાશે, આ ઉપરથી ખાત્રી થાય છે કે હરકોઇ પદાર્થ ગરમીથી ફુલે છે.

પ્ર૦ ગરમીથી પદાર્થ ઓગળે છે એ સાબિત કરો.

ઉ૦ બરફનો ગાંગડો હાથમાં રાખીએ તો તે હાથની ગરમીથી પાણી થઇ જાય છે. થીજેલું ઘી કે કોપરેલ તડકામાં રાખીશું, અગર દેવતા ઉપર મૂકીશું તો તે પીગળી જશે. ગંધકનો કકડો તાપમાં ધરીશું તો તે પણ પીગળી જશે. કલાઇ, સીસું, રૂપું, સોનું વગેરે ધાતુઓ પણ ઓછા વત્તા તાપ લાગ્યાથી ઓગળીને તેનો રસ બને છે. આ પ્રમાણે ગરમીથી પદાર્થનો રસ થાય છે.

પ્ર૦ ગરમીથી પદાર્થની વરાળ થાય છે તે સાબિત કરો.

ઉ૦ પાણીને ખૂબ ઉકાળીએ છીએ ત્યારે તેની વરાળ બને છે. ગંધકના રસને પણ ખૂબ ઉકાળીએ તો તેની વરાળ થઇ જાય છે. પાણીને ગરમ કરવાથી તે ફુલે છે, એટલે તેની વરાળ થાય છે. પાણી અને તેની વરાળ એક ઠામમાં રહી શકતાં નથી; કારણ કે વરાળને પાણી કરતાં સત્તરસેં ગણી વધારે જગા જોઇએ છીએ. તેને સાંકડી જગામાં રાખીએ તો તે જગા મેળવવાને ઘણુંજ બળ કરે છે. એવી રીતે વરાળના ઘણા બળને લીધે બધાં વરાળ-

યંત્રો ચાલે છે. વરાળનું રૂપ વાના જેવું છે, તેને ઠંડક લગાડીએ તો વરાળનું પાણી થઇ જાય છે.

પ્ર૦ ધાતુ અને લાકડા ઉપર ગરમીની અસરમાં શો ફેર પડે છે ?

ઉ૦ ચૂલામાં લાકડાં સળગતાં હોય તેને બીજે છેડેથી ઝાલીને ખંખેરીએ કે સંકોરીએ તો આપણે દઝાતા નથી, પણ કોઇ ધાતુના ગજને એક છેડેથી તપાવીએ તો તે બીજે છેડેથી પણ ઝાલી શકાતો નથી. તેનું કારણ એ કે ધાતુમાં ગરમી ઝટ પ્રસરી જાય છે, અને લાકડામાં તેમ થતું નથી. જે પદાર્થમાં ગરમી ઝટ પ્રસરે છે તેને વાહક, અને જેમાં ઝટ પ્રસરતી નથી તેને મંદવાહક કહે છે.

---

## પાઠ ૨ જો. ઠંડી.

પ્ર૦ ઠંડીથી પદાર્થ ઉપર શી અસર થાય છે ?

ઉ૦ ઠંડીની અસરથી પદાર્થ સંકોચાય છે, જે પદાર્થો વાયુ રૂપ હોય તે પ્રવાહી બને છે, અને પ્રવાહી હોય તે ઘન થઇ જાય છે. માટે ઠંડી પદાર્થોની સ્થિતિમાં ફેરફાર કરે છે. પરંતુ તેની અસર ગરમીની અસરથી ઉલટી છે.

પ્ર૦ ઠંડીથી પદાર્થ સંકોચાય છે એવું દાખલાથી સાબિત કરો.

ઉ૦ લુહાર પૈડાને પાટો ચઢાવે છે ત્યારે પૈડાના ઘેરાવા કરતાં પાટાનું ચક્કર ઓછા ઘેરાવવાળું રાખે છે, એ પાટાને ખૂબ લાલચોળ તપાવી પૈડા ઉપર ચડાવે છે એટલે તે ચઢી રહે છે. પૈડાથી પાટો ઓછો ઘેરાવાનો હતો પણ ગરમીથી ફુલીને પાટો વધ્યો, તેથી ચઢી ગયો. તેના ઉપર ઠંડુ પાણી છાંટીએ એટલે સંકોચાઇને પૈડા સાથે સજ્જડ ચોટી જાય છે.

પ્ર૦ વાયુ રૂપ પદાર્થ ઠંડીથી પ્રવાહી બને છે તે દાખલાથી સાબિત કરો.

ઉ૦ એક લાંબા નાળચાવાળી ચાદાનીમાં પાણી ભરી તેનું ઢાંકણું સજ્જડ બેસાડીએ, અને પાણીને ઉકાળીએ તો નાળચામાંથી વરાળ નીકળવા માંડશે; તે નાળચાપર થોડું ટાઢું પાણી રેડીએ, તો નાળચાને છેડે પાણી ટપકતું દેખાશે. એ પાણી અંદરની વરાળનું બનેલું છે. નાળચાપરના ટાઢા પાણીથી અંદરની વાયુ-રૂપ વરાળ પ્રવાહી થઇ તેનું પાણી બન્યું.

પ્ર૦ ઠંડીથી પ્રવાહી પદાર્થ ઘન થાય છે તે સાબિત કરો.

ઉ૦ એક પ્યાલામાં થોડુંક પાણી લઇ તેને બરફની વચ્ચે મૂકીશું, તો પાણી ઠરી જઇને તેનું બરફ થશે. એટલ પાણી ભરેલા વાસણને ઘણીજ ઠંડી લગાડીએ તો તેનું બરફ થઇ તે વાસણને તોડી નાંખે છે. કારણ કે પાણીને ઠંડી લાગ્યાથી તે ફુલે છે. એટલે તેને પાણી કરતાં વધારે જગા જોઇએ છીએ. આ કારણથી બરફનો કકડો પાણીમાં તરતો મૂકીએ તો તે તરે છે. આ પ્રમાણે ઘણી ટાઢના વખતમાં દરિયામાં ઘણીવાર બરફના ડુંગરા તરતા દેખાય છે.

પ્ર૦ ગરમી ને ઠંડીની અસર એકજ જગા ઉપર જુદા જુદા માણસને જુદી જુદી થાય છે તેનું શું કારણ?

ઉ૦ ધારો કે એક માણુસ કોઇ ઉંચા પર્વત ઉપરથી નીચે ઉતરે છે, ને બીજો નીચેથી ઉપર ચડે છે, બંને અરધે રસ્તે મળે છે, અહીં નીચે ઉતરનારને ગરમી લાગવાથી તે પોતાના અંગરખાની કસો છોડે છે; અને ઉપર ચઢનારને જેમ જેમ ઉપર જાય છે તેમ તેમ ઠંડી વધારે લાગવાથી વધારે વધારે કપડાં ઓઢતો જાય છે. આ પ્રમાણે તેઓ જ્યાં મળે છે, ત્યાં હવા જુદી નથી; પણ તેની અસર દરેકને જુદી જુદી લાગે છે, તેનું કારણ એ કે તેઓ જુદે જુદે ઠેકાણેથી આવ્યા છે.

વળી બીજો દાખલો લઇએ. કાચના ત્રણ પ્યાલા લઇએ. એક ઠંડુ પાણી, બીજામાં હુંફાળું ને ત્રીજામાં ગરમ પાણી ભરીએ. હવે ઠંડા પાણીમાં તમારો જમણો હાથ ને ગરમ પાણીમાં ડાબો હાથ બોળો. થોડા વખત પછી તમારા બંને હાથ હુંફાળા પાણીમા બોળો તો જમણા હાથને તે પાણી ગરમ અને ડાબા હાથને ઠંડુ લાગશે. હુંફાળું પાણી તેનુ તેજ છે, ને હાથ પણ તેના તેજ છે, પરંતુ અસર જુદી જુદી થાય છે. આ ઉપરથી એકને જે ઠંડો કહે, તેને બીજો ગરમ કહે, કારણ કે ગરમી અને ઠંડી મુકાબલે બોલાય છે.

---

## પાઠ ૩ જો. ફટકડી.

પ્ર૦ ફટકડીમાં કયા કયા ગુણ છે ?

ઉ૦ ચળકતી, અર્ધ પારદર્શક, બરડ, ખાટા અને તુરા સ્વાદવાળી, પાણીમા ઓગળે એવી, દેવતા પર મુકવાથી ખદખદે એવી, અને રંગે ધોળી છે, તથા તે પહેલદાર છે.

પ્ર૦ ફટકડી પહેલદાર શાથી ગણાય છે ?

ઉ૦ ફટકડી ઝીણા ઝીણા પાસાદાર કણની બનેલી છે, તેના દરેક કડકાને ચાર લીસી ને ચળકતી બાજુઓ છે, તેની કોર લીસી ને ધારવાળી છે. તેની ખાત્રી માટે ગરમ પાણીમાં જેટલી ઓગળે તેટલી ફટકડી ઓગાળવી, પછી તેને કાચના પ્યાલામાં રેડી ઠંડુ પડવા દેવું, તો પ્યાલાની બાજુએ ચાર પાસાદાર કણ બાઝેલા જણાશે. આ ઉપરથી માલમ પડે છે કે-સાકર, ખાંડ, મીઠું, ગંધક વગેરેની પેઠે ફટકડીના પહેલ કુદરતી રીતે બંધાય છે.

પ્ર૦ ફટકડીનો પતાસા જેવો આકાર શીરીતે બંધાય. છે.

ઉ૦ એક ઠીકરી કે વાસણમાં ફટકડીના ગાંગડાને દેવતા પર મુકીએ, તો તેમાં પાણીનો ભાગ હોવાથી ખદખદે છે; ને તેમાં રહેલું પાણી વરાળ થઇને ઉડી જાય છે. અને ગરમીથી થયેલું, ફટકડીનું પાણી જેવું રૂપ, ઠંડું પડી તેનો પતાસા જેવો આકાર થાય છે. તેનો ઝટ ભૂકો થઇ શકે છે; તેને લોકો ફુલાવેલી ફટકડી કહે છે.

પ્ર૦ ફટકડીની બનાવટ કહો.

ઉ૦ એ ખાણુમાંથી નીકળતો એક જાતની માટી સાથે મળેલો ખનિજ પદાર્થ છે. તે એક જાતના કાળા રંગના ખડકોમાં ભળેલી હોય છે. ફટકડીવાળી માટી ખોદી લાવી તેને નદી કે તળાવના કિનારે ક્યારા કરીને તેમાં ભરે છે, અને તેના ઉપર ઘણું પાણી છાંટે છે. ત્રીજે ત્રીજે દહાડે પાણી છાંટવાથી તેરમે દહાડે સૂર્યની ગરમીથી તે માટી ફુલીને તૈયાર થાય છે. આને ફટકડીનું બી એટલે તુરી કહે છે. આ તુરીને પાણીમાં ઓગાળી ૨૧ ભાગે ૬ ભાગ સૂરોખાર ઉમેરી હલાવી ઠરવા દે છે. પછી ઉપરનું નીતર્યું પાણી કાઢી માટીના કાચા માટલામાં ભરે છે. તે માટલામાં જમીનમાં ખાડો ખોદી મૂકે છે. એટલે એ દહાડાની અંદર ફટકડીના ગાંગડા બાઝે છે. તે કાઢી લઇને તેને વધારે ચોખ્ખા કરવા માટે પાણીમાં ફરીવાર ઓગાળી ઉકાળે છે. તેથી ચોકખી ફટકડી તૈયાર થાય છે પંજાબ કરતાં કચ્છની ફટકડી સારી છે.

પ્ર૦ ફટકડીનો શો ઉપયોગ છે ?

ઉ૦ કોઇ માણસને કચ્ચર માર વાગેલો હોય ત્યારે ખાંડ સાથે ફટકડી ફકાવે છે. ઉલટીમાં લોહી જતું હોય, છાતીમાં દાહ બળીને ઓડકાર આવતા હોય, તે વેળા ફટકડીનું પાણી પાવાથી ફાયદો

થાય છે, આંખો દુઃખતી હોય તો તેનું પાણી છાંટવાથી, અવાળું ફુલ્યું હોય, ગળામાં ચોરીઆ ઉપડયા હોય, મોંમાં કે જીભે ચાંદાં પડયાં હોય, તો ફુલાવેલી ફટકડીના પાણીના કોગળા કરવાથી, નસકોરી ફુટતી હોય, તો તેની ઝીણી ભૂકી કરી સુંઘવાથી, અને હસ્સથી લોહી પડતું હોય તો તેના પાણીથી બંધ થાય છે. વળી રંગની ખુબ ચળકાટી લાવવા માટે રંગારા લોકો તેને રંગમાં નાખે છે. તેમજ મીણબત્તી અને કાગળો બનાવવામાં, ચામડાં પકવવામાં, છીંટો છાપવામાં, મેલું પાણી ચોકખું કરવામાં, મેંદીનો રંગ લાવવામાં, અને દાંત રંગવામાં ફટકડી વપરાય છે. જો લાકડું, કાગળ, ને લુગડું ફટકડીના પાણીવાળું કરી સળગાવીએ, તો તે ઝટ સળગતું નથી. દુધને ઉકાળીને જરા કોકરવું થવા દઈને તેમાં ફટકડી નાંખીએ, તો તરત દહીં જામી જાય છે. એ પ્રમાણે દવામાં અને હુનરમાં પણ ફટકડીનો ઉપયોગ થાય છે.

---

## પાઠ ૪ થો. સીસું, કલાઇ અને જસત.

પ્ર૦ સીસામાં કયા કયા ગુણ છે ?

ઉ૦ તે મેલા ભુરા રંગનું ખરબચડું, વજનમાં ભારે, નરમ એટલે ઝટ કાપી શકાય એવું, ઝટ ઓગળે એવું, અને થોડી વાર તાપપર રાખીએ તો ઓગળી જાય છે.

પ્ર૦ સીસું શા કામમાં વપરાય છે ?

ઉ૦ એના પાણીના નળ બને છે, તથા બંદુકની ગોળીઓ જેને છરી કહે છે, તે બને છે, સીસાનાં પતરાં બને છે.

પ્ર૦ સીસાની ઉત્પત્તિ ક્યાં થતી હશે ?

ઉ૦ બીજી ધાતુઓની પેઠે સીસું પણ જમીનમાંથી નીકળે છે. તેથી

તેને ખનિજ પદાર્થ કહે છે. તે હિંદુસ્તાન, બ્રહ્મદેશ, જર્મની, ઈંગ્લાંડ, આસ્ટ્રેલિઆ, યુનૈટેડ સ્ટેટસ વગેરે દેશોમાં નીકળે છે. તે જમીનમાંથી ચોકખું નીકળતું નથી, પણ માટી સાથે મળેલું નીકળે છે. તેને સાફ કરવાને ખાંડી ભુકો કરી પાણીથી ધોઇ નાંખે છે. તેથી માટી નીકળી જાય છે. પછી તેમાં કોલસા ને ચુનો મેળવીને ભઠ્ઠામાં તાપ કરે છે એટલે સીસાનો રસ થઇને નીચે પડે છે, તે ચોકખું સીસું ઉપયોગમાં લે છે.

પ્ર૦ કલાઇમાં કયા કયા ગુણ છે ?

ઉ૦ તે રંગે ધોળી છે અને ચળકતી જણાય છે. દેવતામાં નાખીએ તો સીસા કરતાં કઠણ છતાં ઝટ ઓગળી જાય છે. તેને ટીપીએ તો પાતળાં પતરાં થઇ શકે છે; તે એટલાં પાતળાં થાય છે, કે તેના ૧૦૦૦ વર્ક ભેગા ઉપરાઉપરી મૂકીએ તો તેની ઉંચાઇ ફક્ત એક ઈંચ થાય છે. તેને ખેંચી તાર બનાવે છે પણ તે ઝટ તુટી જાય છે. તે નરમ છે તેથી સહેલથી વળી શકે છે. તેના પર હવાની અસર થોડી થાય છે, તેથી કાટ ચઢતો નથી. બીજી ધાતુ કરતાં વજનમાં હલકી છે. આ ઉપરથી તેના ત્રણ ગુણ નીચે પ્રમાણે છે. ધોળી, ચળકતી, નરમ, વળી શકે એવી, દેવતામાં ઓગળે એવી, પતરાં તથા વરક થાય એવી, તાર થાય એવી, અને પાણી કરતાં સાતગણી ભારે છે.

પ્ર૦ કલાઇની ઉત્પત્તિ ક્યાં અને શી રીતે થાય છે ?

ઉ૦ તે બ્રહ્મદેશ, ઇંગ્લાંડ, જર્મની, સિસિલી, મેક્સિકો, યુનાઇટેડ સ્ટેટ્સ, અને આસ્ટ્રેલિયા વિગેરે દેશોમાં નિકળે છે. તે જમીનમાંથી નીકળે છે તેથીજ ખનિજ કહેવાય છે. તે ખાણમાંથી ચોકખી નીકળતી નથી પણ માટી અને પત્થરા સાથે મળેલી હોય છે. તેને

ખોદી કાઢી ખાંડી ભૂકો કરે છે, અને પાણીથી ધુએ છે, તેથી માટી નીકળી જાય છે. એ કાચી ધાતુને કોયલા અને ચુનો મેળવી ભઠ્ઠીમાં નાંખે છે, એટલે કલાઇનો ચોકખો રસ નીચે વાસણમાં જુદો પડે છે. જાવા પાસેના બાંકા બેટમાંથી ચોકખી કલાઇ આવે છે. લોઢા, તાંબા ને જસત કરતાં તે ઓછી નીકળે છે તેથી તે મોંઘી મળે છે.

પ્ર૦ પાણી કરતાં કલાઇ સાતગણી ભારે છે એ શી રીતે નક્કી કરી શકાય ?

ઉ૦ એક પ્યાલામાં પાણી ભરી તેનું વજન કરીએ; હવે તેજ પ્યાલામાં કલાઇનો રસ ભરી તોળીએ તો તે રસ પાણીના વજન કરતાં સાત ગણો ભારે થશે.

પ્ર૦ વાસણોને કલાઇ શી રીતે ચઢાવતા હશે ?

ઉ૦ જે વાસણને કલાઇ ચઢાવવી હોય તેને ખૂબ માંજીને સાફ કરે છે. પછી તેને દેવતામાં તપાવીને પકવેલા નવસારનો તેમાં ભૂકો નાંખે છે ને પછી કલાઇનો કડકો લઇ તેમાં ઘસે છે, એટલે તરત કલાઇનો રસ થઇ જાય છે. પછી રૂ કે લુગડાનો ડુચો લઇ તે વાસણમાં ફેરવે છે તેથી બધા વાસણમાં કલાઇનો રસ લાગી જાય છે. પછી તેને ટાઢા પાણીમાં બોળી કાઢે છે, તેથી વાસણો રૂપા જેવાં ચળકતાં જણાય છે.

પ્ર૦ કલાઇ શા કામમાં આવે છે ?

ઉ૦ કલાઇને કાટ લાગતો નથી. તેથી તાંબા, પીતળ અને લોઢાનાં વાસણોને કલાઇ ચઢાવે છે. કલાઇ દીધેલાં વાસણોમાં ખટાશવાળી વસ્તુઓ કટાતી નથી. કલાઇ સાથે સીસા અથવા જસતની મેળવણી કરીને ચડવા, વટલોઇ, વાડકા, બરણી, ખોધરણી વગેરે

બનાવે છે; તેને કલાઇનાં વાસણ કહે છે. એકલી કલાઇનાં વાસણને તાપ પર મૂકવાથી ઓગળી જાય છે. કલાઇમાં તાંબું મેળવીને કાંસું તથા ઘંટની ધાતુ બનાવે છે. રેણ બનાવવામાં કલાઇ વાપરે છે. મિઠાઇ પર, વિલાયતી સાબુ પર અને બાટલીના બુચ ઉપર કલાઇના વરક ચોઢે છે. વૈદ લોકો કલાઇનો બંગ બનાવી દવામાં વાપરે છે.

પ્ર૦ જસત વિષે શું જાણો છો ?

ઉ૦ સીસા અને કલાઇની પેઠે જસત પણ ખનિજ પદાર્થ છે ને સીસા કલાઇની પેઠેજ તેને શુદ્ધ કરવામાં આવે છે. જસતનાં પતરાં બને છે ને તે છાપરાં ઉપર જડવામાં આવે છે. આ પતરાં એકલાં જસતનાં બનતાં નથી પણ જસત ચઢાવેલા લોઢાનાં બને છે. જસતને લીધે પતરાં કટાતાં નથી. તાંબામાં જસત મેળવવાથી પિત્તળ બને છે, અને તાંબામાં કલાઇ મેળવવાથી કાંસું બને છે. સીસું, કલાઇ ને જસત એ ત્રણે ધાતુઓ લગભગ ગુણમાં મળતી છે.

---

## પાઠ ૫ મો. લાકડું ને હાથીદાંત.

પ્ર૦ લાકડાં શેમાંથી નીપજે છે ?

ઉ૦ સઘળાં લાકડાં વનસ્પતિમાંથી થાય છે. ઝાડો મોટાં થઈ સુકાઇ જાય છે, તેને કાપી લાવી જે ઉપયોગમાં લેવાં હોય તે પ્રમાણે તેનો ઉપયોગ કરે છે. કેટલાક લો મોટાં થયેલાં ઝાડોને લીલાં ને લીલાંજ કાપી લાવી ઉપયોગમાં લે છે.

પ્ર૦ સઘળાં લાકડાં એક સરખાંજ હશે કે તેમાં કાંઇ ભેદ હશે ?

ઉ૦ સઘળાં લાકડાં એક સરખાં હોતાં નથી, જુદી જુદી જાતનાં હોય છે. કેઇ ઝાડોનાં લાકડાં કઠણ, ચીકણાં, મજબુત અને સંગીન હોય છે. એવાં લાકડાં ઇમારત બાંધવાના કામમાં આવે

છે. સાગ, સીસમ, ખેર, લીમડો, મહુડો, આંબો વગેરે ઝાડો એ જાતનાં છે. કેટલાંક ઝાડોનાં લાકડાં પોચાં અને અંદરથી ગરવાળાં હોય છે. પોચાં લાકડાં બળતણના કામમાં વપરાય છે, ને ગરવાળાં લાકડાંની પાણી જવાની પરનાળો બનાવે છે. તાડ, નાળિએરી, ખજૂરી વગેરે એ જાતનાં છે. કેટલાંક લાકડાં રેસા રેસાવાળાં હોય છે. તેના ઉભા રેસા આપણે જોઇ શકીએ છીએ. એવા લાકડાનું પાટીઉં દરેક રેસામાંથી હાથવડે આપણે ચીરી શકીએ છીએ. દેવદાર વગેરે ઝાડ એ જાતનાં છે.

પ્ર૦ ઝાડ કેટલા વરસનું છે તે શી રીતે પારખી શકાય ?

ઉ૦ આપણે આંબો, બાવળ, ફણસ વગેરેનાં લાકડાંને વહેરીએ, તો અંદરની બાજુએ ગોળ કુંડાળાં દેખાય છે. જ્યારે વસંતઋતુ બેસે છે, અને ઝાડને કુંપળો ફુટે છે, ત્યારે ઝાડ જોસભેર વધે છે. તે વખતે થડમાં પહેલાંના બંધાએલા લાકડા ઉપર એક નવો લાકડાનો થર બાઝે છે. બીજે વરસે વળી બીજો થર આવે છે. એમ વરસોવરસ થરનો વધારો થયાં કરે છે. જે લાકડાંમાં આવાં કુંડાળાં હોય છે, તેમાં વરસોવરસ નવો થર બંધાય છે; તેથી એ કુંડાળાંની ગણતરી ઉપરથી ઝાડની ઉંમર કહી શકાય છે.

પ્ર૦ લાકડાંનો શો ઉપયોગ થાય છે ?

ઉ૦ મેજ, ખુરશી, ખાટલા, પેટીઓ, કબાટો, વહાણ, ગાડાં, આગગાડીના ડબ્બા, વાસણો, ઓજારો, રમકડાં વગેરે અગણિત ચીજો લાકડાંની થાય છે. કઠણ અને ચીવડ લાકડાંના શેરડી પીલવાના કોલુ, ઘાણી, હળ, વગેરે ખેતીનાં ઓજારો બને છે. કેટલાંક લાકડાં ઇમારતના કામમાં આવે છે; અને કેટલાંક લાકડાં બળતણના કામમાં વપરાય છે.

પ્ર૦ હાથી દાંત કોને કહે છે?

ઉ૦ હાથીના શરીરનાં બધાં હાડકાં હાથી દાંત નથી, પણ હાથીની સુંઢ ઉપર જે મોટા બે દંતુશળ હોય છે તેજ હાથીદાંત છે. પરંતુ લોકો હાથીનાં હાડકાંને પણ હાથીદાંતને ઠેકાણેજ વાપરે છે.

પ્ર૦ હાથીના દંતુશળનું વર્ણન કરો.

ઉ૦ હાથીના ઉપલા જડબામાં જે બે દાંત નીકળે છે, તેને દંતુશળ કહે છે. આ દંતુશળ આવ્યા અગાઉ તેની જગાએ દુધીઆ દાંત હોય છે, તે બે વરસની ઉમર પછી ખરી પડે છે, અને દંતુશળ ફુટે છે. આ દંતુશળ હાથીની ખોપરી સુધી ઉંડા ગયેલા છે, તે તેની જીંદગી સુધી વધ્યા કરે છે. કોઇ વખત એ દંતુશળ એટલા વધેલા જોવામાં આવે છે કે ચારથી સાત ફુટ લાંબા હોય છે, અને તેનું વજન ૫ થી ૭ મણ સુધી હોય છે. લાંબા દંતુશળને કારીગર લોકો કરવતથી વહેરીને કકડા કરે છે, તેને લાટા કહેવાય છે.

પ્ર૦ હાથીદાંતમાં કયા કયા ગુણ છે?

ઉ૦ હાડકાં કરતાં હાથીદાંતનો રંગ ધોળો પીળાશ પડતો છે. તે કઠણ, ચળકતો ને ઘટ્ટ છે, હાથીદાંતને વધારે વાર પાણીમાં બોળી રાખીએ તો તે વજનમાં વધે છે, તેથી તે શોષક છે. હાડકું, હાથીદાંત અને લાકડું એ ત્રણેના સરખા કદના કડકાને તોળી જોશો તો હાથીદાંતનું વજન વધારે થશે, તેથી તે ભારે છે. હાથીદાંતની કોઇ પણ વસ્તુ કોઇ પદાર્થ સાથે અથડાય તો તે ઝટ ભાગી જાય છે, તેથી તે બરડ છે. વળી તેના ઉપર તરેહ તરેહના રંગ ચઢી શકે છે.

પ્ર૦ હાથીદાંતની વધારે છત ક્યાં હશે?

ઉ૦ બ્રહ્મદેશ, આસામ, લંકા અને આફ્રિકામાં હાથીની વસ્તી ઘણીજ

છે, તેથી તે દેશોમાં ઘણોજ હાથીદાંત થાય છે. ત્યાંથી આપણા દેશમાં આવે છે.

પ્ર૦ હાથીદાંતનો શો ઉપયોગ થાય છે ?

ઉ૦ આપણા દેશમાં તેના ચુડા, ચુડીઓ, છલા વગેરે થાય છે, વિલાયતમાં તેનાં સુંદર રમકડાં, કાતર, લાકડી, ચપ્પુના હાથા, ગોળા, છત્રીના હાથા, કાંસકીઓ, સોગઠાં, શેતરંજનાં મહોરાં, ઘડીઆળના અછોડા, વગેરે બનાવે છે. આપણા દેશના કારીગરો હાથીદાંત ઉપર સુંદર નકશી કોતરે છે. તથા તેના વળીઆ, બંગડીઓ, અને કંકણ સુંદર બનાવે છે. હાથીદાંતને વહેરતાં જે ભૂકો પડે છે, તે કપાસીઆ સાથે દુઝણી ભેંસને ખવરાવે છે તેથી તેનું દૂધ વધે છે. તેના કોયલા પાડી ઉંચી જાતનો કાળો રંગ બનાવે છે. વળી દવાના ઉપયોગમાં પણ વાપરે છે.

---

## પાઠ ૬ ઠ્ઠો. ફૂલ, તેના ભાગ, અને કાર્ય.

પ્ર૦ ફૂલના કયા કયા ભાગો હશે

ઉ૦ તેમાં ચાર ભાગ છે. ૧ વજ, ૨ ફૂલની પાંખડીઓ, ૩ નરતંતુ, અને ૪ ઓતંતુ.

પ્ર૦ વજ કોને કહે છે ?

ઉ૦ ફૂલની બીડાએલી કળીઓ ઉપર લીલા રંગનું વીંટાએલું પડ હોય છે, તેને વજ કહે છે. એ ફૂલનું બહારનું ઢાંકણ છે. તેનાથી ફૂલની માંહેના કોમળ ભાગનું ટાઢ, તાપ, વરસાદ અને પવનથી રક્ષણ થાય છે. કેટલાંક ફૂલમાં વજને છુટી પાંખડીઓ હોય છે. કેટલાકમાં જોડાએલી પાંખડીઓ હોય છે.

પ્ર૦ ફૂલની પાંખડીઓ વિષે શું જાણો છો ?

ઉ૦ જોડાએલી પાંખડીઓ સાથે આવવાથી જે સળંગ ભાગ બને છે, તેને ફૂલ મણી કે ગોટા કહે છે. જ્યારે તે ખીલવા માંડે છે ત્યારે અંદરની બાજુએ વળગેલી હોય છે, અને તમામ ખીલે છે, ત્યારે ગુલાબ, કરણુ અને આકડા વગેરેનાં ફૂલની પાંખડીઓ છુટી છુટી થાય છે. અને ધંતુરા વગેરેની પાંખડી એક ઉપર એક વીંટાએલી રહે છે, તેથી તેના ફૂલનો ધાટ પહોળા મોંની ભુંગળી જેવો એટલે શરણાઇ જેવો દેખાય છે. પાંખડીઓ એ ફૂલનું બીજું ઢાંકણુ છે.

પ્ર૦ નરતંતુ અને સ્ત્રીતંતુ કોને કહે છે ?

ઉ૦ ફૂલની અંદરની બાજુએ જે ઝીણા સૂતરના જેવા તાંતણા જણાય છે, તેને **નરતંતુ** કે પુંકેસર કહે છે. ગુલાબના ફૂલમાં એવા ઘણા તંતુ છે, ભીંડીના ફૂલમાં પણ ઘણા હોય છે. અગથીઆના ફૂલમાં એવા દશ તંતુ હોય છે. ઘણાં ફૂલોમાં પાંચ નરતંતુ હોય છે, પણ મોગરાના ફૂલમાં બેજ હોય છે.

**સ્ત્રીતંતુ**—એ નરતંતુની નીચે આવેલા છે. એના તાંતણા ફૂલના મધ્ય ભાગમાં હોય છે. એ તંતુમાં પોલી નળી જેવું હોય છે, ને તેના માથા ઉપર બારીક જાળી હોય છે. નરતંતુ અને સ્ત્રીતંતુના સંયોગથી નવું ફળ પેદા થાય છે.

પ્ર૦ ફૂલમાંથી બીજ શી રીતે થાય છે ?

ઉ૦ પુંકેસરના પાતળા તાંતણાને મથાળે નાની કોથળી જેવું દેખાય છે, તેને પરાગકોશ કહે છે. પરાગકોશમાં ઝીણા ઝીણા દાણા હોય છે તેને પરાગ કણુ કે રજ કહે છે. જ્યારે નરતંતુનો પરાગ પાકીને ફાટે છે, ત્યારે તેમાંના કણુ સ્ત્રીતંતુની જાળી ઉપર પડે છે,

ને સ્ત્રીતંતુના મધ્ય ભાગમાં એક નળી હોય છે ત્યાં જાય છે. આ પોલી જગા બી બનવાનું સ્થાન એટલે બીજાશય છે.

પ્ર૦ નરતંતુ અને સ્ત્રીતંતુ બધી જાતનાં ફૂલોમાં હશે ?

ઉ૦ ના. દરેકમાં હોતા નથી. ગુલાબ, લીંબુ વગેરે કેટલાક ઝાડમાં બંને તંતુઓ એકજ ફૂલમાં ભેગા હોય છે. કેટલાંક ફૂલોમાં એકલા નરતંતુ અને કેટલાંકમાં એકલા સ્ત્રીતંતુ હોય છે, વળી પપૈયા, ખજૂરી, વાંસ, તાડ વગેરે ઝાડમાં નરતંતુ અને સ્ત્રીતંતુ જુદા જુદા ઝાડ ઉપર હોય છે. જ્યારે નરતંતુનો પરાગ પાકીને ફાટે છે ત્યારે વાયરા સાથે ઉડીને અથવા જનાવર ચાંચમાં ભરાવી લઇ જઇને બીજાના સ્ત્રીતંતુમાં નાંખે છે, ત્યારેજ તેમને ફળ આવે છે.

પ્ર૦ ફૂલનો શો ઉપયોગ થાય છે ?

ઉ૦ ગુલાબ, મોગરો, ચંબેલી વગેરેમાંથી અત્તર અને સુગંધી તેલ બને છે. કેસુડાં, પારિજાતક વગેરેમાંથી રંગ બને છે. કાળી ફૂલાવર અને કેળના પોટાનું શાક બને છે. ગુલાબ, લવિંગ વગેરે ઓસડના કામમાં આવે છે. ગુલાબ, કરેણુ, મોગરો, ચંપો વગેરે ફૂલોના તોરા, હાર, ગજરા વગેરે બને છે. તેમાં ખીલ્યા વગરની કળીઓના હાર બહુ શોભા આપે છે. દેવની પુજામાં પણ ફૂલોનો ઉપયોગ થાય છે. ફૂલમાંથી ફળ અને બી ઉત્પન્ન થાય છે, અને એ ફળ અને બીયાંથી પાછાં નવા ઝાડો ઉત્પન્ન થાય છે.

---

## પાઠ ૭ મો. ફળ, તેના ભાગ, અને કાર્ય.

પ્ર૦ ફળની રચના કેવી હશે ?

ઉ૦ બધાં ફળોને ઉપર છાલ, અને અંદર બીયાં હોય છે. તેમાં કોઇની છાલ કુમળી, કોઇની જરા કઠણ, કોઇની ઘણી કઠણ, કોઇ રસ-

વાળાં, કાઇ રેસાવાળાં, કાઇ ગરવાળાં અને કેટલાક બેવડા છોડા-
વાળાં હોય છે.

પ્ર૦ કુમળી છાલવાળાં ફળ કેવાં હોય છે?

ઉ૦ કુમળી છાલનાં ફળની અંદર ગર કે રસ ભરેલાં હોય છે. તેમાં
એક કે વધારે બી હોય છે, અને તે બીનું પેલા રસ કે ગર વડે
પોષણ થાય છે.

પ્ર૦ રસવાળાં ફળ કયાં હશે?

ઉ૦ કેરી, લીંબુ, નારંગી, બોર, ગુંદા, રાણ વગેરે.

પ્ર૦ ગરવાળાં ફળ કયાં હશે?

પ્ર૦ જમરૂખ, કેળાં, સક્કરજન, ખજૂર, પપૈયા, દ્રાક્ષ, રીંગણાં, દુધી,
સકરટેટી, તડબુચ વગેરે.

પ્ર૦ થોડી કઠણ છાલવાળાં ફળ કયાં હશે?

ઉ૦ આ જાતનાં ફળો ઉપરની છાલ જરા કઠણ હોય છે, અને તેમાં-
નો ગર અકેકા બીયા ઉપર જુદો જુદો ચોટેલો હોય છે, તેને
કળીઓ કહે છે. તેનો સ્વાદ મીઠો હોવાથી લોકો ખાય છે, દાડમ,
સીતાફળ અને આમલી આ જાતમાં છે.

પ્ર૦ ઘણી કઠણ છાલવાળાં ફળ કયાં હશે?

ઉ૦ આ જાતનાં ફળોની ઉપર કઠણ છોડું વીંટાએલું હોય છે. તેમાં
કોઇમાં ગર, કોઇમાં રેસા અને કોઇમાં બીજા છેડામાં બીયાં હોય છે.

પ્ર૦ કઠણ છાલનાં ગરવાળાં ફળ કયા કયા હશે?

ઉ૦ કોઠું અને આલુ બદામ ( સકરપારા ) ના ફળમાં ગર હોય છે.
રસ અને ગર ઘણાં મીઠાં હોવાથી માણસ અને બીજા પ્રાણીઓ
ખાય છે.

પ્ર૦ રેસાવાળાં ફળ કયાં હશે?

ઉ૦ નાળીએર, કપાસનાં જીંડવાં, આકોલીઆં વગેરેમાં રેસા રેસા વીંટાએલા હોય છે. બીનું રક્ષણ થવાને રેસા ઘણાજ ઉપયોગી છે. વળી માણસો રેસાને જુદા જુદા કામમાં વાપરે છે.

પ્ર૦ ત્રીજા છોડામાં બીયાવાળાં ફળ કયાં હશે ?

ઉ૦ સોપારી અને બદામના ફળો ઉપર કઠણ ટોપ જેવી છાલ હોય છે. વળી બદામની મીંજ ઉપર બીજું કઠણ છોડું હોય છે.

પ્ર૦ ફળનું કામ અને ઉપયોગ શો થાય છે ?

ઉ૦ ફળમાં જે બી હોય છે તેનું પોષણ કરવું અને રક્ષણ કરવું એ તેનું કામ છે. જ્યારે બી પાકીને ઉગવા જેવું બને છે, ત્યારે ફળનું કામ પતી રહે છે. પાકેલાં ફળ માણસો ઉતારી લે છે, અગર એની મેળે ઝાડ ઉપરથી ખરી પડે છે, પ્રાણીઓના ખોરાક વગેરેના ઉપયોગમાં ફળના બીયાં આવે છે. વળી કેટલાકમાંથી નવી વનસ્પતિ થાય છે. જેમ બી સારાં ને મોટાં થાય છે, તેમ તેમાંથી સારાં ફળ અને મોટાં ઝાડો બને છે. કેટલાંક બી કોહીને જમીનમાં મળી જાય છે.

---

## પાઠ ૮ મો. બી, તેના ભાગ અને કાર્ય.

પ્ર૦ બી શી રીતે પેદા થાય છે ?

ઉ૦ સ્રીતંતુના બીજાશયમાં જે ગોળ ઈંડાં જેવો પદાર્થ હોય છે, તેમાંથી ગર્ભની ઉત્પત્તિ થવાથી બી પેદા થાય છે.

પ્ર૦ બીની બનાવટ કેવી રીતની હશે ?

ઉ૦ તેવી બનાવટ ઈંડાના આકારની છે. બીના ત્રણ ભાગ છે. ૧ મુલાંકુર, ૨ દાળ અથવા ફાડ ને ૩ ફોતરાં કે છાલ. બીની રચનાનાં સૌથી કામનો ભાગ મુલાંકુર છે. મુલાંકુર એટલે મૂળના ફણગા, બીજની બે ફાડની વચ્ચે તાંતણા જેવો ધોળો પદાર્થ

દેખાય છે તે. એનાથી બી બને છે, અને બીથી નવું ઝાડ પેદા થાય છે. ફાડ અથવા દાળ—બદામની મીંજનું ફોતરૂં ઉતર્યા પછી તેની બે સરખી ફાડો થાય છે. એને વચલે પાસે બીજાંકુર હોય છે. તેનું એ ફાડોથી રક્ષણ થાય છે. ફોતરૂં કે છાલ—આપણે વગર પલાળેલી બદામની મીંજનું ફોતરૂં ઉખાડીશું, તો ઉખડશે નહિ. પણ તેને ઉના પાણીમાં પલાળીને મીંજને ચપટી વચ્ચે રાખી દાબીશું, તો ઉપરનું ફોતરૂં ઉખડી જશે. તેમજ મગફળી, ચણા, કચુકા અને કાજુ વગેરેને શેકવાથી તેનાં ફોતરાં ઉખડી જાય છે. આ ફોતરાથી માંહેના ભાગનું રક્ષણ થાય છે.

પ્ર૦ બે ફાડવાળાં બી શી રીતે ઓળખી શકશો ?

ઉ૦ તેની ખાત્રી એ કે તે ઉગે છે, ત્યારે તેને પ્રથમ બે પાંદડાં આવે છે. મગ, અડદ, ચણા, વાલ, તુવર, કચુકા, લાંગ, વટાણા, ગોટલો, બદામની મીંજ વગેરે બે ફાડવાળાં બીયાં છે. વળી વડ, લીમડો, પીંપર વગેરે ઝાડોને એક થડ અને તેનાથી ઘણાં ડાળાં, ડાળીઓ ફુટેલાં હોય છે. તે લાકડું ને છાલ છુટાં હોય છે. આ ઝાડોનાં બીયાં બે દાળવાળાં છે.

પ્ર૦ એક દાળવાળાં બી શી રીતે ઓળખી શકશો ?

ઉ૦ તેની પરીક્ષા એ છે કે, તે ઉગે છે ત્યારે તેને પ્રથમ એક પાંદડું આવે છે. ઘઉં, બાજરી, જાર, જવ, મકાઇ, કમોદ, વગેરે એક દાળવાળાં છે. વળી શેરડી, વાંસ, નાળિએરી, ખજૂરી, તાડ વગેરે ઝાડનાં બીને એકજ ફાડ હોય છે.

પ્ર૦ બીને ફણગો શી રીતે ફુટતો હશે ?

ઉ૦ આપણે કુંડાં, કુંડીઓ અને રામપાતરમાં માટી ભરી ઘઉં, આમલી, કેરીનો ગોટલો એ બધાંને વાવીએ, અને રોજ પાણી

પાઇએ, તો સાત આઠ દહાડામાં ફણગા ફુટેલા જણાશે. કચુકો જોઇએ તો તે ફણગાને માથે ટોપકાની પેઠે બહાર નીકળેલા જણાશે. અને તેની બે ફાડની વચ્ચે ખાંચમાં જે પોચો ગર છે, તે જગાએથી તેને ફણગો ફુટેલો જોશો. અને ઘઉંમાં જ્યાં નાકાં જેવી ખાંચ છે, તે ઠેકાણે ફણગો ફુટેલો છે, વળી ગોટલો એક બાજુએથી ફાટેલો છે, ને તેની ગોટલીમાં જે ઠેકાણે નાની આંખ જેવું છે, ત્યાંથી તેને ફણગો ફુટેલો છે. વાવતી વેળા બી ગમે તેમ જમીનમાં પડે, તો પણ મૂળ નીચે અને થડ ઉપરજ આવે છે.

પ્ર૦ બી શેમાં રહેલાં છે ?

ઉ૦ કોઇ બીયાં ગરમાં, કોઇ રેસામાં, અને કોઇ કઠણ છાલમાં રહેલાં છે. વટાણા, મગ, ચોળા, અડદ, વાલ, તુવર વગેરેનાં બીયાં શીંગમાં હારબંધ રહેલાં છે. જાર, બાજરીનાં બીયાં ડુંડામાં રહે છે. ઘઉં, ડાંગેર અને જવનાં બીયાં ઉંબીમાં, લીમડો, કપાસ, આકડો વગેરેનાં બીયાં વાળ જેવા તાંતણામાં રહે છે. દ્રાક્ષ, નારંગી, લીંબુ વગેરેનાં બીયાં રસમાં બંધાઇ ગયેલાં રહે છે. બદામ અને નાળીએરીનાં બીયાં જાડા પડવાળાં છે. કેરીના ગોટલા ઉપર જાડાં, ને નીચે પાતળાં પડ છે.

પ્ર૦ કેટલાક મુલકમાં નવીજ જાતનાં ઝાડો ઉગે છે, તે બી ક્યાંથી આવતાં હશે ?

ઉ૦ કેટલાંક બીયાં વાયરાથી ઉડીને બીજે સ્થળે પડે છે. કેટલાંકને પશુ, પક્ષી લઇ જાય છે. કેટલાંકને માણસ લઇ જઇને વાવે છે. કેટલાંક બીયાં પાણીની છોળોથી તણાઇને જાય છે. એવી રીતે નવીન ઝાડો ઉગે છે.

---

# પાઠ ૯ મો. પાંદડાં, તેની રચના અને કાર્ય.

પ્ર૦ પાંદડાં માણસને શા કામનાં છે?

ઉ૦ પાંદડાંની છાયા માણસને ઘણીજ ઉપયોગી છે. લીલાં પાંદડાંની ઘટા જોઇ માણસનો આત્મા પ્રસન્ન થાય છે. કોઇ થાકેલો કે તાપે અકળાએલો માણસ તેની નીચે આવીને બેસે તો તે પોતાનો સઘળો સંતાપ ભુલી જાય છે. વળી પાંદડાં વ્હેવારમાં પણ ઘણાં કામનાં છે. કોઇ પાંદડાં ખાવાના, ઔષધના કે એવા બીજા કામમાં વપરાય છે. એ સિવાય આપણે શ્વાસ વાટે ઝેરી હવા કાર્બોનિક એસીડ બહાર કાઢીએ છીએ, તે પાંદડાનો ખોરાક છે. તેને તે પોતાનામાં ખેંચી લઇ તેના અંશો જુદા પાડે છે. તેમાંથી માણસને ખપનો જે ઓક્સિજન તે બહાર કાઢી નાંખે છે અને બાકીનો અંશ કાર્બન પાંદડાંમાં રહે છે.

પ્ર૦ પાંદડાં ઝાડને કેટલાં ઉપયોગી છે?

ઉ૦ મૂળીઆં ભોંયમાંથી જે પાણી ચુસે છે, તે પાંદડાંમાં આવી કાર્બન ભેગું મળે છે. તે પાંદડાંમાંથી સૂર્યના પ્રકાશની મદદવડે ઝાડને માટે જોઇતો ખોરાક તૈયાર કરે છે. એજ ખોરાકને લીધે ઝાડ વધે છે. પાંદડાંની સપાટી ઉપર પુષ્કળ બારીક છિદ્રો હોય છે, તે વડે તેમાં ઘણી ક્રિયાઓ ચાલે છે.

પ્ર૦ ઝાડના માટે પાંદડાંને શી શી ઉપમા આપી શકાય?

ઉ૦ પાંદડાંને ઝાડનું રસોડું કહીએ તોપણ ચાલે. કારણ કે પાંદડાં ઝાડના માટે ખોરાક તૈયાર કરે છે. વળી તે ખોરાક એમાંજ પાચન થઇ ઝાડને પુષ્ટિ આપે એવો બને છે. માટે એને ઝાડનું જઠર કહીએ તોપણ ચાલે. વળી પાંદડાં ફેફસાંનું કામ પણ કરે છે. કેમકે તેનાવડે ઝાડ દમ લે છે ને મૂકે છે. આપણા શરીરમાં જેમ

નસો છે અને તેમાં લોહી ફરે છે, તેમ પાંદડાંમાં પણ નસો છે, તેમાં થઇને ઝાડમાંનો રસ પાંદડાના દરેક ભાગમાં પહોંચે છે. પાંદડાંની પાછલી બાજુ ઝીણાં છિદ્રો છે તે વાટે તે નુકસાનકારક નિરૂપયોગી પાણી વગેરે પદાર્થ બહાર કાઢી નાંખે છે. આપણા શરીરમાં નસો છે, તેમ પાંદડાંમાં પણ નસો છે, તેમાં થઇને ઝાડમાંનો રસ પાંદડાના દરેક ભાગમાં પહોંચે છે.

પ્ર૦ પીપળાનું પાંદડું કેવું હોય છે?

ઉ૦ તેમાં વચ્ચે ઠેઠ સુધી એક નસ હોય છે, તેમાંથી બીજી નાની નસો નીકળે છે, તેમાંથી તેથી પણ નાની નસો નીકળે છે. એમ આખું પાંદડું નસોથી ગુંથાએલું હોય છે. નસોની વચ્ચે કુમળા ભાગો હોય છે; એ પાંદડું સડે છે ત્યારે કુમળા ભાગો કોહી જાય છે, અને નસોનું ગુંથણ જેમનું તેમ રહે છે. એ ગુંથણ વાટેજ પાંદડામાં રસ ફરતો રહે છે.

પ્ર૦ એરંડા અને દુધીનાં પાંદડાં કેવાં હોય છે?

ઉ૦ એમને થડમાંથી નીકળતી વચમાં નસ હોતી નથી, પણ આપણા હાથનાં આંગળાંની પેઠે પાંચ સાત નસો ઠેકથી નીકળીને પાંદડાં પર જુદી જુદી તરફ જાય છે. એમાંથી બીજી નાની નસો નીકળે છે. એ પ્રમાણે તે પાંદડાંમાં પણ નસોનું ગુંથણ હોય છે.

પ્ર૦ કેળનું પાંદડું કેવું હોય છે?

ઉ૦ એમાં વચ્ચે મોટી ને જાડી નસ હોય છે, તે પાંદડાના થડ જેવી જણાય છે. તેમાંથી બીજી નાની નાની નસો નીકળેલી હોય છે. એની બધી નસો સીધી દોર હોય છે. કેળની પેઠે ઘાસનાં પાંદડાંમાં પણ એક નસ પાંદડાંની વચ્ચે અને તેની બંને બાજુએ બીજી નસો ઘણું ખરું ડીંટાંમાંથી અણી સુધી એક બીજીને

સરખે અંતરે આવેલી જણાશે. એવાં પાંદડાં ફાડીએ તો સીધાં ફાટે છે. વડ કે પીપળાનું એટલે નસોના ગુંથણવાળું પાંદડું એમ સીધું ફાટતું નથી.

પ્ર૦ નાગરવેલનું પાન કેવું હોય છે?

ઉ૦ એન પાનની નસો ઉતારીએ છીએ ત્યારે નસો સાથે પાતળી ચામડી જેવું આવે છે, આપણી ચામડીની પેઠે એ એક પાતળું પડ છે. એ પડ નીચે નાની કોથળીઓમાં ઝીણા કણ હોય છે; તે સૂર્યના પ્રકાશથી લીલા થાય છે, તેથી પાન પણ લીલું થાયછે. સૂર્યનો પ્રકાશ મળતો ન હોય એવાં પાંદડાં ફીકાં હોય છે; ને તેથીજ આ પાનની નીચલી કરતાં ઉપલી બાજુ વધારે લીલી હોય છે, અને સૂર્યના પ્રકાશ તરફ વળેલી હોય છે.

---

## પાઠ ૧૦ મો. ચા અને કાફી.

પ્ર૦ ચા એ શો પદાર્થ હશે?

ઉ૦ એ એક જાતની વનસ્પતિનાં પાંદડાં છે, ને શરીરમાં જાગૃતિ લાવનાર છે.

પ્ર૦ એના છોડનું વર્ણન કરો.

ઉ૦ એને ડુંગરાળ જમીનમાં વાવે છે. પાણી પોચી જમીન એને માફક આવતી નથી. એનાં પાંદડાં લાંબાં, સાંકડાં, અને ગુલાબનાં પાંદડાંની પેઠે ધારે કાંગરાવાળાં હોય છે, તેનો રંગ તેજદાર લીલો હોય છે. છોડ ત્રણ વરસના થાય છે ત્યારે પાંદડાં ચૂંટી લે છે. વરસમાં ત્રણવાર પાંદડાં વીણી લે છે. ચૂટેલાં પાંદડાંને છાછર ટોપલીમાં સુકવે છે. પછી તાવડામાં દેવતાના તાપે તપાવે છે, ત્યારે તે વળી ન જાય માટે હલાવ્યાં કરે છે, તેથી તે ઢળી

પડે છે. સુકવતી વખતે તેને મસળે છે તેથી વીંટાઇ જાય છે. એટલે પાંદડાં વળેલાં ને ચોળાએલાં લાગે છે.

પ્ર૦ ચાના છોડ કયાં થાય છે ?

ઉ૦ ચીન દેશમાં ઘણી પાકે છે. હાલમાં હિંદુસ્તાનમાં પણ ઘણી થાય છે.

પ્ર૦ પીવા માટે ચા તૈયાર કરવાની રીત કયી છે ?

ઉ૦ એક વાસણમાં જોઇએ તેટલી ચા નાંખી તેમાં ઉકળતું પાણી રેડી થોડીવાર ઢાંકી રાખવું. તેમાંથી પ્યાલા ભરીને જોઇએ તેટલી ખાંડ નાંખી દૂધ રેડવું. એટલે તૈયાર થઇ.

પ્ર૦ કાફી શેની બને છે ? અને શી રીતે તૈયાર કરે છે ?

ઉ૦ એ એક જાતના છોડનાં ફળ અથવા બીજ છે. એ અરબસ્તાનમાં ઘણી થાય છે. હાલમાં હિંદુસ્તાનમાં પણ થાય છે. તેને ધોળાં સુગંધીદાર ફૂલ આવે છે. ફૂલોમાંથી ફળ પાકે છે, ત્યારે ખેડુત છોડવા તળે લુગડાં પાથરીને છોડવાને ખૂબ હલાવે છે. તેથી પાકાં ફળો ખરી પડે છે, તે બધાં ભેગાં કરીને સુકવે છે. સુકાયા પછી તેને પથરાવડે છડીને અથવા ચરખામાં પીલીને છોતરાં ઉખેડે છે, પછી અંદરનાં બીને સુકવીને ઘીમાં શેકે છે, તેથી તેમાં સ્વાદ અને સોડમ આવે છે. તેને દળીને ભૂકો કરે છે, ને ખપ પડે ત્યારે વપરાશમાં લે છે.

પ્ર૦ પીવા માટે કાફી તૈયાર કરવાની [illegible].

ઉ૦ વાસણમાં જોઇએ તેટલી કાફી અને [illegible] નાંખી ઉકાળવું. ખૂબ ઉકળે એટલે તેમાં જોઇએ તેટલી ખાંડ અને [illegible] રેડી ઉતારી નાંખવું. એટલે પીવા જેવી થઇ.

પ્ર૦ ચા અને કાફી પીવામાં કયા ગુણ છે ?

ઉ૦ ચા કરતાં કાફી પાચન ક્રિયામાં સારી છે, તેમજ કૌવત આપ-

નારી છે. અને પીનારને જાગૃત ને તાજો બનાવે છે. કાફી ઉંઘ ઓછી લાવનાર છે. ચા અને કાફી જો નિયમિત રીતે પીએ તો ગમે તેવા તાવને તે રોકી શકે છે.

---

## પાઠ ૧૧ મો. રૂ અને કપાસનો છોડ.

પ્ર૦ કપાસના છોડનું વર્ણન કરો.

ઉ૦ કપાસના છોડ બેથી આઠ ફૂટ સુધી ઉંચા થાય છે. તેને ઘણી ડાળીઓ, પાંખડીઓ, અને પુષ્કળ પાંદડાં હોય છે. એનાં પાંદડાં નાનાં એરંડાના પાનના આકારનાં હોય છે. તેના ઘણું કરી પાંચ ભાગ પાડેલા હોય છે. તેને પીળાં ફૂલ આવે છે. કેટલીક જાતના કપાસને લાલ ધોળાં ફૂલ પણ આવે છે. અંદર ત્રણ પાંખડીવાળું વજ્ર અંદર ને પાસે હોય છે. તેનાનું પ્યાલા જેવું હોય છે. એના ફૂલને પાંચ પાંખડીઓ ને તે દરેકમાં નીચે કાળી છાંટ હોય છે. એ પાંચે પાંખડીઓ ભેગી મળવાથી આંખ જેવી દેખાય છે. તેમાં ઘણા પુંકેસર હોવાથી તેના તાંતણા જોડાઇ જવાથી નીચે નળી જેવો આકાર બને છે, એ નળીમાં સ્ત્રી કેસર હોય છે. તેમાં બી બંધાય છે, તેને કપાસીઆ કહે છે. કપાસીઆપર ધોળા તાર વળગેલા હોય છે તે રૂ છે. કપાસીઆ ને રૂ મળીને કપાસ બને છે.

પ્ર૦ કપાસનું વાવેતર ક્યારે અને કેવી જમીનમાં થાય છે?

ઉ૦ જુન મહિનામાં મૃગશર નક્ષત્ર બેસે છે ત્યારે એનું વાવેતર કરે છે. એને કાળી જમીન વધારે માફક આવે છે. એવી જમીનને કપાસની જમીન કહે છે.

પ્ર૦ કપાસનાં જીંડવાં ફાટે છે તે વખતનું કપાસના ખેતરનું વર્ણન કરો.

ઉ૦ ફૂલમાં જીંડવાં બંધાય છે. એ જીંડવામાં ત્રણ ચાર ફાટ હોય

છે. જીંડવાં ફાટે છે, ત્યારે તેના સાંધા આગળથી ઉઘડે છે, ને તેમાંથી કપાસ નીકળે છે. એ જીંડવાને કાલાં કહે છે. જ્યારે કાલાં ફાટે છે ત્યારે ખેતરો ધોળાં ધોળાં દેખાય છે. એ વખતે કપાસ વીણવાનું કામ શરૂ થાય છે. તે કેટલાક મહીના ચાલે છે, કપાસ વીણવાનું કામ સવારમાં કરે છે કારણ કેઃ સવારમાં ઝાકળ હોવાથી પાંદડી ભાંગી રૂને ચોટતી નથી તેથી તેનું રૂ ચોકખું નીકળે છે.

પ્ર૦ કપાસમાંથી રૂ શી રીતે જુદું પાડે છે?

ઉ૦ લાકડાના ચરખા બનાવેલા હોય છે તેનાથી તથા કપાસ લોઢવાનાં જીનમાં ચરખા વડે કપાસમાંથી કપાસીઆ અને રૂને જુદાં પાડે છે, ઘણું કરીને કપાસમાંથી એક ભાગનું રૂ અને બે ભાગના કપાસીઆ નીકળે છે.

પ્ર૦ કપાસની કયી કયી જાતો છે?

ઉ૦ કાનમી, મહીઓ અથવા વાગડીઓ, નરમો, તળપદો અને અમેરિકન. તેમાં કાનમી કપાસ ને અમેરિકન ઉંચી જાતના છે. કારણકે તેનું રૂ લાંબા તારવાળું, સુંવાળું અને ચીકણું છે. તેથી તેની કિંમત વધારે બેસે છે.

પ્ર૦ કપાસની નીપજ કયા કયા દેશોમાં થાય છે?

ઉ૦ હિંદુસ્તાન, ચીન, અમેરિકા, અને મિસર દેશમાં કપાસ થાય છે. તેમાં હિંદુસ્તાનમાં મુખ્યત્વે ગુજરાત, કર્ણાટક, ખાનદેશ, વરાડ અને મધ્ય પ્રાંતોમાં કપાસ વધારે થાય છે.

પ્ર૦ રૂનો શો ઉપયોગ છે?

ઉ૦ આપણને જેમ ખોરાકની જરૂર છે તેમ લુગડાંની પણ ખાસ જરૂર છે. ધનવાન હોય કે નિર્ધન હોય, તોએ તેને ખોરાક ને લુગડાં વિના ચાલે નહિ. ધનવાન હોય તે ઉંચો ખોરાક ખાય ને ઉમદા

વસ્ત્ર પહેરે; ને નિર્ધનને માત્ર જાડું પાતળું અને લુખું પાખુ ખાવાનું મળે, પરંતુ જેવા તેવા ખોરાકની અને પહેરવાને લુગડાંની જરૂર છે, તે લુગડાં રૂનાં બને છે. સુવાને માટે ગોદડાં પણ રૂનાંજ થાય છે. બેસવા ઉઠવાનાં પાથરણાં, પાણી કાઢવાની દોરી, દોરડાં, ખાટલા ભરવાની પાટીઓ વગેરે રૂનાં થાય છે. રૂને પીંજીને તેની પુણીઓ વણાય છે ને પછી કાંતીને સૂતર તૈયાર કરે છે તેનાં જેવાં જોઇએ તેવાં લુગડાં વણાય છે.

---

## પાઠ ૧૨ મો. માછલી.

પ્ર૦ માછલીના શરીરનું વર્ણન કરો.

ઉ૦ એના શરીરનો ઘાટ મછવા જેવો છે. તે વચ્ચેથી જાડું અને બેઉ છેડે ધીમે ધીમે પાતળું થતું જાય છે. એના શરીર ઉપર વાળ કે જાડી ચામડી હોતી નથી, પણ કરોડ ઉપર ભીંગડાં હોય છે. એનું શરીર લીસું હોય છે, તેથી તરતી વખતે સહેલથી ખસી શકે છે. એની આંખો ઘણી ચળકતી છે, તથા બહુ ઝીણા ને તીણા દાંત છે. તે વડે તે નાનાં માછલાં ને કીડા ખાઇ શકે છે. એના બરડાની કરોડ બહુ નરમ અને વળે એવી છે, તેથી મરજીમાં આવે તેમ પોતાનું શરીર વાળી શકે છે. એ પેટે ચાલનારાં પ્રાણી છે, એને પગ હોતા નથી. તે ઇંડાં મૂકે છે.

પ્ર૦ માછલીનું રહેઠાણ કયાં હશે?

ઉ૦ તે પાણીમાંજ રહે છે. પાણી સિવાય તે એક ઘડી પણ જીવી શકે નહિ. વળી એક સમુદ્રની માછલી બીજા સમુદ્રમાં જીવી શકતી નથી. તેમજ મીઠા પાણીમાં રહેનાર માછલી ખારા પાણીમાં અને ખારા પાણીની મીઠા પાણીમાં રહી શકતી નથી.

પ્ર૦ પાણીની અંદર માછલી શી રીતે શ્વાસ લઇ શકે છે?

ઉ૦ માછલીને શ્વાસ લેવાની કોથળીઓ હોય છે. બંને તારા પડદા જેવી ઝાલર હોય છે, તેની નીચે જાળ જેવી રાતી કોથળીઓ હોય છે તે વડે પાણીમાંથી એ શ્વાસ લે છે. માછલી પાણીમાં તરે જાય છે, એટલે કોથળીઓ તેમાં મળી ગયેલી હવા કાઢી લેછે, અને નકામું પાણી ઝાલર વાટે બહાર કાઢી નાંખે છે.

પ્ર૦ પાણીમાં છેક થોડી હવા હોય છે, તેટલાથી તેનું જીવન શી રીતે નભે છે?

ઉ૦ એને બહુ હવાનો ખપ નથી. આપણા શરીરની ગરમી નીભાવવાને ઘણી હવાની જરૂર હોય છે, પણ માછલીનું લોહી ટંડું હોવાથી એનું શરીર પણ ટંડું રહે છે, તેથી એને ઘણી હવા જોઇતી નથી.

પ્ર૦ માછલી પાણીમાં શી રીતે તરી શકે છે?

ઉ૦ એને તરવાનું સહેલું પડે તેટલા માટેજ એના શરીરનો ઘાટ મછવાના જેવો કરેલો છે. મછવામાં જેમ હલેસાં ને સુકાન હોય છે, તેમ માછલીની છાતીએ બે, પેટ આગળ બે, અને પાંચમું પીઠે છે, તે હલેસાં જેવુંજ છે; અને એની પુંછડી તે એનું સુકાન સમજવું.

પ્ર૦ માછલીનો શો ઉપયોગ છે?

ઉ૦ કેટલાક લોકો માછલીનો આહાર કરે છે. દરીઆ કાંઠાના કેટલાક તેનો વધારે આહાર કરે છે, ને માછલીનો જબરો વેપાર ચલાવે છે. માછલીનું તેલ કાઢવામાં આવે છે, તે દવાના ઉપયોગમાં આવે છે. વળી પાણીમાંનાં નાનાં જીવડાં તથા મેલ ખાઇને પાણીને સ્વચ્છ કરે છે.

# પાઠ ૧૩ મો. સાપ.

**પ્ર૦ સાપના શરીરનું વર્ણન કરો.**

ઉ૦ સાપ એ પેટે ચાલનારૂં પ્રાણી છે. એને પગ હોતા નથી. તેમ છતાં તે ઘણીજ ઝડપથી ચાલે છે; તેનું કારણ એ કે તેને કરોડમાં ઘણાં છુટાં છુટાં હાડકાં હોય છે; ને તેની પાંસળીઓ પેટપરની ચામડીને વળગેલી હોય છે. તેના ઉપર ભીંગડાં હોય છે, તે ભીંગડાં વડે ભોંયને વળગી રહે છે. તેની પાંસળી પરના મજબુત લોચા સંકોચી તથા પહોળા કરી ઝડપથી શરીરને આગળ ખેંચી જાય છે. ઘણા સાંધા હોવાથી તે મરજી મુજબ વળી કે વીંટાઇ શકે છે. તેના ઉપર જે ભીંગડાંવાળી ચામડી હોય છે, તે તેને નવી ચામડી આવે છે, ત્યારે ઉતારી નાંખે છે, એને સાપની કાંચળી કહે છે. કેટલાક નાગ–સાપને માથે ફેણ હોય છે, તે સુંદર લાગે છે.

**પ્ર૦ સાપના કેટલા વર્ગ છે ને તે કયા કયા ?**

ઉ૦ બે વર્ગ છે. ૧ ઝેરી અને ૨ ઝેર વગરના. ઝેરી સાપનું માથું પહોળું હોય છે, તેના જડબામાં ઝેરની કોથળી હોય છે, તેમાંથી એક નળી પોલા દાંતમાં ઉતરે છે, તે અણી સુધી પહોંચે છે. એ દાંત મોંમાં તાળવા તરફ વળેલા હોય છે. નાગ કરડે ત્યારે એ દાંત સીધો થઇ જાય છે, અને જડબાં બીડાય ત્યારે ઝેર નીચોવાઇને ડંખમાં પડે છે.

**પ્ર૦ સાપનું ઝેર ઉતારવાના શા ઉપાય છે ?**

ઉ૦ ડંખને ઉપલે પાસે દોરી તાણી બાંધવી. પછી ડંખને ચીરીને નીચેથી પાટો બાંધવો. એ ઉત્તમ ઉપાય છે. પછી બ્લિચીંગ પાઉડર કે કાંડીની દવા મળે તો ચોપડવી. હાલમાં આપણા દેશ-

નાં સરકારી દવાખાનામાં નાગના ઝેરની દવા મળે છે તેને પણ વાપરવી.

પ્ર૦ ઝેર વગરના સાપનું વર્ણન કરો.

ઉ૦ ઝેર વગરના અને ઝેરી સાપોનો ઘાટ તો સરખોજ હોય છે. તેમને પેલા કાણાવાળો ઝેરી દાંત હોતો નથી. એમાંના કેટલાક બહુ જાડા અને લાંબા હોય છે. દક્ષિણ હિંદુસ્તાનમાં મોટા અજગરો થાય છે, તે ઝેરી નથી, પણ તે ઘેટું કે બકરૂં આખું ગળી જાય છે. તે બહુ જબરા હોય છે, તેથી માણસ કે ગાયને શરીરે વીંટાઇ વળે, તો તેનો દાબીને કચરઘાણ કરી નાંખે છે.

પ્ર૦ આ સિવાય સાપની બીજી કયી જાતો હોય છે?

ઉ૦ ચીતલ અને કાંઠ એ ભયંકર ઝેરી સાપ છે. તેમાં ચીતલ લીલા કાળા રંગની હોય છે, તે કરડે, કે તેની માણસને લાળ અડે તો તેનું શરીર કોહી જાય છે, તે ઘણા ઉપાય કર્યા છતાં મટતું નથી. કાંઠ એ કાળા ભુરા રંગની હાથેક લાંબી હોય છે, તે પણ ઝેરી છે. તેનું ઝેર ઉતરવું મુશ્કેલ છે.

પ્ર૦ સાપને મળતાં બીજાં કયાં પ્રાણી છે?

ઉ૦ કીડા અને પાણીમાં માછલાં હોય છે. તે પણ પેટે ચાલનારાં છે.

પ્ર૦ સાપ ક્યાં રહેતા હશે?

ઉ૦ તે જમીનમાં દરમાં રહે છે. તે પોતે દર ખોદતા નથી પણ ઉંદરો પોતાને રહેવા માટે દર ખોદે છે તે દરમાં સાપ રહે છે. એટલે ઉંદરો નાશી જઇ બીજે ઠેકાણે દર ખોદી રહે છે. એને માટે કહેવત છે કે—" ખોદે ઉંદર અને ભોગવે ભોરીંગ."

---

# પાઠ ૧૪ મો. દેડકું.

**પ્ર૦** દેડકાનું રહેઠાણ ક્યાં હશે ?

**ઉ૦** તે પાણીમાં અને જમીનમાં રહે છે. જમીનપર રહેનારા તાપના વખતમાં ઝાડનાં પાંદડાંમાં, છોડ નીચે, અથવા ભીંની જગામાં ભરાઇ રહે છે. પાણીમાં રહેનારા તળાવ, કુવા અને કાદવવાળી જગામાં રહે છે. કાદવ સુકાઇ જાય ત્યારે જમીનની માંહે રહે છે. શિઆળામાં ટાઢ અને ઉનાળામાં તાપને લીધે દેડકાં જોવામાં આવતાં નથી, પણ ચોમાસામાં તો ઘણાંજ હોય છે.

**પ્ર૦** દેડકાંની જીંદગીનાં રૂપાંતર કહો.

**ઉ૦** પતંગીઆંની પેઠે દેડકાંની જીંદગીનાં રૂપાંતર થાય છે. તેની જીંદગીની ત્રણ અવસ્થા છે. ૧ ઇંડાં, ૨ માછલીની પેઠે પૂંછડીવાળી સ્થિતિ, ૩ દેડકું.

**પ્ર૦** દેડકાની ઉત્પત્તિ શી રીતે થાય છે ?

**ઉ૦** ગરમ ઋતુમાં દેડકી પાણીને તળીએ કાળાં રંગનાં ઝળકતાં ને પારદર્શક ઇંડાં મૂકે છે. તે પાણી ઉપર તરતાં રહે છે. તેને એની માદા સેવવા બેસતી નથી, તેનું લોહી ઠંડું હોવાથી સૂર્યના તાપથી સેવાય છે; તે આઠ દહાડામાં તો ઇંડામાંથી માછલીના ઘાટનું બચ્ચું નીકળે છે. તેને શ્વાસ લેવાને ઝાલર ને લાંબી પૂંછડી હોય છે. આ વેળા તે ભાજીપાલો ખાય છે. ચાર છ અઠવાડીઆમાં પાછલા પગ આવે છે, અને પૂંછડી મુદ્દલ રહેતી નથી; આ વેળા આંખ અને ફેફસાં બને છે, અને આગલા પગ ચામડીમાંથી બહાર નીકળે છે, તેથી દેડકાં જેવો દેડકો થઇ રહે છે. દેડકું બન્યા પછી સાપ જેમ કાંચળી ઉતારે છે, તેમ તે પણ ચામડી ઉતારે છે, અને પોતાના પંજા વડે ચામડી ચીરીને ફાડી નાંખી તેનો દરેક કકડો ગળી જાય છે.

પ્ર૦ દેડકાના શરીરનું વર્ણન કરો.

ઉ૦ તેનું માથું શરીરના પ્રમાણમાં ઘણું મોટું, પહોળું અને ત્રિકોણાકાર છે. તેને ડોક નથી, આંખો મોટી અને બહુ ચંચળ છે, તેની આજુબાજુ પીળા રંગની કોર છે; આંખનું રક્ષણ કરવાને પોપચાં છે. તેના મોંઢાના ઉપરના જડબામાં ઝીણા અણીવાળા દાંત છે. પણ નીચેના જડબામાં નથી. આ દાંતથી માખી કે બીજા એવા જંતુઓ ગળી શકે છે. એની જીભનું મૂળ આગલા ભાગમાં અને ટેરવું ગળા તરફ છે, તેથી તે પોતાની જીભને પાછી વાળીને મોંઢાથી ઘણે છેટે બહાર કાઢી શકે છે. જીભપર ચારેબાજુ ચીકાશવાળો પદાર્થ લાગેલો હોય છે. તેનું પેટ ચપટું, પહોળું અને બેડોળ છે. તેને પાંસળીઓ હોતી નથી, પણ કરોડની બંને બાજુ થોડાં થોડાં હાડકાં છે, તેનું પેટ જમીનને અડકતું રહે છે, તેથી તે પેટે ચાલનારૂં પ્રાણી કહેવાય છે. તેને ચાર પગ છે. આગલા પગે ચાર ચાર અને પાછલા પગે પાંચ પાંચ આંગળાં છે, પણ પાછલા પગની આંગળીઓ પાતળા પડ જેવી સંધાએલી હોય છે, તેથી તેને તરતાં ફાવે છે અને થેકડો મારી ચાલે છે. તે પોતાના શરીરથી ૩૦–૪૦ ગણું કૂદી શકે છે. તેની ચામડી ચીકાશવાળી હોવાથી પાણીમાં રહી શકે છે. તેની ચામડી પર વાળ કે ભીંગડાં હોતાં નથી, પણ તપખીરીયાં ને ઝાંખા રંગનાં તલકાં હોય છે, તેથી ભીંગડાં જેવું લાગે છે. ચામડી ઘણું કરીને લીલા ભુરા રંગની હોય છે, અને નીચેનો ભાગ પીળો હોય છે.

પ્ર૦ દેડકાંના રંગ શી રીતે બદલાય છે?

ઉ૦ તેની ચામડી ચળકતી અને લીસી હોવાથી જ્યારે લીલા ઘાસમાં

હોય ત્યારે લીલો, પાણીમાં હોય ત્યારે આસમાની અને જમીનમાં હોય ત્યારે માટી જેવો જણાય છે. અને એ પ્રમાણે રંગ બદલાવાનું કારણ બીજાં પ્રાણીથી રક્ષણ થવા માટે જણાય છે.

પ્ર૦ દેડકાં શું ખાતાં હશે?

ઉ૦ તે પ્રથમ સ્થિર થઇને બેશી રહે છે, જેવો શિકાર તેની લાંબી જીભ પહોંચી વળે એટલે છેટે આવ્યો કે તરતજ ઘણી ઝડપથી જીભ બહાર કાઢી શિકારને પકડી મોંમાં લઇ ગળી જાય છે. તે જીવતાં ઝીણાં જીવડાં, ગોકળગાય, માખીઓ અને કીડા ખાય છે. નાનાં દેડકાં પાણીની શેવાળ અને છોડની કુમળી ટીશીઓ પણ ખાય છે.

પ્ર૦ દેડકાં શ્વાસ શી રીતે લે છે?

ઉ૦ તે નસકોરાં અને મોં વાટે શ્વાસ લે છે. હવાના ઘુંટડા નસકોરાં વાટે પાણીની પેઠે ઉતારે છે, પણ થાકી જવાથી વધારે હવા લેવાતી નથી, તેથી એની કાણાંવાળી અને ભીંની ચામડી શ્વાસ લેવાને કામ આવે છે. આ રીતે થોડી હવા તેના લોહીને ગરમ કરવાને પુરતી ન હોવાથી તેનું લોહી ઠંડુ રહે છે.

પ્ર૦ દેડકાં શા ઉપયોગનાં છે?

ઉ૦ તે પાણીની માંહેનો મેલ તથા ઝીણાં જીવડાં ખાઇ જઇ પાણી ચોકખું કરે છે. વળી સાપ વગેરેનો તે ભક્ષ છે.

---

## પાઠ ૧૫ મો. તીડ.

પ્ર૦ તીડના શરીરનું વર્ણન કરો.

ઉ૦ એ કીડાના વર્ગનું પ્રાણી છે. તે ઘણું કરીને તીતીઘોડાને મળતું છે. કીડાની પેઠે તેને બે શીંગડાં, છ પગ અને ચાર

પાંખો હોય છે. તેના પાછલા પગ લાંબા, જાડા, અને જોરાવર હોય છે, અને તેનાપર કરવતના દાંતા જેવી કાંગરી હોય છે. તેની આગલી પાંખો જરા લાંબી અને પાછલી ઘણી પહોળી હોય છે. એ પાંખો કાગળના પંખાની પેઠે બિડાય છે. તીડનું મોં મોટું ને જબરૂં હોય છે.

પ્ર૦ તીડની ઉત્પત્તિ શી રીતે થાય છે?

ઉ૦ જ્યારે આપણા દેશમાં વરસાદ બંધ થવાનો થાય છે, ત્યારે તીડ રેતી કે ગોરાડુ જમીનમાં ઈંડાં મૂકે છે. માદાના શરીરને છેડે શીંગડાં જેવી કઠણ અણી હોય છે, તે વડે તે જમીનમાં એકાદ તસુ ઉંડું દર પાડે છે, અને તેમાં ઇંડાં મૂકે છે. એ ઇંડાં મેલાં પીળા રંગનાં અને આકારે લંબગોળ પણ બાજુએથી જરા વધારે પહોળાં હોય છે. માદા દરેક દરમાં શુમારે ૫૦ થી ૭૫ ઇંડાં મૂકે છે. તે ઇંડાં ઉપર માદા ફીણ જેવો પદાર્થ પાથરી દે છે, તેથી તેઓ એકબીજાને વળગી જાય છે. જ્યારે તે સુકાય છે ત્યારે દરનું મોં બિડાય છે. ઇંડાં ત્રણેક અઠવાડીઆં સુધી ભોંયમાં રહે છે. પછી દરેકમાંથી લીલા રંગનો કીડો નીકળે છે. તે શરીર-પરની લીલી ચામડી કાઢી નાંખી ખરપડીની પેઠે ટેકવા માંડે છે, ને કુમળી ટીશીઓ અને પાલો ખાઇ ઉગતા પાકને નુકસાન કરે છે. એ કીડો પોતાની ચામડી વારે વારે ઉતારી નાંખે છે, પછી તેને ઝીણી પાંખો આવે છે, છેલ્લીવારની ચામડી કાઢી નાંખ્યા પછી તે રાતા તપખીરીઆ રંગનું તીડ બને છે.

પ્ર૦ તીડનો ખોરાક શું હશે?

ઉ૦ તીડ બહુ ખાઉધરાં હોય છે. જે કંઇ લીલોતરી મળે તેને ખાઇને સાફ કરી મૂકે છે. કપાસ, મગી, તલ, જુવાર, બાજરી, ઘઉં,

કઠોળ અને બીજી બધી જાતના દાણા તેમજ ઝાડની તાજી ટીશીઓ, અને ઘાસ ખાય છે.

પ્ર૦ તીડની વસ્તી ક્યાં અને કેટલી હશે ?

ઉ૦ આપણા દેશમાં રજપુતસ્થાન અને સંહ્યાદ્રિ પર્વતમાં ઘણું કરીને તીડનું રહેઠાણ છે. તે ઘણુંકરીને ભોંયમાંજ રહે છે. તે જ્યારે બહાર નીકળે છે ત્યારે તેનાં ટોળે ટોળાં ખોરાકની શોધમાં ઉડતાં દેખાય છે. એ ટોળાં કોઇવાર તો એટલાં ખીચોખીચ અને ગાઉના ગાઉ સુધી લાંબાં પહોળાં હોય છે, કે સૂર્યને પણ વાદળાંની પેઠે ઢાંકી દે છે. તે જે ઝાડ પર બેસે છે તેનો ઘાણ વાળી દે છે. તેવાં ઝાડ ફરીને ફળવાની આશા રહેતી નથી. તે મનોહર વાડીઓને પણ વેરાન કરી દે છે. પાકને લણતાં પહેલાં જો તીડનાં ટોળાં આવી પહોંચ્યાં, તો ત્યાંની વસ્તીને દુકાળ અને ભૂખમરો વેઠવો પડે છે, આવી રીતે તે અગણિત નુકસાન કરે છે.

પ્ર૦ તીડથી થતું નુકશાન અટકાવવાના શા ઉપાય છે ?

ઉ૦ તીડનાં ઈંડાં ખોળી કાઢીને તેનો નાશ કરવો. તેમ કરવાથી લાખો તીડ પેદા થતાં અટકશે, અને કરોડો ખાંડી ધાન્ય નાશ પામતું બચશે; જો એમ ન બને તો બચ્ચાંને પાંખો આવતાં પહેલાં તેમને ઝાડનાં ડાંખળાં અને સાવરણીઓ વડે ઝુડી ઝુડીને પૂરાં કરવાં. પછી તેનાં ખોખાં ખાઇઓમાં નાંખી ઉપર માટી પુરવી. તીડ ઉડતાં થયા પછી તેમનો નાશ કરવો એ કઠણ છે, પણ આગ ને ધુમાડો કરવાથી તેમને મરાશે તો નહિ, પણ અટકાવી શકાશે.

---

# પાઠ ૧૬ મો. મચ્છર.

પ્ર૦ મચ્છરના શરીરની રચનાનું વર્ણન કરો.

ઉ૦ મચ્છર કીડીના વર્ગનું પ્રાણી છે. માથું, છાતી અને જઠર એવા એના ત્રણ ભાગ પડે છે. એને છાતી આગળ છ પગ હોય છે. તે માખીની જાતનાં છે, તેથી તેને બે પાંખો હોય છે. સૂક્ષ્મદર્શક યંત્રવડે મચ્છરનું શરીર તપાસીએ, તો તેના માથાનો ભાગ વિવિધ પાસાદાર આંખોથી ઢંકાએલો હોય છે. તેને તીક્ષ્ણ અણીવાળી ને પોલી સૂંઢ હોય છે, તે સોય જેવી દેખાય છે. મચ્છરને બે શીંગડાં હોય છે, નરનાં શીંગડાંને કાંટા હોય છે, તેવા માદાને હોતા નથી, માદા સ્થિર પાણીપર ઇંડાં મૂકે છે, ને પછી મરી જાય છે. એ ઇંડાંમાંથી ઇયળ જેવા જંતુ નીકળે છે, તે થોડીવાર ઉંઘમાં પડે છે અને પછી મચ્છર બની જાય છે.

પ્ર૦ મચ્છર કયી કયી જાતના થાય છે?

ઉ૦ મચ્છર ઘણી જાતના છે, પણ મુખ્ય બે વર્ગ પડી શકે છે. ૧ ઝેરી ને ૨ સાધારણ. ઝેરી જાતના ડંખેથી તાવ લાગુ પડે છે. સાધારણ મચ્છરો મોટા હોય છે, ને ભીંતે બેસે છે ત્યારે ખુંધા દેખાય છે. ઝેરી મચ્છર ભીંતમાં ઢળકતાં બેસે છે. તેની પાંખે ત્રણ ચાર તપખિરીઆ રંગનાં ટપકાં હોય છે, સાધારણ મચ્છરનો રંગ કાળાશપર હોય છે, તેઓ ગણગણાટ કરે છે. ઝેરી મચ્છર ડંખે તેની ખબર પડતી નથી પણ સાધારણ મચ્છરનો ચટકો તો ચમ ચમે છે.

પ્ર૦ ઝેરી મચ્છરો તાવ શી રીતે ફેલાવે છે?

ઉ૦ ઝેરી મચ્છર તાવવાળા માણસને કરડે, ત્યારે તાવના જંતુ મચ્છરના જઠરમાં લોહી ભેગા જાય છે, ત્યાં ઉછરીને તેઓ સૂંઢ પાછળ લાળની ગાંઠો હોય છે, તેમાં પેસે છે. ઝેરી મચ્છર તંદુર-

સ્ત માણસને ડંખે છે, ત્યારે તેની લાળ અને તે તાવના જંતુઓ માણસના લોહીમાં પેસે છે, અને ફેલાય છે એટલે તેને તાવ આ-વવા માંડે છે.

પ્ર૦ મચ્છરો તાવવાળા માણસના શરીરમાંથી તાવના જંતુ ન લઇ જાય તેને માટે શું કરવું?

ઉ૦ તાવવાળા માણસના બિછાનાપર મચ્છરદાની બાંધી રાખવી.

પ્ર૦ મચ્છરનો નાશ કરવાનો શો ઉપાય છે?

ઉ૦ મચ્છર બંધિઆર પાણીમાં ઈંડાં મૂકે છે. માટે આસપાસનાં ખા-બોચીઆં પૂરી નાંખી ગંદવાડ થવા દેવો નહિ. મચ્છરની લીખો શ્વાસ લેવાને પાણીપર તરી આવે, તેજ વખતે ખાબોચીઆં વગે-રેમાં દર દશ ચોરસ ફુટે અધોળ કેરોસીન તેલ રેડવું; તેથી લીખો ઉપર આવી શકશે નહિ, અને અંદર રહી રૂંધાઇ મરશે. આ કામમાં ડામર પણ ઉપયોગી છે. જો મચ્છર ઉછરી આવે તો ડામર, ગંધક, લોબાન, અને લાકડાના ધુમાડાથી તેનો નાશ થઇ શકશે.

---

## પાઠ ૧૭ મો. હાથી.

પ્ર૦ હાથીના શરીરનું વર્ણન કરો.

ઉ૦ સઘળાં પ્રાણીઓમાં હાથી મોટામાં મોટું પ્રાણી છે. એની ચા-મડી જાડી ને કાળા રંગની છે. તેના પર જાડા ને આછા વાળ છે, તેને નાકને બદલે સુંઢ છે. તે વડે તે શ્વાસ લે છે, ખાવાનો ખોરાક, પાણી વગેરે સૂંઢ વડે લઇ મોંમાં મૂકે છે. કાઇ પદાર્થ ઝાલવો હોય તોપણ સૂંઢ વડેજ ઝાલે છે. ઝીણામાં ઝીણી વસ્તુ પણ તેની સૂંઢના છેડે આંગળીના ટેરવા જેવું ટેરવું હોય છે તેના વડે પકડી શકે છે. એના મોં આગળથી સૂંઢ ઉપર બે દાંત નીક-

હેલા હોય છે, તેને દંતુશળ કહે છે; એને થાંભલા જેવા ચાર પગ છે. સુપડા જેવા બે કાન છે. તેના શરીરના પ્રમાણમાં તેની આંખો નાની છે, તેને એક પૂંછડી છે. તેનામાં અત્યંત બળ હોય છે.

પ્ર૦ હાથીનો શો ઉપયોગ છે ?

ઉ૦ મોટા રાજાઓ શોભાને માટે હાથી પાળે છે, તેઓ હાથી ઉપર અંબાડી મૂકીને તેમાં બેસીને કોઇ કોઇવાર ફરવા નીકળે છે. તે ભારે બોજો ઉપાડવા અને તાણવામાં વપરાય છે. લાંબી મુસાફરીમાં હાથીની સવારી ઘણી ઉપયોગી છે. તે દહાડાના ૬૦-૭૦ માઇલ ચાલી શકે છે. પહેલાંના વખતમાં તોપો નહતી, ત્યારે દુશ્મનનું લશ્કર ચગદી નાંખવાના કામમાં હાથી વાપરતા. એ જનાવર ઘણું શાંત, કહ્યાગરૂં, સમજવાળું અને માયાળુ હોય છે.

પ્ર૦ હાથીની વસ્તી કયા દેશોમાં છે ?

ઉ૦ લંકા અથવા સિંહલદ્વીપમાં તથા આફ્રિકાનાં જંગલોમાં હાથીની વસ્તી વધારે છે. એ જંગલી હાથીઓને પકડી શકાતા નથી. માણસોથી તેમની પાસે પણ જઇ શકાતું નથી. તેમને પકડવા માટે લાકડાંનો મોટો કોટ કરી હાથીનાં ટોળાં જંગલમાંથી હાંકી લાવી પુરે છે, ને તેમાં તેમને ઘણા દહાડા ભુખે મારે છે, તેથી નરમ પડે છે, ત્યારે પાળેલા હાથી જોડે રાખી તેમને હેળવે છે.

પ્ર૦ હાથીને શો ખોરાક જોઇએ છીએ ?

ઉ૦ તે ઘાસ, રોટલા, અનાજ સર્વ ખાય છે.

પ્ર૦ દંતુશળ અને હાથીનાં હાડકાંનો શો ઉપયોગ છે ?

ઉ૦ દંતુશળના ચુડા બનાવે છે, તે ઘણા કિંમતી ગણાય છે, તેને ગૃહસ્થ લોકોજ વાપરે છે. ગરીબોને તો હાડકાંના ચુડા વાપરવા

પડે છે. તે સિવાય ચપ્પુના હાથા, ઘડીઆળના અછોડા, કાંસકીઓ, લાકડીઓ વગેરે થાય છે.

---

## પાઠ ૧૮ મો. પ્રાણી અને વનસ્પતિના રંગ.

પ્ર૦ પ્રાણીઓ, તેમનો રંગ, અને રહેઠાણની આસપાસના પદાર્થોના રંગની વચ્ચે શો સંબંધ હોય છે?

ઉ૦ ઉત્તરના બરફના મુલકમાં રીંછના વાળ સફેદ હોય છે. અરબસ્તાન જેવા રેતાળ મુલકમાં ઉંટનો રંગ રેતી જેવો પીળચટો બદામી રંગ હોય છે. આફ્રિકાના સિંહો ભુંખરા તપખીરીઆ રંગના હોય છે. ઝાડીમાં રહેનારા વાઘ સુકાં લીલાં ઝાંખરાં અને ભોથાંને લીધે તેની કાળા પીળા પટ્ટાવાળી ચામડી ઓળખવી મુશ્કેલ પડે છે. અંધારે ફરનારા ઉંદર, કોળ, અને વન વાગલાં મેલા રંગનાં હોય છે. ઘુઅડ પણ રાત્રે ઉડે છે, તેનાં પીંછાં રંગે ઝાંખાં હોય છે.

પ્ર૦ પ્રાણીઓનો રંગ અને તેની આસપાસના પદાર્થોનો રંગ મળતો આવવાનાં કારણ શાં?

ઉ૦ તેનાં બે કારણ છે. વાઘ જેવા પ્રાણીની બાબતમાં એક એ કે શિકારને તેના આવ્યાની ખબર પડે નહિ, તેથી નજીકમાં અજાણપણે આવી જવાથી તલપ મારી શિકાર ઝડપી શકે છે. બીજું રંગને લીધે પ્રાણી ઓળખાય નહિ, એટલે દુશ્મન જઇ તેનાપર છાનોમાનો ફાળ મારી શકે નહિ. નાનાં પ્રાણી અને તેની આસપાસના પદાર્થોનો રંગ મળતો હોવાનું કારણ એજ છે. પોપટ બળવાન પ્રાણી નથી માટે તેનો રંગ લીલો છે. એથી ઝાડ ઉપર તેનો માળો હોય, તેનાં પાંદડાંની વચ્ચેથી દુશ્મન ઝટ દેખી કે ઓળખી શકતો નથી. પાંદડાંપર રહેનારાં જીવડાં પણ લીલાંજ હોય છે, તેનું કારણ પણ એજ છે.

પ્ર૦ એકજ વર્ગનાં જંગલી પ્રાણીઓના રંગમાં ફેર હોતો નથી, પણ પાળેલાંના રંગમાં ઘણો ફેર હોય છે તેનું શું કારણ ?

ઉ૦ જંગલી પ્રાણીઓને રંગનો ખપ હોય છે, તેથી તેઓ તે બદલતાં નથી. પાળેલાં પ્રાણીઓને રંગનો ખપ નથી માટે તેનો રંગ બદલાય છે. જેમકે બધાં વરૂનો રંગ લગભગ સરખો હોય છે, પણ કુતરાં જુદાં જુદા રંગનાં હોય છે. વગડાઉ ઢોર અને પાળેલાં ઢોરનો, સિંહ અને બિલાડીનો, રંગમાં ભેદ એજ કારણથી છે.

પ્ર૦ કેટલાંક પ્રાણીઓનો રંગ ભભકદાર હોવાનું શું કારણ ?

ઉ૦ ભભકદાર રંગ તેમને શોભા આપે છે, અને તે વડે તેઓ પારકું ચિત્ત લોભાવે છે.

પ્ર૦ કેટલાંક ફુલનો રંગ ભભકદાર હોય છે તેનું શું કારણ ?

ઉ૦ તે પણ શોભા આપે છે એટલુંજ નહિ, પણ પારકું ચિત્ત લોભાવે છે. જંતુઓ ફૂલના ભભકદાર રંગથી લોભાઇને તે પર જઇ બેસે છે ને મધ ચૂસે છે, ત્યારે પુંકેસરવાળા ફૂલમાંથી સ્ત્રીકેસરવાળા ફૂલમાં પરાગ લઇ જાય છે, ને તેથી બીજ તૈયાર થઇ તેમાંથી નવા છોડો ઉત્પન્ન થાય એવાં બનાવે છે. એ જોતાં ફૂલના રંગનો હેતુ બીને પકવવાનો, અને તેમાંથી નવા છોડ ઉત્પન્ન થા એવા બનાવવાનો પણ હોય, એમ લાગે છે. રંગ સિવાય ફૂલોની સુગંધી પારકું ચિત્ત લોભાવે છે. કેટલાંક ફૂલો રાત્રેજ ખીલે છે. તે અંધારે સહેલથી જણાઇ આવે માટે તેનો રંગ ફીકકો ધોળો હોય છે.

પ્ર૦ કેટલાંક ફળનો રંગ ચકચકિત હોવાનું શું કારણ ?

ઉ૦ ફળના ભભકદાર રંગથી પક્ષીઓ ખેંચાઇ તે તરફ જાય છે. તેઓ

ફળનો ગર ખાય છે. અને બી અથવા ઠળીઆ જમીનપર પડવા દે છે. એ બી જમીનમાં દટાય અને ત્યાં ઉગે, ત્યારે નવું ઝાડ થાય છે. એ પ્રમાણે રંગની મદદ વડે ફળો નવું ઝાડ ઉત્પન્ન કરવાનું પોતાનું કાર્ય કરે છે.

---

## પાઠ ૧૯ મો. હૃદય અને લોહીનું ફરવું.

પ્ર૦ હૃદય કોને કહે છે.

ઉ૦ શરીરના જુદા જુદા ભાગોમાં લોહી પહોંચાડવાને છાતીના ભાગમાં લોહીની ટાંકી હોય છે તેને. તે માંસનું બનેલું છે, ને અંદરથી પોલું છે.

પ્ર૦ હૃદયનું વર્ણન કરો.

ઉ૦ આપણા શરીરમાં છાતીના અંદર સહેજ ડાબે પાસે હૃદય આવેલું છે, તેમાં એક ડાબું ને બીજું જમણું એમ બે ખાનાં છે. હૃદય માંસના લોચાનું બનેલું છે. તેનો આકાર શંકુ જેવો છે; તે આગલી મેર ગોળ ને પાછલી મેર ચપટું છે. દરેક માણસના હૃદયનું કદ લગભગ તેની મુઠી જેવડું છે. તેના ડાબા ખાનામાં સ્વચ્છ લોહી ભેગું થાય છે. તેની ટોચેથી એક મોટો નળ નીકળે છે, એ નળમાંથી નાની નળીઓ ફેલાએલી છે. એ નાની નળીઓમાંથી તેનાથી નાની, અને વળ તેમાંથી છેક નાની વાળ જેવી નળીઓ નીકળેલી હોય છે. હૃદયના ડાબા ખાનામાંથી લોહી મોટા નળમાં વહે છે, અને ત્યાંથી આખા શરીરમાં નાની નળીઓ વાટે જાય છે. જે નળીઓમાં થઇને લોહી વહે છે, તેઓને ધોરી નસ કે નાડી કહે છે.

પ્ર૦ શરીરમાંનું બગડેલું લોહી શી રીતે સ્વચ્છ થાય છે?

ઉ૦ આપણા શરીરને ધાતુ અથવા શક્તિ આપનારૂં તત્વ હમેશાં ક્ષીણ થાય છે, અને પાછું તાજું થાય છે. ક્ષીણ થયેલું તત્વ લોહીને બગાડે છે. એ બગડેલું લોહી ઝીણી વાળ જેવી નળીઓમાં થઇને બીજી નળીઓમાં પેસે છે. પછી એ નળીઓમાં થઈ તે વધારે મોટી નળીઓમાં જાય છે. આખરે અસ્વચ્છ લોહી મોટા નળોમાં વહેતું વહેતું હૃદયના જમણા ખાનામાં પેસે છે. અસ્વચ્છ લોહી લઇ જનારી નળીઓને શિરા કહે છે. અસ્વચ્છ લોહીનો રંગ આસમાની હોય છે, તેથી શિરાઓ પણ આસમાની દેખાય છે. હૃદયના જમણા ખાનામાંથી એ લોહી ફેફસાંમાં જાયછે. ત્યાં આપણે શ્વાસ વાટે લીધેલી હવા તેને સ્વચ્છ કરે છે. તેમાંનો મેલ આપણે શ્વાસ પાછો કાઢીએ છીએ તેની સાથે બહાર નીકળી જાય છે.

પ્ર૦ લોહીના ફરવાને શેની ઉપમા આપી શકાય ?

ઉ૦ રેંટમાળની. કેમકે સ્વચ્છ થયેલું લોહી ફરીથી ફેફસામાંથી શિરાઓમાં થઇને હૃદયના ડાબા ખાનામાં દાખલ થાય છે, ત્યાંથી તે પાછું શરીરમાં ફરવા નીકળે છે, એમ નિરંતર ફર્યાજ કરે છે.

પ્ર૦ હૃદયને શેની ઉપમા આપી શકાય ?

ઉ૦ બંબાની કારણકે બંબાની પેઠે હૃદયનું ડાબું ખાનું સંકોચાઇ લોહીને ધોરી નસોમાં હડસેલે છે; તે સંકોચાઇને પાછું ફુલે છે, અને ફરી સંકોચાય છે એમ બંબાની પેઠે નિરંતર ચાલ્યા કરવાથી લોહી આખા શરીરમાં ફરી વળે છે.

પ્ર૦ આપણે છાતીપર હાથ મૂકીએ છીએ ને ધબકારો થાય છે, તે થવાનું શું કારણ ?

ઉ૦ હૃદય સંકોચાય છે અને ફુલે છે, તેથી ટકોરા થાય છે, અને

તેને લીધે ધબકારો થાય છે. ધોરી નસોમાં પણ તેવાજ ટકોરા થાય છે. આપણા કાંડા આગળ અને બીજે કેટલેક ઠેકાણે આપણે નાડી જોઇ શકીએ છીએ; ધોરી નસનો ધબકારો માલમ પડે છે. તંદુરસ્ત માણસની નાડીના દરમિનિટે શુમારે ૭૦ થી ૮૦ સુધી ધબકારા થાય છે. નાનાં છોકરાંમાં એથી વધારે થાય છે, અને બાળકોની નાડીમાં દરમિનિટે ૧૨૫ સુધી ટકોરા ગણાય છે.

પ્ર૦ લોહી શરીરમાં ફરે છે એવી શોધ કોણે કરી ?

ઉ૦ હારવી નામના અંગ્રેજ ડાકટરે ઈ૦ સ૦ ૧૬૨૮ માં શરીરમાં લોહી કેવી રીતે ફરે છે તેની શોધ કરી હતી.

---

## પાઠ ૨૦ મો. જઠર અને પાચનક્રિયા.

પ્ર૦ પાચનક્રિયા એટલે શું ?

ઉ૦ જે ક્રિયાએ કરીને આપણું ખાધેલું બદલાઇને લોહી થાય છે, તેને પાચનક્રિયા કહે છે.

પ્ર૦ માણસને શા માટે ખોરાકની જરૂર છે ?

ઉ૦ જેમ વરાળયંત્રમાં કોલસા નાખવા પડે છે, તેમ માણસને ખોરાકની પણ જરૂર છે. યંત્રમાં જેમ કોલસા ન હોય તો ગરમી પેદા થઇ સાંચો ચાલે નહિ; તેમજ ખોરાકનું સમજવું. જે ખોરાક આપણે ખાઇએ છીએ, તે શરીરમાં છેક ધીમે ધીમે બળે છે; એ કારણથી તેમાં ગરમી ઉત્પન્ન થાય છે. તેથી શરીરમાં ગરમાવો રહે છે. તે ગરમીને લીધેજ આપણે કામ કરીએ છીએ.

પ્ર૦ ખોરાકનો મુખ્ય ઉપયોગ શો છે ?

ઉ૦ ૧. શરીરમાં ગરમી પેદા કરવાનો; ૨. શરીરનો ઘસારો સમારવાનો; ૩. શરીરને પુષ્ટિ આપવાનો. જેમ જેમ આપણે કામ કરીએ, તેમ

તેમ શરીર ઘસાય છે, તે ઘસારાથી શ્વાસ, પરસેવો, મૂત્ર વગેરેની વાટે કેટલાક પદાર્થો નીકળી જાય છે. એ ઘટ ખાઇપીને પુરી પાડવી જોઇએ. બાળકોને એ ઘટ પુરી પાડવાને ખાવું જોઇએ એમ નથી, પણ પુષ્ટિ અને જોરાવર થવાને વધારે ખાવું પડે છે.

પ્ર૦ સાધારણ રીતે ખોરાકના વર્ગ કયા છે?

ઉ૦ ૧ લોટ અથવા પૈજવાળા એટલે લોહી જેવા અને સાકરીઆ. એમાં ખાંડ, ગોળ, સાકર, ગુંદ, કંદમુળ, ચોખાનું સત્વ વગેરે પદાર્થો છે.

૨ ચરબીવાળા અથવા તેલી; એમાં ઘી, તેલ જેવા તેલી પદાર્થો ખાવાથી શરીરમાં ચરબીનો વધારો થઇ ગરમી પેદા થઇ સારી તાકાદ આવે છે.

૩ માંસ ઉત્પન્ન કરનારા, એમાં બધી જાતનાં કઠોળ તથા દાણા છે તેમાં માંસ પેદા કરનારા પદાર્થો છે. આ જાતના ખોરાકથી શરીરનું પોષણ તથા વૃદ્ધિ થાય છે.

૪ હાડકાં બનાવનારા. એમાં વનસ્પતિના ખાર એટલે લીંબુ, આમલી, દ્રાક્ષ, શેરડીનો રસ, તાજાં ફળ, શાક ભાજી વગેરેમાં જે ખાર હોય છે તે હાડકાં મજબુત કરી લોહી સાફ કરે છે. પોટાશ, સિંધવ, મીઠું એ પદાર્થો પણ શરીરના બધા ભાગો સાફ કરવામાં તથા વધારવામાં કામ આવે છે.

પ્ર૦ ખોરાક જઠરમાં શી રીતે જાય છે?

ઉ૦ મોંમાં મૂકેલો કોળીઓ દાઢો વડે ચવાય છે, અને ચાવતી વખત થુંક સાથે મળવાથી તેનો નરમ લોદો તૈયાર થાય છે. ગળામાં બે નળીઓ છે. આગલી નળી શ્વાસ જવાને અને પાછલી નળી અન્ન જવ માટે છે. શ્વાસ નળી આગળ હોવાથી તેમાં અન્નનો

લોંદો પેશી ન જાય માટે તેના પર એક ઢાંકણું છે. જ્યારે ખોરાક ગળામાં ઉતરવા જાય છે, ત્યારે શ્વાસ નળી પર ઢાંકણું એની મેળે દવાઇ જાય છે. ખોરાક તે માર્ગે થઇ અન્ન નળીમાં થઇ જઠરમાં જાય છે. કોઇ વેળા ખાધેલું કે પાણીનો સહેજ ભાગ શ્વાસ નળીમાં જાય, તો અકળામણ આવે છે. તે ઉધરસ ખાઇને જ્યારે તેમાંથી કાઢીએ, ત્યારે જીવને નિરાંત વળે છે. આવું થાય તેને અંતરસ ગયું કહે છે. એટલા માટે ખાતી વેળા બહુ સંભાળ રાખવી.

પ્ર૦ જઠરની રચનાનું વર્ણન કરો.

ઉ૦ એ માંસના લોચાનું બનેલું છે, એનો આકાર ચામડાની મસક જેવો ને સ્થિતિસ્થાપક છે. તે પેટની ડાબી બાજુએ આડું પડેલું છે, તેને ઉપર ને નીચે એવાં બે કાણાં છે. તે ઉપલા કાણાનો સંબંધ આંતરડાં સાથે છે. નીચલું કાણું ખોરાક ગયા પહેલાં બંધ હોય છે. ખાધેલો ખોરાક અહીં પાચન થાય છે. જઠરમાંથી એક જાતનો ખાટો રસ નીકળે છે, તે વડે ખોરાકના માંસ ઉત્પન્ન કરનારા પદાર્થો પીગળીને તેમાં મળી જાય છે, તે લોહીની શિરાઓ ચૂસી લે છે. જઠરમાં પાચન થયા સિવાયનો જે ભાગ હોય છે, તે નીચલા કાણા વાટે આંતરડાંમાં જાય છે.

પ્ર૦ કાળજાની રચનાનું વર્ણન કરો.

ઉ૦ એ જઠરની જમણી બાજુ છે. તેનાથી જઠરની એક બાજુ જરા ઢંકાએલી છે, તે રતાશ પડતા બદામી રંગ જેવું છે. આખા શરીરમાં બધાથી મોટામાં મોટા માંસનો લોચો એ છે. એ લોહીમાંથી પિત્ત નામનો લીલાશ પડતો પ્રવાહી પદાર્થ નોખો પાડે છે. કાળજામાંથી આંતરડાં સુધી એક નળી છે; ખોરાક નાના આંત-

રડામાં આવે છે, ત્યારે પિત્ત એ નળી વાટે ત્યાં જાય છે. તેની મદદથી ચરબીવાળા પદાર્થો પાચન થાય છે.

પ્ર૦ જઠરમાં પાચન થયેલા પદાર્થોનું શું થાય છે?

ઉ૦ જઠરની નીચેના અંગમાંથી આંતરડાં સુધી એક નળી છે, તે નળી વડે ઉપલા અંગમાં થયેલો રસ આંતરડાંમાં જાય છે. તે રસમાં એક એવો ગુણ છે, કે હાડકાં બનાવનારા, સાકરીઆ અને ચરબીવાળા પદાર્થોનો બધો નહિ પચેલો ભાગ એક રસ થઇ જઇ આંતરડાંમાંનાં ઝીણાં છીદ્રો વાટે લોહીમાં મળી જાય છે. ખોરાકનો બાકી રહેલો ભાગ મોટા આંતરડામાં જઇ ત્યાં આગળ પાચન થઇ લોહીમાં મળે છે, અને બાકી રહેલો કુચો જે મળ કહેવાય છે, તે મોટા આંતરડામાં થઇ પુંઠ વાટે બહાર નીકળી જાય છે.

પ્ર૦ ખોરાકમાં શી સંભાળ રાખવી જોઇએ?

ઉ૦ ભારે પદાર્થો ઝટ પચી શકતા નથી, માટે તે વધારે ખાવા નહિ. પચે તેટલું ને બરાબર ભૂખ લાગે ત્યારેજ રૂચી પ્રમાણે ધીમેથી ચાવીને ખાવું, અકરાંતીયું ખાવું નહિ. ખાવાપીવામાં સંભાળ ન રાખવાથીજ રોગ થાય છે; મંદવાડમાં તો ખુબ સંભાળ રાખવી. **સૌથી મોટું સુખ શરીરની આરોગ્યતાનું છે.**

---

## પાઠ ૨૧ મો. ઉનનાં અને સુતરાઉ વસ્ત્રો.

પ્ર૦ માણસને વસ્ત્રોની શા માટે જરૂર છે?

ઉ૦ માણસ માત્રમાં શરીરની ગરમીનું માપ સરખું હોય છે. ગમે તો તે નીરોગી હોઇ ગમે તેવા ઠંડા કે ગરમ મુલકમાં વસતા હોય, તવંગર હોય કે ભિખારી હોય, તો પણ તેઓનાં શરીરની ગરમી

એક સરખી હોય છે. એ ગરમી સાચવી રાખવાને વસ્ત્રોની જરૂર છે. વસ્ત્ર વિના એકલા ખોરાકથી ગરમી સાચવવી કઠણ પડે, એજ કારણથી વસ્ત્રો માણસની અગત્યની વસ્તુ ગણાય છે.

પ્ર૦ ઊનનાં લુગડાં પહેરવાનું કારણ શું?

ઉ૦ ઊન જાતે ગરમ નથી, પણ તે શરીરમાંની ગરમીને ઉતાવળે નીકળી જતી અટકાવે છે, અથવા તેમાંથી ગરમી ધીમે ધીમે વહે છે. જેમ એક માટીના વાસણમાં થોડું ગરમ પાણી રેડીને ખુલ્લી હવામાં રાખીએ, તો તે પાણી ઠંડુ થવા માંડે છે, પણ વાસણપર ઊનનું લુગડું વીટાળ્યું હોય, તો તેમાંનું પાણી ઝટ ઠંડુ થતું નથી. વળી એક લોઢાનો સળીઓ એક છેડેથી દેવતામાં મૂકીશું તો તેના બીજો છેડો ઝલાશે પણ નહિ, પણ લાકડું એક છેડે બળતું હોય તો તેનો બીજો છેડો ઝાલી શકાશે. એટલે લોઢું ગરમીને ઘણી ઝડપથી અને લાકડું ધીમેથી વહેવા દે છે; લાકડાની પેઠે ઊન પણ પોતાનામાં ગરમી ધીમે ધીમે વહેવા દે છે, તેથી તે મંદવાહક છે, તે શરીરમાંથી ગરમી ઉતાવળે નીકળી જવા દેતું નથી, પણ સુતરાઉ વસ્ત્રો લોઢાની પેઠે ગરમીને ઝડપથી વહી જવા દે છે. માટે તે વડે ટાઢમાં ઊનના જેટલું સુતરાઉ લુગડાંથી શરીરની ગરમીનું રક્ષણ થતું નથી.

પ્ર૦ શરીરના કયા ભાગોની વધારે સંભાળ રાખવાની જરૂર છે?

ઉ૦ શરીરમાં છાતી ને પેટ એ બે ભાગો ઘણા અગત્યના છે; કેમકે તેમાં હૃદય, ફેફસાં, જઠર, આંતરડાં વગેરે મુખ્ય અંગો રહેલાં છે. માટે ટાઢમાં એ અંગોને સાચવવાની ખાસ જરૂર છે. એજ કારણથી શિઆળામાં ફલાનલનું બદન પહેરવું; અને તેના ઉપર ગમે તો, સુતરાઉ લુગડાં પહેરવાં.

પ્ર૦ ઉનનાં લુગડાં શરીરને બીજો શો ફાયદો કરે છે; ને સુતરાઉથી શું નુકસાન થાય છે?

ઉ૦ આપણી ચામડી વાટે પરસેવો વરાળ રૂપે બહાર નીકળે છે, તેથી શરીરની ગરમી ઓછી થઇ આપણને ટાઢ વાય છે. પણ જો ઉનનાં લુગડાં પહેર્યાં હોય તો પરસેવો થતાંજ તે ચૂસી લે છે. ઉન ઝીણા તાંતણાનું બનેલું છે, ને તેની રચના સુંદર જાળીદાર હોય છે. જાળીપર પરસેવો ફેલાઇ જાય છે, અને તેની વરાળ ઘણી ધીમે ધીમે થાય છે. આ ઉનનો બીજો ફાયદો છે. ઉનને બદલે સુતરાઉ વસ્ત્રો પહેર્યાં હોય અને ઘણો પરસેવો થતો હોય, તો આપણને શરદી કે બીજો મંદવાડ થવાની ધાસ્તી રહે છે. કારણ કે સુતરાઉ લુગડાં પરસેવો ચૂસી શકતાં નથી. સુતર કરતાં ઉન પોચું ને વધારે છિદ્રાળુ છે. એ છિદ્રોમાંથી તાજી હવા ચામડીપર વાય છે. આ હવા મંદવાહક છે. તે ઉનની જાળીઓમાં ભરાઇ રહી ગરમીને બહાર નીકળી જવા દેતી નથી. આ પ્રમાણે ઉન અને હવાના મેળાપથી શરીરની ગરમી વધારે સચવાય છે.

પ્ર૦ ઉનાળામાં સુતરાઉ લુગડાં શા માટે પહેરવાં જોઇએ?

ઉ૦ ઉનનાં લુગડાં પહેરવાથી બહુ તાપ લાગે છે. એ ઋતુમાં મલમલનાં કે બીજી જાતનાં સફેદ સુતરાઉ લુગડાં વધારે અનુકુળ પડે છે. સફેદ લુગડાં સૂર્યની ગરમીનું શોષણ ન કરતાં તેને પાછી ફેંકે છે. તેથી ગરમીનો જમાવ થતો નથી.

---

## પાઠ ૨૨ મો. સુતરનો વણાટ.

પ્ર૦ કપાસ શી રીતે લોઢાય છે એટલે કપાસીઆ ને રૂ શી રીતે જુદાં પડે છે?

ઉ૦ કપાસ ઘણુંકરીને જીનમાં લોઢાય છે. આપણા દેશમાં પહેલાં ચરખા વડે હાથથી કપાસ પીલતા હતા. એ ચરખાને નીચે એક લાંબી પાટલી હોય છે, તેના બે છેડેથી બે થાંભલીઓ હોય છે, થાંભલીઓના ઉપલા છેડે બે લાટો એક લોઢાની ને બીજી લાકડાની હોય છે, લાકડાની લાટનો એક છેડો થાંભલી બહાર રાખેલો હોય છે. તેને ફેરવવા માટે બીજું લાકડું જોડેલું હોય છે, તેનાથી એક હાથે ફેરવતા જાય અને બીજે હાથે લાટો વચ્ચે કપાસ પુરતા જાય છે, જેથી કપાસીઆ નીચે પડે છે, ને રૂ પછવાડે જાય છે. જીનમાં પણ એવા ઘણા ચરખા હોય છે તે વતી, કપાસ પીલાય છે. એવાં જીન આપણા ગુજરાતમાં સુરત, સાયણ, ભરૂચ, પાલેજ, છટોલા, ડભોઇ, અમદાવાદ, વીરમગામ, આણંદ, ઉમરેઠ, પેટલાદ, નડીઆદ, મોરબી, ધોલેરા, વગેરે ઠેકાણે છે.

પ્ર૦ રૂને શી રીતે સાફ કરે છે?

ઉ૦ રૂને ઝુડીને ઢગલા કરે છે, અને પીંજવાને પીંજણઉપર ચઢાવે છે. લાકડાના જાડા કામઠાને દોરી કે તાંત ખેંચીને બાંધેલી હોય છે, તેને પીંજણ કહે છે. પિંજારે એક હાથે કામઠું પકડે છે, અને બીજે હાથે ગોટીલો મારી તાંતને ઝડપથી હલાવે છે. જેમ તાંત હાલે છે, તેમ રૂ પીંજાઇને પોચું ભાગલા જેવું બને છે, અને ધુળ, કસ્તર વગેરે રૂમાંથી નીકળી ઢગલા હેઠે એગું થાય છે. પછી સાફ થયેલું રૂ ઉપાડી લે છે.

પ્ર૦ સાફ કરેલા રૂની પુણીઓ શી રીતે બનાવે છે?

ઉ૦ એક માટલું ઉંધું પાડી તેના ઉપર સાફ કરેલા રૂના પોલને મૂકે છે, અને વાંસની સળીઓ વતી પુણીઓ વણે છે. એ પુણીઓને રેંટીઆવતી કાંતવાથી સુતર થાય છે.

પ્ર૦ રેંટીઆની રચના કહો.

ઉ૦ એમાં એક લાંબા લાકડાને એક છેડે મોટા અને બીજે છેડે નાનો એમ આડા કકડા જડેલા હોય છે. તેમાં મોટા કકડા ઉપર બે મોટા ઉભા કકડા રોપેલા છે, નાના કકડા ઉપર બે નાના કકડા ઉભા રોપેલા છે. મોટા કડકાની ખાંચમાં એક ધરી ઘાલેલી હોય છે. એ ધરીને વચ્ચે પાંખડા પાંખડાવાળું ચક્કર હોય છે, તે ચક્કરની ધરી સાથે લાકડાનો હાથો જડેલો હોય છે, અને પાંખડાઓની ટોચે પાતળી દોરી વીંટાએલી હોય છે. બીજે છેડે નાનાં ખોસેલાં લાકડાંની ખાંચમાં બે ચામડાનાં ચમરીઆં ખોસે છે, તેમાં ઉંદરડોની પુંછડીના ઘાટની લોઢાની તરાક નાંખે છે. એક સુતરની દોરી જેને માળ કહે છે, તેનો એક આંટો ચક્કર અને તરાક ઉપર આવે તેમ બાંધે છે; તેથી હાથો ફેરવતાં ચક્કર ફરે છે, તેને લીધે માળ ફરવાથી પેલી તરાક ઘણી ઝડપથી ફરે છે. બૈરાં એક હાથે રેંટીઓ ફેરવે છે, ને બીજે હાથે ચપટીમાં પુણી લઇ તરાકને થોડી વળગાડીને પ્રથમ હળવે હળવે ખેંચે છે, તેથી પુણીમાંથી વળ ચડેલો રૂનો ઝીણો તાર નીકળે છે, તેને સુતર કહે છે. ઝીણી ચપટી હોય તો ઝીણો તાર નીકળે છે, ને જરા પોલી ચપટી રાખે તો જાડો તાર નીકળે છે.

પ્ર૦ રૂને હાથવડે શી રીતે કાંતતા હશે?

ઉ૦ એક હાથની ચપટીમાં રૂ રાખે છે, અને એક લાકડાની ચકરડી-પર જરા રૂને વળગાડે છે, તેથી તે ચકરડીને વળ દઇ બીજે હાથે ફેરવે છે, એટલે તેમાંથી ઝીણો તાર ખેંચાઇને આવે છે. તે તારને ચકરડીમાં ખોસેલી સળી ઉપર વીંટાળે છે. આ પ્રમાણે હાથ વડે બ્રાહ્મણો જનોઇઓ બનાવવાને કાંતે છે.

તથા રબારી, ભરવાડ વગેરે લોકો બકરાના વાળ ને ઘેટાની ઉનને એ પ્રમાણે હાથવડે કાંતે છે.

પ્ર૦ નખના સારથી રૂનું સુતર શી રીતે કરે છે?

ઉ૦ બંગાળા તરફના કારીગરો પોતાના હાથનો નખ વધારી તેમાં ઝીણો સાર પાડે છે, અને એ સારથી સુતરના ખુબ ઝીણા તાર કાઢી તેનો એવો તો બારીક તાર બનાવે છે કે તે જોયો હોય તો તેની અદ્ભુત કારીગરી જણાઇ આવે છે. એ દેશમાં આવા સુતરનું ઝીણામાં ઝીણું મલમ બનાવવામાં આવે છે.

પ્ર૦ કયી રીતે સુતર વણવાથી ફાયદો થાય છે?

ઉ૦ હાલમાં વરાળયંત્રથી સુતર વણવાના સંચા થયેલા છે. કેટલાક તો એવા છે કે તેમાં એક બાજુએ કપાસ નાંખવામાં આવે છે, તે પીલાઇ રૂ અને કપાસીઆ જુદા પડે છે, તે રૂની પુણીઓ વણાઇ, ઝીણું સુતર કંતાઇ કોકડીઓ અને ફાળકા તૈયાર થઇ તેનાં લુગડાં વણાઇને બહાર નીકળે છે. મુંબાઇ, સુરત, અમદાવાદ, વડોદરા, ભાવનગર, મોરબી, વઢવાણ વગેરે જગાએ સુતર કાંતવાના તથા લુગડાં વણવાના સંચા છે, તેને મીલો કહે છે. એમાં થોડી મહેનતે ઘણું કામ થાય છે. તેથી હાથ કરતાં તેમાં ફાયદો છે.

પ્ર૦ સુતરનો શો ઉપયોગ થાય છે?

ઉ૦ સુતર બે જાતનું છે. દેશી ને વિલાયતી. રેંટીઆથી કાતેલું તે દેશી, ને સંચાથી કાતેલું તે વિલાયતી. દેશી સુતર ટકાઉ છે, પણ વિલાયતીની કુમાશ સારી હોવાથી તે આંખને ગમે છે. સુતરનાં લુગડાં વણાય છે, શીવવાના દોરા, દડીઓ ને પાટીઓ પણ થાયછે.

---

## પાઠ ૨૩ મો. રેશમ અને રેશમનો વણાટ.

પ્ર૦ રેશમ શી રીતે બનતું હશે?

ઉ૦ રેશમ એક જાતનાં નાનાં જીવડાંમાંથી નીકળે છે. એ જીવડાં પતંગીઉં બનીને ઉડી જનારા કીડાના વર્ગનાં છે. એના રૂપમાં અમુક ફેરફાર થાય છે. એ જાતનું જીવડું પ્રથમ કીડા જેવું હોય છે, પછી થોડો વખત સુસ્ત પડી રહે છે, અને અંતે પતંગીઆ જેવું પાંખવાળું જીવડું બને છે. તે શેતુરનાં પાંદડાં ખાઇને જીવે છે. ઉંઘમાં પડતાં પહેલાં તેને સહીસલામત રહેવાને અને નિરાંતે ઉંઘવાને ઘર બનાવવું પડે છે. તે પોતાના મોંમાંથી તાર કાઢી પોતાની આસપાસ વીંટાળીને રહેવાનું ઘર કરે છે. તેને કોશેટો કહે છે. જે તારનું ઘર કરે છે તેનેજ આપણે રેશમ કહીએ છીએ.

પ્ર૦ કોશેટામાંથી રેશમ શી રીતે કાઢવામાં આવે છે?

ઉ૦ તેનું ઉપલું પડ જુદું પાડવા માટે કોશેટાને ઉના પાણીમાં બોળી રાખે છે, તે પછી અંદરની ગોટી ઉકેલીને તેની ગોટી કે ગુંછળી વાળે છે, આવા રેશમને કાચું રેશમ કહે છે. આપણે કાચું રેશમ જોઇએ છીએ તે બહારગામથી આવે છે.

પ્ર૦ કાચા રેશમને મજબુત વણવા લાયક શી રીતે બનાવે છે?

ઉ૦ એને વણવા લાયક કરવાને જાત જાતનાં ઓજારો વાપરે છે. તે વડે રેશમનો તાર એક પરથી બીજા પર વારાફરતી વીંટે છે એટલે વણવા લાયક થાય છે.

પ્ર૦ રેશમ મજબુત બનાવ્યા પછી એમનું એમજ કાપડ વણે છે કે કાંઇ બીજી કારીગરી કરવી પડે છે?

ઉ૦ તેને ચીકાશ અને મેલ કાઢી નાંખવા સારૂ ધોઇને સાફ કરવું

પડે છે. પછી જો રંગીન રેશમનો ખપ હોય તો તેને રંગે છે. લાલ, કીરમજી કે પીળો રંગ કરવામાં દેશી રંગ વાપરે છે. હાલમાં બીજા તરેહવાર રંગ કરવામાં વિલાયતી રંગ વપરાય છે, તે સોંઘા છે, અને સહેલથી ચઢે છે, પણ દેશી રંગ જેવા સારા અને ટકાઉ નથી.

પ્ર૦ રેશમનો શો ઉપયોગ થાય છે ?

ઉ૦ તેનું તરેહ તરેહવાર કાપડ બનાવે છે. આપણા દેશમાં રેશમી કાપડ લાકડાની સાળ પર વણે છે. પણ યુરોપ ખંડમાં તે વરાળથી ચાલતા લોખંડ કે પોલાદના સંચામાં વણાય છે. એવા ઘણા સંચા વિલાયતમાં ચાલે છે, કેટલુંક રેશમી કાપડ એકલા રેશમનું વખણાય છે; કેટલુંક એક તરફ રેશમ અને એક તરફ સુતર એમ સેળભેળ વણે છે, કેટલુંક કાપડ રેશમ સાથે કસબ ભેળીને વણે છે, તે ઘણું સુંદર અને કીમતી ગણાય છે. તવંગર લોકો રેશમની પાઘડીઓ અને બીજો પોશાક પણ કરાવે છે. રેશમી લુગડાં હલકાં, નરમ ને રૂપાળાં હોઇ ગરમ, સુવાળાં ને ટકાઉ છે.

પ્ર૦ રેશમ કયા દેશમાં નિપજે છે ?

ઉ૦ ચીન દેશમાં રેશમ થાય છે, તે સારૂં ગણાય છે. ઇરાન દેશમાં થાય છે, તે ચીનદેશ કરતાં ઉતરતું ગણાય છે. હિંદુસ્તાનમાં પણ રેશમની નીપજ થવા માંડી છે.

---

## પાઠ ૨૪ મો. ખાંડ અને ગોળ.

પ્ર૦ ખાંડ અને ગોળ શેનાં થાય છે ?

ઉ૦ શેરડીનાં થાય છે. શેરડી બે જાતની થાય છે, રાતી અને ધોળી.

રાતી શેરડી, ધોળા રતાશ પડતા રંગની થાય છે, ને ધોળી શેરડી રાતી કરતાં પોચી, જાડી, વધારે રસદાર ને પીળાશ પડતા રંગની હોય છે.

પ્ર૦ કેવી જમીનમાં શેરડીનો પાક સારો થઇ શકે છે?

ઉ૦ ચીકણી, ગોરાડુ, ઝટ પાણી ચુસે તેવી, વળી જે જમીન ચૂનાના ભાગવાળી હોય તેમાં શેરડી ઘણી સારી થાય છે.

પ્ર૦ શેરડીનું વાવેતર કયારે અને શી રીતે કરે છે?

ઉ૦ વૈશાખ માસમાં અખાત્રીજ પછી ઘણુંકરીને શેરડી રોપે છે. જે જમીનમાં શેરડી રોપવાની હોય છે, તેને બે ત્રણ વાર ખેડી જમીન પોચી કરે છે, ને તેમાં પુરતું ખાતર ભરે છે. પછી તેમ. શેરીઆં કાઢી કમારા કરી ખુબ પાણી ફેરવતા જાય છે, ને તેનાં બી રોપતા જાય છે. ત્રણ ત્રણ ગાંઠોના શેરડીના કકડા કરેલા હોય છે, તે વેંતને છેટે જમીનમાં ( શેરીઆની નીકમાં ) ગારામાં દબાવતા જાય છે. તેને દાબતાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે તેની ઉગવા જેવી આંખો તે દબાઈ જાય નહિ.

પ્ર૦ શેરડી વાવ્યા પછી તેની શી માવજત કરવી પડે છે?

ઉ૦ શેરડી વાવની વખતે તેમાં ગવાર અને બાજરીનાં બી વેરે છે, કારણ કે શેરડીના ફણગા ઘણા કોમળ છે, તે ઉગવાં તેના ફણગા સસલાં વધારે ખાય છે, તે ન ખાય તથા તેને તાપ વધારે લાગે નહિ, તેટલા માટે ગવાર અને બાજરીના છોડ જલદી મોટા થાય છે, તેથી તેની છાયા શેરડીને મળે છે. તેમજ ગવાર અને બાજરીના છોડની ગુપામાં સસલાંને ખાવાનું ફાવી શકે નહિ. શેરડી જરા મોટી થાય છે ત્યારે ગવાર ને બાજરીના છોડ ઉપાડી લેછે. શેરડી વાવ્યા પછી ત્રણ ચાર દહાડે ફરીથી પાણી પાવું

પડે છે, ને પછી દર આઠવાડીએ પાણી મૂકવું પડે છે. એને પાણી
ખૂબ જોઇએ છીએ. શેરડી એકેક હાથ ઉંચી થાય છે; એટલે
તેને થડ આગળ દીવેલીનો ખોળ બે ત્રણ વખત મૂકે છે; એ ખો-
ળનું ખાતર શેરડીને ઉત્તમ ગણાય છે. લગભગ ચારેક માસની
શેરડી થાય છે એટલે સાંઠા થવા માંડે છે, પણ તે વખતે ગળપણ
થોડું હોય છે. એ શેરડી મહા મહીનામાં પીલવા જેવી થાય છે,
સાંઠા ઉઘડે છે ત્યારે શિઆળ તથા ભુંડો ઘણો બિગાડ કરે છે ને
સાંઠા કાપી નાંખે છે. તે બિગાડ ન કરે તેટલા સારૂ શેરડીની
વાડ ઘણીજ મજબુત કરવી પડે છે.

પ્ર૦ શેરડીને શી રીતે પીલવામાં આવે છે?

ઉ૦ શેરડી તૈયાર થઇ એટલે તે પીલવા માટે બાવળના લાકડાનો
કાલુ તૈયાર કરાવે છે. પછી શેરડીને મૂળ સુદ્ધાંત ઉખેડી પાંદડાં
ઉખેડી લેછે, ને મૂળ તથા આંખો છોલી નાંખી સાંઠાના બબ્બે હા-
થના કકડા (કાતળાં) પાડે છે, કાતળાં પાડવામાં કાળજી રાખી
તેના છેડે જીભો રાખવી પડે છે. જેમ ઘાંચી લોકો ઘાણી ફેરવે છે
તેમ કાલુને બળદ જોડી ફેરવવામાં આવે છે. એ કાલુમાં એક
મોટું ને બે નાનાં એમ લાટીઆં હોય છે, તેના પર સ્ક્રુની પેઠે
વળવાળા અવળા સવળા આમળા હોય છે; તેથી વચલું લાટીયું
ફરે છે ત્યારે બાજુ પરનાં બેઉ ફરે છે. તેની નીચેના ભાગ-
માં સાંઠા પૂરવામાં આવે છે. તે બે લાટિયાં વચ્ચે દબાય છે,
એટલે તેનો રસ થાળામાં પડે છે. તેની બાજુપર નીક હોય છે,
તે નીકમાં થઇ તેને છેડે એક નાળચું હોય છે, તેમાં થઇ
લોઢાની કે માટીની કુંડીમાં તે રસ પડે છે. રસ નીકળે ત્યાં સુધી

એ કાતળાને બે ત્રણવાર પીલે છે; એટલે પાઠાં થાય છે તેને બહાર કાઢી નાંખે છે.

પ્ર૦ ગોળ શી રીતે બનાવે છે?

ઉ૦ કુંડીમાં ભેગો થયેલો રસ ગાળીને લોઢાની કઢાઇમાં રેડે છે. પછી તે રસને ખૂબ ઉકાળે છે. ઉકાળતાં તેનો મેલ કાપવા સારૂ તેમાં રાખ નાંખે છે, તથા ગોળનો રંગ સારો થવા માટે દૂધ રેડે છે. જે મેલ ઉપર તરી આવે છે, તે કાઢી નાંખે છે. મેલ કાપવા રાખ સિવાય ચૂનો અને ખારો પણ નાંખે છે, રસ ખૂબ ઉકળે ને ઘાડો થવા આવે, ને જોઇએ તેવી ચાસણી થાય એટલે કઢાઇને નીચે ઉતારે છે. તે ઠંડો પડવા આવે છે એટલે ટોપલામાં ભરે છે, અગર તો માટલાંમાં ભરે છે, એટલે ગોળ તૈયાર થયો કહેવાય.

પ્ર૦ ખાંડ શી રીતે તૈયાર કરે છે?

ઉ૦ ગોળની માફક રસને ઉકાળતાં મેલ કાપવા માટે ખૂબ સંભાળથી રસને ચોકખો કરે છે. પછી દાણો બંધાય ત્યારે કઢાઇને ઉતારે છે, આવેલા ગોળના જેવો તેનો રંગ થાય છે. તેમાં ચીકણો શીરો મળેલો હોવાથી તે નોખો પાડવા માટે કાણાં કાણાં-વાળાં પીપમાં અથવા ઝીણાં કાણાંવાળી શણની કોથળીઓમાં ભરે છે. આ કાણાં વાટે ચીકણો રસ નીચે ટપકીને નીકળી જાય છે, એટલે દાણાદાર કણીઓ બને છે. આ પીળાશ પડતી કણી-ઓનો રંગ ધોળો કરવા સારૂ બીજીવાર ઉકાળે છે. પછી પીળા રંગને ચૂસી લેનાર હાડકાના, કોયલાના થરવાળી મોટી ચાળ-ણીમાં ઉકાળેલો રસ રેડે છે, તેથી સફેદ રંગ બને છે. આ રીતે તૈયાર થયેલી ખાંડના કોથળા અને પેટીઓ ભરે છે. વિલાયતી

પરદેશી ખાંડ સાફ કરવામાં જાનવરોનું લોહી વાપરે છે, માટે તે ન વાપરતાં દેશી ખાંડ વાપરવી.

પ્ર૦ શેરડીનો શો ઉપયોગ થાય છે ?

ઉ૦ શેરડીનો કોઇ પણ ભાગ નકામો નથી તેના સાંઠા ગળ્યા હોવાથી લોકો તેને ચૂસે છે. તેનાં પાંદડાં, તોગા, ને રસ કાઢતાં રહેલા કુચા ઢોરોને ખવરાવવાના કામમાં આવે છે. તેના રસમાંથી ગોળ અને ખાંડ બને છે. તે ખાવાના ઉપયોગમાં આવે છે. ખાંડનાં પતાસાં, સાકર, અને તરેહ તરેહની મીઠાઇઓ બને છે. ચામાં પણ ખાંડ વપરાય છે. વળી તે દવાના કામમાં પણ આવે છે.

